# ઉપોદ્ઘાત

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઇતિહાસનો બીજો વિભાગ ગુજરાતી જનતા સમક્ષ સહર્ષ સાદર કરીએ છીએ. આપણે સહુ જાણીએ છીએ તેમ સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે, અને આ પુસ્તકમાં આપેલી સામગ્રી એ વસ્તુને પ્રત્યક્ષ કરાવવા અનેક રીતે સફળ થઈ છે. સોસાઈટી સ્થાપન થઈ ત્યારથી ગુજરાતના જીવનના વિવિધ દિશાના વિકાસનું આલેખન સોસાઈટીના પ્રકાશનો તેમ જ બુદ્ધિપ્રકાશમાં તેમાં દૃષ્ટિગોચર થાય છે અને આજ આટલા વર્ષને અંતરે એ Kaleidoscopic ચિત્રસરણી પ્રગતિનું સચોટ દર્શન કરાવવા તેમાંના મુદ્દાઓ એકત્રિત કરી આ પુસ્તકની રચનામાં ગોઠવ્યા છે.

નવીન શિક્ષણ અને નવીન સંસ્કારો પામેલા આપણા વિચારકોને તે સમયના શિક્ષણમાં, સામાજિક રીતરિવાજોમાં અને ધાર્મિક સ્થિતિમાં ઘણી ઘણી ઉણપો જણાઈ હતી અને પ્રજાને ખરી દિશામાં દોરવા માટે સાહિત્યનું બળવાન સાધન તેમણે હાથમાં લઈ આ દિશામાં Spade work યાને શરૂઆતના પથરા તોડવાનું કામ કર્યું. આ કામ સાચે જ પથરા તોડવા કરતાં પણ સુકર ન હતું. અગ્રગામી કાર્યકર્તાઓ જેને Pioneers કહીએ છીએ તેમનાં લક્ષણમાં, આત્મભોગી કામ ધપાવવાની ધગશ, અવિશ્રાન્ત પરિશ્રમ, ચિંતા વટાવી પાર જવાની શ્રદ્ધા તથા હિંમત મુખ્ય ગુણો હોય છે તે સર્વને પરિણામે આજે આપણા દેશમાં દૃઢ ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. દેશની પ્રગતિને અંગે હજી ઘણું ઘણું કરવાનું છે પરંતુ આપણે ક્યાં છીએ અને ક્યાં પહોંચવાનું છે એ વાત નિશ્ચિત થઈ ગઈ છે. જે સામાજિક રીવાજો અને રૂઢિઓ સામે [illegible] એ જમાનાના માન્યવરોને ગાળો ખાવી પડતી તથા હાડમારીઓ વેઠવી પડેલી તે સર્વ અનિષ્ટો દૂર કરવા હવે અનેક જ્ઞાતિ સંસ્થાઓ અને મંડળો કામ કરી રહ્યાં છે. આ સંબંધમાં અત્યારે જે મત પ્રજા ધરાવે છે તેવા સામે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સાથ કર્તાઓનો ફાળો [illegible].

સમાજ ઉપરાંત આર્થિક અને ઔદ્યોગિક બાબતોને પણ સુધારણામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના કાર્યકર્તાઓએ પોતાના લક્ષ બહાર રાખી નથી એ તેના પ્રકાશનો પરથી જણાઈ આવશે. શિક્ષણ એ તો સાહિત્ય ખીલવવાનું મહાન શસ્ત્ર હોઈ એને પ્રથમ સ્થાન આપવું જ જોઈએ. તે અને ગુજરાતી ભાષાની સમૃદ્ધિ અને ઉન્નતિ કરવા માટે આ સંસ્થાએ સર્વથા પ્રયત્નો કરેલા છે તે આ જમાનાના તેમ જ પછીના જમાનાના લોકોના નજરમાં આણવા માટે આ પુસ્તક સાધન બનશે એવી ઉમેદ છે.

ગુજરાતમાં વિદ્યા એટલે ભણતરનો ફેલાવો કરવામાં પણ સોસાઈટીએ મોટો હિસ્સો અર્પણ કર્યો છે. ગુજરાતી ભાષા અને સાહિત્યનું સંવર્ધન કરવું એ તો એનું મુખ્ય ધ્યેય હોઈ તેની એ મુખ્ય પ્રવૃત્તિ હોય એ સ્વાભાવિક છે. એટલે સોસાઈટી તરફથી સેંકડો પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરાવવામાં આવ્યાં છે તેમ જ અનેક નાના મોટા લેખકોની કૃતિઓ ઉત્તેજનાર્થે ખરીદવામાં આવી છે. ભાષાના કોશની યોજના પ્રથમના સ્થાપકોના ધ્યાનમાં હતી અને તે માટે બનતા પ્રયાસો થયા છે. ખાસ કોશો પણ પ્રકટ કરાવેલા છે. સોસાઈટીની પ્રવૃત્તિઓને સહાયક થાય એવાં અનેક ટ્રસ્ટ ફંડો પુસ્તક પ્રકાશન માટે તેને મળ્યાં છે અને તેથી તેની પ્રગતિને ઇષ્ટ વેગ મળ્યો છે. એ ઉપરાંત હજારો રૂપીઆનાં ટ્રસ્ટ ફંડો કેળવણી અને અન્ય વિષયક તેને સુપ્રત કરવામાં આવ્યાં છે જે તે સંસ્થાની પ્રતિષ્ઠાને શોભાસ્પદ છે. વિદ્યાવૃદ્ધિ, ભાષા અને સાહિત્યની ઉન્નતિ અને અજ્ઞાનનિવારણ એ શુભ ઉદ્દેશો જાળવી પ્રજાના તેમ જ પોતાના લાખો રૂપીઆનો વહીવટ ચલાવી પ્રજાના વિશ્વાસનું પાત્ર બનેલી એવી સંસ્થાનો ઇતિહાસ ગુજરાતી વાચકોને લાભદાયી થશે એવી આશા છે.

જુદાં જુદાં સાધનોમાંથી વિગતો એકત્રિત કરી સીલસીલાબંધ મનોરંજક પુસ્તક રા. હીરાલાલે તૈયાર કર્યું છે એ એમની સંસ્થા પ્રત્યેની મમતા દર્શાવે છે.

ગુજરાતની પ્રજા હાલ જે કોટીએ છે તેમાં આ સંસ્થાએ કેવો ભાગ ભજવ્યો છે તે જાણવાનું સાધન આ પુસ્તક પુરૂં પાડશે એ ઉમેદ છે.

વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ.

# પ્રસ્તાવના.

સોસાઈટીનો ઇતિહાસ લખવાનું કાર્ય હાથ ધર્યું ત્યારે મારું એમ માનવું હતું કે એક પુસ્તકમાં તે ઇતિહાસ પૂરો થશે; અને એક સન્મિત્રે તો એટલે દરજ્જે શંકા ઉઠાવેલી કે એક પુસ્તક ભરાય એટલી તેની સાધનસામગ્રી છે ખરી? પરંતુ જેમ એ વિષય વિચારાતો ગયો, તેનો પાછલો વૃત્તાંત અને બુદ્ધિપ્રકાશની જુની ફાઇલો વંચાતી અને તપાસાતી ચાલી, તેમ એ ઇતિહાસ પરત્વે ઘણા મુદ્દાઓ ચર્ચવા યોગ્ય માલુમ પડ્યા અને કંઈ ને કંઈ ઉપયુક્ત માહિતી લાધી, જેનાથી અત્યારની પ્રજા અપરિચિત કહેવાય.

સોસાઇટી તેના આરંભકાળથી આપણા પ્રાંતમાં પ્રવર્તતી સાહિત્ય અને કેળવણી વિષયક, સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિના એક કેન્દ્રરૂપ પ્રજાકીય સંસ્થા હતી અને તેનું એ સ્વરૂપ યથાચિત રજુ કરવા તેમ તેમાં તેનું કાર્ય-હિસ્સો લક્ષમાં આવવા, પશ્ચાદ્ ( background ) ભૂમિકા તરીકે તત્કાલીન જનતાનું માનસ અને તેના જીવનનું ચિત્રાલેખન અને વાતાવરણ ઉભું કરવાની અગત્ય સમજાઈ.

એ હેતુ પાર પાડવા પ્રથમ દૃષ્ટિએ સમકાલીન સમાજ સ્થિતિનું ચિત્ર દોરવા જે તે બનાવ કે પ્રસંગનો સાર ભાગ, વર્ણન કે વિવેચનરૂપે આપવાનો વિચાર કર્યો; પણ જ્યારે લખવા માંડ્યું ત્યારે એમ થયું કે એ રીતિના કરતાં સમકાલીન લેખ - ગ્રંથમાંનો ઉતારો, તેમાંની ભાષા, વિચાર અને લાગણીવડે, વધારે સારી અસર ઉપજાવી શકશે, અને એ ફકરાઓ તે સમયના લેખનના અને સાહિત્યના નમુના તરીકે વિચારણીય માલુમ પડશે.

એ પ્રકારે વિષયનું નિરૂપણ કરવામાં પુસ્તકનું કદ ધાર્યા કરતાં બહુ ઘણું વધી ગયું; પણ એ લેખ વિસ્તારમાં વિવિધતાના અને નવીનતાના અંશો પ્રવેશ પામવાથી તેના રસમાં ક્ષતિ થવા પામી નથી; એટલું જ નહિ પણ એ ઉતારાઓએ જે અનુકૂલ વાતાવરણ ઉભું કર્યું છે, તેથી તેનું આકર્ષણ વધી પડ્યું છે, એમ પહેલા ભાગ વિષે જે અભિપ્રાય મારા જાણવા સાંભળવામાં આવ્યા છે, તે પરથી કહી શકું.

સોસાઇટીનું સન ૧૮૮૦ પહેલાંનું દફતર દુર્ભાગ્યે ઉપલબ્ધ નથી. સંભવિત છે કે સન ૧૮૭૫ માં સાબરમતીમાં મોટી રેલ આવી હતી, તેનું પાણી શહેરમાં ફરી વળ્યું હતું અને તે સોસાઇટીના ઑફીસમાં-હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટમાં-કમ્મરપુર પેસી ગયું હતું, તે વખતે એ દફતર-કાગળો, ફાઇલો વગેરે ભીંજાઇ જઈ, બગડવાથી એ બધું કાઢી નંખાયું હેય !

તેથી પ્રસ્તુત ઇતિહાસ લખવામાં પહેલા ખંડમાં ફક્ત સોસાઇટીના છાપેલા રીપોર્ટ અને બુદ્ધિપ્રકાશની ફાઇલોનો મુખ્યત્વે ઉપયોગ કર્યો છે. તેમાં સંતોષકારક અને ખુશી થવા જેવી બીના તો એ છે કે સોસાઇટીના પ્રથમ અરાઢ વર્ષનો ઇતિહાસ કવિ દલપતરામે લખીને સન ૧૮૭૮ ના બુદ્ધિપ્રકાશમાં પ્રકટ કર્યો હતો, તે મને બહુ મદદગાર થયો છે. એ સાધન વિના હું માનું છું કે આ ભાગ છે તેનાથી પણ, ઘણો અધુરો, અવ્યવસ્થિત અને ખામીભર્યો રહ્યો હોત.

વિસ્તારના ભયથી સોસાઇટીના ઇતિહાસને બે વિભાગમાં વહેંચી નાખવો પડયો છે; અને એ વ્યવસ્થા કેટલીક રીતે અનુકૂળ થઇ છે. એક તો સન ૧૮૭૮ સુધીની કાળમર્યાદા બાંધવામાં વચલો ત્રીસ વર્ષનો ગાળો પુરતો હતો, બીજું, તે પછીના વર્ષો માટે સોસાઇટીનું દફતર થોડુંઘણું મળી આવે છે; ત્રીજું, કવિ દલપતરામ સન ૧૮૭૯ થી સોસાઇટીમાંથી નિવૃત્ત થાય છે અને ચોથું, મહીપતરામ સન ૧૮૭૭ થી ઑનરરી સેક્રેટરી નિમાયા હતા, એમની સ્થાપિત કાર્યપરંપરા તે પછી બહુધા એકસરખી ચાલુ રહી છે.

પ્રસ્તુત ઇતિહાસમાં બને તેટલી ઉપયુક્ત માહિતી એક નોંધ તરીકે સંગ્રહવાનો પ્રયત્ન કર્યો છે; એ વૃત્તાંત દોષથી મુક્ત હોવાનો હું દાવો કરતો નથી; પણ સંજોગોવશાત્ જે કંઈ મારા જાણવામાં એના કામકાજ વિષે, આવ્યું તે આપ્યું છે. કોઇ સહૃદય વાચકબંધુ એમાંની ભૂલો બતાવશે અગર તો તે સંબંધમાં સૂચના લખી મોકલવા કૃપા કરશે તો તે બદલ તેમનો હું ઉપકાર માનીશ; એટલું જ નહિ પણ બીજા વિભાગમાં તેનો ઘટતો ઉપયોગ કરવા, જરૂર બનતું કરીશ.

અંતમાં મારા લેખનકાર્યમાં વખતોવખત સૂચનાઓ કરવા માટે તેમ આ ગ્રંથના મુદ્રણવાચન માટે હું મારા સ્નેહી રા. મણિલાલ છબારામ ભટ્ટનો આ સ્થળે ઉપકાર માનું છું; અને લેડી વિદ્યાબ્હેનને પ્રસ્તુત ઇતિહાસનો ઉપોદ્ઘાત લખી આપવા સારૂ મેં વિનંતિ કરતાં એમણે તે ખુશીથી સ્વીકારીને મને વિશેષ ઋણી કર્યો છે.

અમદાવાદ, }
તા. ૨૦-૮-૧૯૩૨ }

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ

# અનુક્રમણિકા

## ચિત્રોની સૂચી.

# ચિત્રોની સૂચી

વળી જમીન મહેસુલની વસુલાત ઇજારે આપવામાં આવતી તેથી પ્રજાને પુષ્કળ રંજાડ થતી. ઇજારદારને ખાતરી નહિ કે તેનો ઇજારો બીજે વર્ષ ચાલુ રહેશે કે કેમ, એટલે તે પણ મનસ્વી રીતે રૈયત પાસેથી જેટલું પડાવાય તેટલું પડાવતો. જ્યાં કશુએ સ્થિરસ્થાવર નહિ, દરરોજ ધીંગાણા ચાલુ હોય, અને કોઇ પ્રકારની સલામતી નહિ, ત્યાં ઉપર વર્ણવ્યા મુજબની સ્થિતિ અનુભવાય તેમાં શું આશ્ચર્ય ! વાસ્તવિક રીતે 'મગીઆના બે ભાગ' વા 'મારે તેની તલવાર' એ ન્યાયનીતિ પ્રવર્તતી હોય ત્યાં પછી જાન-માલની સલામતી, રક્ષણ, વ્યવસ્થા અને ન્યાયનું પૂછવું જ શું ? કયી ઘડીએ ધાડ પડશે અને અગર વગર વાંકે ક્યારે હાથકડી પડશે વગેરે કાંઇ પણ ખાતરીથી કહી શકાતું નહિ, અને ચાડીઆઓનું જોર એટલું બધું વધી પડ્યું હતું કે, તેઓ ગમે તે નિમિત્તે ભલભલાને હાકેમના કાન ભભેરી હેરાન કરતા હતા. ઉઘાડેછોક ન્યાય વેચાતો અને લાંચરુશ્વત લેવાતી હતી. આથી રૈયતના મનમાં સદા વસવસો રહી તે કંગાલ અને દુખી સ્થિતિ અનુભવતી હતી.

"અમદાવાદનો ઇતિહાસ" એ નામનું પુસ્તક મગનલાલ વખતચંદે સન ૧૮૫૧ માં લખ્યું હતું તેમાંથી થોડોક ભાગ (પૃ. ૧૧૫-૧૧૯ નો) અત્રે આપીએ છીએ, જે ઉપરના કથનનું સમર્થન કરી તે વિષે કેટલોક વધુ પ્રકાશ પાડે છે—

"ગાયકવાડ પેશવાના અમલનાની વખતમાં અમદાવાદમાં ગમે તેવો શાહુકાર હોએ પણ ધોયાધોયા લુગડાં તથા મોહોટા પહનાના જાડા થેપાડાં તેહેનાથી પહેરાતા નહી પણ કેચણ મમુ પોતીયું તેહેના ઉપર આસ્તાનો જામો ને માથે છીંટની વગર તોરાની પાઘડી પેહેરાતી ને કદી કોઈ, એથી લગીર સારાં લુગડાં પેહેરે તો સરસુબાના રખેના ચાડીઆ ચાડી ખાએ એટલે તે માણસને બોલાવી તેહેને કેહે કે "તમારી પાસે પુંજી ઘણી છે માટે પાંચ દસ હજાર સરકારને આપો." કદી તે ના કેહે તો તેહેની છાતીએ પથ્થર મુકીને લે,* તેથી કોઈ ખુલી રીતે ઉજરાણી કરી શકતું નહિ. ચોરીઓ પણ પ્રમાણમાં પુષ્કળ અને ધોળે દહાડે થતી કેમકે હાકેમને તેમાંથી ચોથાઈ મળતી અને ન્યાય પણ એ રીતે છચોક વેચાતો. "એક જણ જણને કોઇને બેસારી આવે તો બીજો જણ જઇને તેહેને ઉઠાડી આવે ને કદી બીજો બેસારી આવે તો એક ઉઠાડી આવે આ ઊપર લગીર લાગો નોંચાર જે હજી તેહેને માલુમ પડી આવશે કે સરસુબાને ઘણાકના મોહો રાખવા પડતા હતા કેમકે જો હેવુ ન કરે તો ભક્ષ કોણ આણી આપે?"

---

* 'હાલતાં દંડ, ચાલતાં દંડ, દંડ સારા દીન,
છાતી ઉપર પથ્થર મુકી, પૈસા લેતા છીન'

# ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી
નો
# ઇતિહાસ

## વિભાગ-૨
(સન ૧૮૭૮ થી ૧૯૦૮)

## પ્રકરણ ૧

### નવજીવનનો સંચાર

"But there are other instruments of social change which it is essential to bring into active co-operation with new statute law We may summarily include them in the term public opinion, a supremely powerful factor in changing habits and customs, whether at work in the family, the school, the vocation, the association of consumers, the organisations for religion and culture. sport and recreation, the locality or the nation as a whole. Every influence that helps to create or to mould public opinion, the spread of new knowledge, the teaching in the schools, the utterance of the popular prophets, the newspaper, the pulpit, the theatre, the cinema and last by no means least-the "wireless broadcast"-counts either as an ally of the new statute or as an opponent."

['Methods of social study'
by Sydney and Beatrice webb-pp. 251 ]

વિકાસ માટે, તેના સુખ અને સંતોષ માટે ધાર્મિક બળ અને પ્રેરણા આવશ્યક છે તે, એ સમયે જનતા કેવી રીતે મેળવતી તે હવે આપણે જોઈએ.'

સામાન્ય રીતે વ્યવહારોપયોગી જ્ઞાન જેવું કે, આંક, લેખાં, નામું, પત્રવ્યવહાર, ચીઠ્ઠીપત્રી, કરાર, દસ્તાવેજ વગેરે વૈશ્ય અને ઇતર જન પંડ્યા પાસેથી મેળવતો અને બ્રાહ્મણ ક્ષત્રિયના બાળકો સંધ્યા, સારસ્વત, સ્તોત્રો અને થોડુંઘણું કર્મકાંડ તથા જ્યોતિષ જાણી સંતોષ પામતા અને તેમાંનો થોડોક ન્હાનો ઉત્સાહી અને આગ્રહી વર્ગ, ઉજ્જયન, કાશી, મિથિલા વગેરે દૂરનાં વિદ્યાતીર્થોમાં જઈ જ્યોતિષ, કાવ્ય, વેદાન્ત, ન્યાય વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરી અને પંડિત બની ઘેર પાછો ફરતો હતો.

સન ૧૮૪૭ માં "સંસાર વહેવાર" નામની ચોપડી અમદાવાદની 'પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી'એ લીથોમાં છપાવેલી છે તે જોવાથી તત્કાલીન સામાન્ય શિક્ષણનું ધોરણ કેવું હતું તે લક્ષમાં આવશે; તેમ શિક્ષક, પંડ્યાના પગાર-નિર્વાહ માટે કેવી વ્યવસ્થા હતી, તેનું યથાર્થ વર્ણન સ્વર્ગસ્થ કવિ ગણપતરામ રાજારામે એમના "ભરૂચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ"માં કર્યું છે, તે અહિં ઉતાર્યાથી બરાબર સમજ્યામાં આવશે:—

"હિસાબ સાધન આંક શીખવી, સરવાળાદિક ઝટ ગણતાં,
નાનાવિધ લેખાં વ્યવહારિક, શીખવતા મુખથી ભણતાં;
ગણીતમાં લીલાવતિ આદિક શીખવતા ગુરુ સભ્ય રહી,
અક્ષરમાં વિવેકમાતૃકા, લીપિવિવેકાદીક સહી.
લેખપદ્ધતિ, પત્રપ્રશસ્તિ, લેખ વિષયમાં શીખવતા,
પ્રબંધ વિક્રમ, ભોજ આદિના, વાંચન વિષયે આવિ જતા;
નીતીમાં ચાણક્ય, વિદુરનિતિ પંચોપાખ્યાનાદિ તથા,
સિદ્ધો વ્યાકરણે શીખવતા, કહ્યું મેં જાણ્યું જેમ યથા."

(પૃ. ૨૨)

× × × ×

વળી—પંડયાના પોષણ માટે પાકાં સીધાં નિત આવી પડે,
દાણાની મૂઠી દરરોજે, શિષ્યો લાવિ નિશાળ અડે;
છૂટીએ પૈસો ને સીધું, વાંધા વગર હતું મળતું,
મોટાનો સુત નિશાળ આવ્યે, ભાગ્ય ભલું ગુરુનું ભળતું.
નિજ સુત નિશાળમાં બેસંતાં, નિશાળ ગરણું મન ગમતું,—

તેમણે નિશાળો ખોલી, અને નવા પાઠ્ય પુસ્તકો રચવા સાથે જે જે ભાષાના પરિચયમાં આવ્યા તેના કોશ, વ્યાકરણ અને તે તે પ્રજાનો ઇતિહાસ તૈયાર કરવા તેઓ મથ્યા.' આ જુદી જુદી મિશન સંસ્થાઓએ હિન્દીઓની કેળવણીમાં કિંમતી હિસ્સો આપેલો છે. આપણા ભાષાસાહિત્ય અને ઇતિહાસના ગ્રંથો આરંભમાં રચવા સંબંધી એમની સેવા અવગણાય એવી નથી; એથી પણ વધારે મહત્વની એમની સેવા પછાત અને દલિત કોમોના ઉદ્ધારની છે; જનસેવાની છે; અને તે માટે હિન્દી પ્રજા એમની સદા ઋણી રહેશે.

તથાપિ શરૂઆતમાં માબાપો એમના બાળકોને મિશનરી શાળામાં મોકલતા બીતા; તેઓ વટલી જાય એવી તેમને દહેશત રહેતી અને તે ભીતિ અકારણ નહોતી. એ ધર્માન્તરનો(Conversion) ભય હિન્દના સર્વ પ્રાન્તોમાં જણાતો અને કંપની સરકારે સન ૧૮૫૦ નો ૨૧ મો એક્ટ* પરધર્મમાં વટલી જનાર બાપીકી મિલકતનો કે વારસાનો હક નહિ ખુએ એ મતલબનો પસાર કરી મિશનરીઓનું એ પ્રચાર કાર્ય સરલ કરી આપ્યું હતું, અને એવા પરધર્મમાં વટળાવાના બનાવથી લોકોમાં કેવો ખળભળાટ થતો તેનું એક દૃષ્ટાંત આપણને 'નંદશંકર ચરિત્ર'માંથી મળી આવે છે. મી. વિનાયક લખે છે, કે " વિદ્વાન્ પાદરી મોન્ટગોમરીના ફંદામાં ફસી નસરવાનજી માણેકજી નામના એક પારસી યુવકે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો હો હા થઈ ગઈ પારસી જેવી સાહસિક કોમ પણ ઇંગ્રેજી શિક્ષણથી બ્હીવા લાગી. હિન્દુઓના

---

સરખાવો:

"इंग्रजी राज्यातील पहिला मराठी-इंग्रजी कोश केरी या मिशनऱ्यानें पवित्र शास्त्राच्या प्रसारार्थ रचिला."

[ विविधज्ञानविस्तार, जान्यु. १९३३ ]

* "So much of any law or usage now in force within the territories subject to the Government of the East India Company as inflicts on any person forfeiture of rights of property or may be held in any way to mar or affect any rights of inheritance by reason of his or her remaining or having been excluded from the communion of any religion or being deprived of caste shall cease to be in force as law in the Courts of the East India Company and in the courts established by Royal Charter within the said territories".

અને આનંદ, રસ વૈભવ અને વિલાસ. માનસિક સ્વસ્થતા અને સુખ મેળવવા માટે હમેશ ઝંખે છે; તે માટે સતત પ્રયત્ન કરે છે અને તેની પ્રાપ્તિમાં જ તે સંતોષ અને શાન્તિ પામે છે.

અગાડી આપણે જોઇ ગયા છીએ કે સમાજ જીવન ભયગ્રસ્ત હતું, અને જાનમાલની સલામતી નહોતી; તેમ છતાં આવા વિકટ અને અશાન્ત સમયમાં પણ જનસમાજ આશાના તંતુ પર રાચતો. ધર્મમાંથી બળ અને પ્રેરણા મેળવતો; કથા વાર્તા, ભજનો, પદ અને ગરબી વગેરેમાંથી જીવન રસ-ઉલ્લાસ માણતો દેખાય છે. તે વડે જ એ દુઃખમાં ટકી રહી શકે છે, અને આશ્વાસન પામે છે. તેમાં જ તે જીવનનું સાર્થક્ય અને ધન્ય પળ અનુભવે છે.

આ પ્રમાણે પ્રજાનું માનસ ઘડે અને વિકસાવે એવાં પ્રવર્તક બળો, પ્રાણપોષક અને પ્રેરક, એ કાળે કયાં હતાં એ અવલોકનથી આપણને તત્કાલીન સમાજ સ્થિતિનું આછુંઘેરું ચિત્ર આપણી આંખ સમીપ ખડું થશે.

અહિં અંગ્રેજનો અમલ શરૂ થયો તે આગમચ અયોધ્યા પાસેના છપૈયા ગામના રહીશ શ્રી. સહજાનંદ સ્વામીએ ગુજરાતમાં આગમન કરી, કાઠી, ધારાળા, રજપૂત અને એવી બીજી પછાત કોમોની રહેણીકરણી અને આચારવિચાર બદલી, એમને સન્માર્ગે પ્રેરી, એમનાં જીવન ઉજ્જ્વળ, સંતોષી અને સુખી કરી મૂકયાં હતાં તેની કોઇથી ના પાડી શકાશે નહિ. ઓગણીસમા સૈકાના આરંભમાં એમણે જે પ્રચંડ ધાર્મિક પ્રચારકાર્ય કર્યું હતું, તે જેમ અદ્‌ભુત તેમ ક્રાન્તિકારી હતું. વળી એ સંપ્રદાયે આપણને બ્રહ્માનંદ, પ્રેમાનંદ, મુક્તાનંદ, નિષ્કુલાનંદ, દેવાનંદ જેવા પ્રતાપી ભક્ત શિષ્યો અને કવિઓ આપેલા છે, અને તેમનું લખાણ નીતિ તત્વ અને ભક્તિ ભાવથી ઉભરાતું, ગુણ અને જથામાં થોડું નથી.

એ મહાન્ પુરુષનો પ્રભાવ તે સમયે પ્રજા પર પુષ્કળ પડયો હતો; અમદાવાદના સુબા શેલુકરે એમની કનડગત કરવામાં કચાશ કરી નહોતી, તેમ બિશપ હેબર અને મુંબાઇના તે કાળના ગવર્નર સર જોન માલ્કમે એમની ખાસ મુલાકાત લઇ, એમનું સંમાન કર્યું હતું તે હકીકત પણ ઓછી ગૌરવ ભરી નથી; અને ગુજરાતી જનતાને ઉંચી પાયરીએ લઇ જવામાં જે કિમતી ફાળો એમણે આપ્યો છે તે કદી ભુલાશે નહિ.

ડભોઇનો રસિક કવિ દયારામ તે અરસામાં વૈષ્ણવી સાંપ્રદાયિક સાહિત્યને ગુજરાતીમાં ઉતારી વલ્લભ કુળની કીર્તિ અને મહિમા વિસ્તારવાનો સ્તુત્ય પ્રયત્ન સેવતો હતો; પણ તેની કીર્તિ એક ગરબી લેખક કવિ તરીકે વધારે

ક્રિશ્ચિયન એસોસિએશન, સ્ટુડન્ડસ ક્રિશ્ચિયન મુવમેન્ટ, ખ્રિસ્ત સેવાસંઘ જેવા ખ્રિસ્તી મંડળો અને સ્ટેન્લી જોન્સ, ફ્રેગ્રીક, કેનન સ્ટ્રીટર, સ્ટોક્સ, સાધુ સુંદરસિંગ, આપાસ્વામી, રૂદ્ર દત્ત, દિનબંધુ એન્ડ્રુઝ, ફાધર એલ્વિન વગેરે સાચા સાધુ પુરુષો ક્રાઈસ્ટના ઉપદેશને તેમના જીવનમા ઉતારી રહ્યા છે અને ક્રાઈસ્ટના સિદ્ધાંતોના પ્રચારાર્થે પોતાનું સર્વસ્વ એ કાર્યમા સમર્પ્યું છે, એની અસર શિક્ષિત સમાજપર થયા વિના ન જ રહે; અને અનેક સ્ત્રી પુરુષો એમના ચારિત્ર્યથી મુગ્ધ બની, તેમાથી પ્રેરણા અને બોધ મેળવતાં જોવામા આવે છે. છેલ્લા પોણોસો વર્ષમા ખ્રિસ્તી મિશનરીઓએ નિસ્વાર્થ પ્રેમ અને સેવાભાવથી જે સંગીન સેવાકાર્યો અહિં કર્યા છે અને હજી પણ કરે જાય

તેની હિન્દી સમાજજીવન પર પ્રબળ છાપ પડી છે; અને એમના દૃષ્ટાંત અનુકરણીય જણાયા છે. દેશમા નવજીવનનો સંચાર થયો છે તેમા આપણે કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારવું જોઈએ કે ખ્રિસ્તી મિશનોનો હિસ્સો મોટો તેમ મહત્વનો છે.

ખ્રિસ્તી મિશનરીઓ અહિં આવ્યા બાદ જે પ્રાંતમા વસ્યા તે પ્રાંતની ભાષાનું જ્ઞાન સંપાદન કરવા પ્રયત્નશીલ થયા અને તેમા પાવરધા બન્યા. વળી સંપૂર્ણ જ્ઞાન અને અભ્યાસ માટે આવશ્યક એવા તે તે ભાષાનાં વ્યાકરણ અને કોશ તેમણે યોજ્યા. હિન્દની જુદી જુદી ભાષાઓનો ઈતિહાસ તપાસીશુ તો તેનું નવું વ્યાકરણ અને કોશ તૈયાર કરવામા મિશનરીઓનો હાથ બહુધા જોવામા આવશે. હિન્દી લોકોના સમાગમમા આવવા, તેમને ઉપદેશ કરવા અને તેમને શિક્ષણ આપવા સારૂ તેમની ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું મિશનરીઓ માટે આવશ્યક જ હતુ. લોકોને તેમનો સંદેશો પહોચાડવા એ જ માર્ગ સ્વાભાવિક અને સહેલો હતો. પણ કંપની સરકારના કૌન્સિલરો સમક્ષ હિન્દીઓને કેળવણી આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે તેમનામા માહોમાહે મતભેદ પડ્યો. એક પક્ષે હિન્દીઓને સ્વભાષા દ્વારા શિક્ષણ આપવાની હિમાયત કરી, ત્યારે બીજા પક્ષે દેશી ભાષાઓનુ સાહિત્ય નિર્માલ્ય અને વહેમપ્રચુર છે એવી દલીલ કરી ઇંગ્રેજીના શિક્ષણપર ભાર મૂક્યો. આખરે સન ૧૮૩૫ મા લૉર્ડ મૅકોલેની ઐતિહાસિક નોધથી ઇંગ્રેજી શિક્ષણની વકીલાત કરનાર પક્ષનો વિજય થયો.

ઇસ્ટ ઇંડિઆ કંપની સરકારના હાકેમો હિન્દીઓની કેળવણી પ્રતિ ઉદાસીન રહેતા. તે માટે કોઈ ચોક્કસ ધોરણ કે વ્યવસ્થિત યોજના તૈયાર

## પ્રકરણ ૩.

### મનહર છંદ.

"ઇસ્વિસો અઢારે અડતાળીસની સાલે શુભ,
તારિખ તો છવીશમી ડીસેંબર માસની;
મંગળ વાસરે મહા મંગળીક ક્રિયા કીધી,
ફિન્લાક સાહેબ તણી કીર્તિના પ્રકાશની;
સ્થાપી ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તે,
અધિક વધારનારી વિદ્યાના અભ્યાસની;
દ્વિજ દલપતરામે દિલથી આશીષ દીધી,
આજથી સોસાઇટી તું થજે અવિનાશની."

(દલપત કાવ્ય, ભા. ૧-પૃ. ૧૧૫)

એવા શુભ ચોઘડીઆમાં ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની સ્થાપના થઇ હતી કે આરંભના એક નાના આમ્ર વૃક્ષના બીજારોપણમાંથી ફુલી ફાલીને આજે એક વિશાળ આમ્રકુંજમાં ફેરવાઇ ગઇ છે, અને છેલ્લાં બ્યાસી વર્ષ થયાં, તેનાં મિષ્ટ અને અમૃત જેવાં ફળોનો આસ્વાદ ગુજરાની જનતા ઉમંગભેર લઇ રહી છે, તે જોઇને તેના સ્થાપકનો આત્મા પ્રફુલિત થતો હશે.

સન ૧૮૪૬ માં અલેક્ઝાંડર કિન્લોક ફૉર્બસ સાહેબ અમદાવાદમાં આસિસ્ટંટ જડજ નિમાઇ આવ્યા હતા. એમને ઇતિહાસનો ભારે શોખ હતો; જેમ ગ્રાન્ટ ડફે 'મહારાષ્ટ્રનો ઇતિહાસ' લખીને અને કર્નલ ટૉડે 'રાજસ્થાનનો ઇતિહાસ' લખીને અમર નામના મેળવી છે, તેમ આપણે કહી શકીએ કે ફૉર્બસ સાહેબે 'રાસમાળા' રચીને ગુજરાતની અમૂલ્ય સેવા બજાવી છે. તે ગ્રંથ માટે ઐતિહાસિક સાધનો એકઠાં કરતાં જેમ તે ગુજરાતી પ્રજાનો આત્મા પિછાણી શકયા તેમ તેમની અજ્ઞાન અને વહેમી, જડ સ્થિતિથી એમનું ઉમરાવ હૃદય દ્રવી ગયું; અને તેમને લાગ્યું કે જુનાં ઇતિહાસ અને સાહિત્યનાં લખાણ અને સાધનસંગ્રહ એક સ્થળે સાચવી અને સંગ્રહી રાખવાની જેટલી આવશ્યકતા છે, તેટલી જનતાને કેળવણી આપવાની પણ છે.

દિવસે રાજકર્તાઓ સામે પડી તેમને દેશમાંથી પાછા કાઢી મૂકવા તત્પર થશે એ આગાહી પણ સાચી પડી છે. એ સંબંધમાં એવું કહેવાય છે કે લૉર્ડ એલ્ફીન્સ્ટન પેશ્વાઇ સત્તા હસ્તગત કર્યા પછી છાવણીમાં તંબુ ઠોકીને પડયો હતો; અને તેના આસનની આસપાસ નવાં છાપેલાં દેશી ભાષાનાં પાઠ્ય પુસ્તકો પાથરેલાં પડયાં હતાં. એવામાં સરદાર બ્રિગ્ઝ એમની મુલાકાતે આવ્યો અને આ પથારાથી વિસ્મય પામીને પૂછ્યું, કે આ બધુ શું છે? તેનો એ ઉમરાવ દિલના પુરુષે ઉત્તર આપ્યો કે દેશીઓને પઢવા માટે તૈયાર કરાવેલા એ પુસ્તકો છે. વસ્તુતઃ યુરોપ પાછા ફરવાનો આપણો તે રાજમાર્ગ છે. મોડો વ્હેલો હિન્દીઓથી છૂટા પડવાનો પ્રસંગ આવશે જ; તો પછી આપણે એમની સાથે મિત્રાચારી અને પ્રેમથી જુદા પડીએ એ જ રાજનીતિ હિતાવહ છે અને તે રાજનીતિની કુંચી સર હેનરી કોટનના શબ્દોમા કહીએ તો હિન્દીઓને કેળવણી આપવી તે હતીઃ-" There is but one remedy for this which is Education."

એ જમાનાનો ઇગ્લાંડનો ઇતિહાસ આપણે જોઇશું તો જણાશે કે નિપોલિયન યુદ્ધે ઇંગ્રેજ પ્રજાના વિચાર અને માનસમા ભારે ક્રાંતિ આણી હતી. પાર્લામેન્ટ । સુધારણાનું બીલ એ જ વાતાવરણમાથી જન્મ્યું હતું. જ્યા ત્યા પ્રગતિ અને સુધારાના ભણકારા સંભળાતા. તેના પડઘા અહિં પણ પડયા. સન ૧૮૫૭ મા હિન્દમા મોટો બળવો થયો; સામાન્ય રીતે સર્વત્ર સખ્તાઈ પ્રવર્તી રહી, તેમ છતા બ્રિટને હિન્દુસ્તાનને બ્રિટિશ તાજ હેઠળ મૂકીને સમ્રાજ્ઞિ વિકટોરિયાના નામનો એક ઢંઢેરો બહાર પાડયો, અને તેમા હિન્દની પ્રજાને કેટલાક વિશિષ્ટ હકો આપવામા આવ્યા એટલુ જ નહિ પણ લંડન યુનિવર્સિટીના ધોરણપર મુબાઈ, મદ્રાસ અને કલકત્તામા જુદી જુદી યુનિવર્સિટીઓ પણ ફક્ત પરીક્ષાઓ લેનારી સ્થાપી. આ બધી હકીકત આપણને હેરત પમાડે પણ રમેશચંદ્ર દત્ત એમના " ઇગ્લાંડ અને હિન્દુસ્તાન " નામક પુસ્તકમા તેનુ સ્પષ્ટીકરણ કરતા કહે છે, કે તે કાળના સત્તાધિકારીઓના માનસનું એ પ્રતિબિંબ માત્ર હતુ. એમના તે શબ્દો નીચે મુજબ છેઃ—

'The same moving force determined events in both countries, the extension of privileges to the people of India during this period is the counterpart of the Reform Act in England, and Munro, Elphinstone

દેશી ગૃહસ્થોમાં માત્ર ઇંગ્લિશ સ્કૂલના હેડમાસ્તર ભોગીલાલ પ્રાણવલ્લભદાસનું નામ–તે પણ સન ૧૮૫૨ પછીથી–મળી આવે છે.

વળી તે સમયના મુંબાઈના ગવર્નર ફૉકલેન્ડે સોસાઇટીના પેટ્રન થઈ અને દ્રવ્યની સહાયતા આપી, તેનું–સંસ્થાનું કાર્ય સરલ કરી આપ્યું હતું.

તેમ છતાં આવું ભગીરથ કાર્ય, એકલે હાથે અને અલ્પ સાધનો વડે, તેઓ ઉપાડી લેવા શક્તિમાન થયા; અને તેને વ્યવસ્થિત અને સફળતાપૂર્વક અમલમાં મુકી શક્યા, તેનું રહસ્ય આપણુને એમની ધર્મપરાયણ વૃત્તિમાં જણાશે, જે એમનું પ્રેરક બળ હતું. પ્રથમ વર્ષનો રીપોર્ટ અનેક રીતે મૂલ્યવાન છે પણ તેમાંનો નીચેનો પેરો ખાસ મનનીય થઇ પડશેઃ–

"We are under a religious obligation not only to do the work for which we are responsible to *human* masters and which for the most part *they alone* can turn to the good of the country; but (beyond that) to employ ourselves and our faculties and means in some measure (what measure is a question left to every man's own decision, but in some measure) to the benefit of India and the glory of our Lord Jesus Christ therein.

Now we acknowledge this at Ahmedabad by some social enterprises in which many are partners together. When we contribute to a Christian Mission we acknowledge the call. When we try to lift up the language of the province from its present ignoble condition and encourage the more gifted fancies among those to whom it is vernacular, to enlarge, refine and regulate it by manifold application, that it may become fitter to convey from mind to mind and from generation to generation both the beautiful and the true, then too we acknowledge the same

પદ્ધતિ દાખલ થયે લગભગ ૮૦ વર્ષ વીત્યાં છે તથાપિ, અજ્ઞાન રહેલો છે એ શોચનીય સ્થિતિ રહેવા પામત નહિ; અને દુઃખની કથા એ બની છે કે સદરહુ નવશિક્ષિત વર્ગ પ્રજામાં ભળી જવાને બદલે તેમનાથી તદ્દન અળગો થઇ ગયો છે.

હિન્દની કેળવણી પરત્વે ટીકા કરતાં મી. એચ. ડોડવેલે યથાર્થ કહ્યું છે, કે " that the abandonment of the endeavour to develop Western learning *through the Eastern languages* was a profound mistake. It is at least certain that the excessive use of English as the medium of instruction has rendered the educational system less effective than it should have been."*

તથાપિ એ ઇંગ્રેજી કેળવણીના સંસ્કાર એમના જીવન પર દઢ થતાં, એ નવશિક્ષિતોમાં નવી સ્ફૂર્તિ આવી; તેઓ વિચારતા થયા, તેમનું દૃષ્ટિબિન્દુ ફેરવાયું, એમના આચારવિચારમાં પરિવર્તન થવા પામ્યું, એમના જીવનમાં નવા નવા અભિલાષો જાગ્યા; જીવન વિકાસ અને ઉલ્લાસ માટે તેઓ તલસવા લાગ્યા, સ્વમાન અને સ્વદેશાભિમાનની લાગણી એમનામાં ઉત્કટ બની, સેવા ભાવના પ્રકટી અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા તેઓ ઉત્સુક બન્યા. આમ એમનો એક નવીન-સુધારક અને પ્રગતિમાન વર્ગ ઉભો થયો; અને તેઓ એમના સંસ્કાર, શક્તિ અને સ્થિતિના કારણે પ્રજાના પ્રતિનિધિ, આગેવાન કાર્યકર્તા અને વકીલ થઇ પડયા.

સમાજ જીવનમા એમનું આ મહત્વનું સ્થાન દૃષ્ટિ સમીપ રાખીને સન ૧૮૮૨ માં હંટર કમિશન સમક્ષ નિવેદન રજુ કરતાં સોસાઇટીના કાર્યવાહકોએ, માધ્યમિક અને ઉંચી કેળવણીની સંસ્થાઓને અપાતો રાજ્યાશ્રય ખેંચી નહિ લેવાનું એક કારણ એવું દર્શાવ્યું હતું કે, "It is we believe of the greatest importance to foster by means of liberal education the formation of a class of men who may be looked to as faithful interpreters between the rulers and the ruled."

અને બીજું કારણ-તેમ નહિ કરવા એમણે એવું બતાવ્યું હતું કે એ કેળવાયલો વર્ગ જે શિક્ષણ-આપવાનું અને અંય સ્વયત્નનું કાર્ય કરી શકે

* Dodwell's Sketch of the History of India. p. 194.

# પરિશિષ્ટ ૧.

# જાહેર ખબર.*

## ગુજરાતની વર્નાક્યુલર સોસૈટી.

દીલીમાં તથા આગરામાં તથા દક્ષણમાં કેટલા એક દીવસ થયાં પોત પોતાના દેશની ભાષાનો વધારો કરવા સારૂ એક એક મંડળી થયેલી છે.

તે ઉપરથી કેટલા એક સાહેબ લોકોની મરજી થઇ છે કે ગુજરાત પ્રાંતમાં પણ લોકોના હિતને વાસ્તે એજ પ્રકારની મંડળી સ્થાપન કરવી, તેનો વિચાર નિચે પ્રમાણેઃ—

૧. પેહેલું એ જે ગુજરાત પ્રાંતમાં પુસ્તક વાંચવાની ઘણા એક લોકોને હુંસ હશે, પણ તેમને ગુજરાતીમાં પુસ્તક મળી શકતાં નથી; તેથી લાચાર છે, ને અંગરેજી ભાષામાં ખૂકો તો ઘણી છે, પણ લોકો અંગરેજી ભણેલા નથી, તેથી તેમના ઉપયોગમાં આવતી નથી, ને ગુજરાતી ભાષામાં પુસ્તક છાપવામાં આવ્યાં છે, પણ એ ઘણાં થોડાં છે, ને વળી તે પણ ગુજરાત પ્રાંતમાં મળતાં નથી.

માટે મંડળીના વિચારમાં એવું દુરસ્ત આવે છે કે અંગરેજી ભાષામાં જે સારી સારી ખૂકો છે, તેનો ગુજરાતી ભાષામાં તરજુમો કરાવીને છપાવવો ને જે સારાં ગુજરાતી ભાષામાં પુસ્તક થયેલાં હોય તે પણ છપાવવાં, ને જ્યારે ગુજરાતી ભાષામાં કોઇ નવો ગ્રંથ બનાવે તો તે પણ છપાવવો; ને નવો ગ્રંથ બનાવવાની લોકોને હુંસ પેદા થવા માટે એવો વિચાર ધાર્યો છે કે, જે કોઈ અખસ ગ્રંથ નવો બનાવીને મંડળીમાં રજુ કરે તો તેને મંડળીએ મદદ આપવી. તે એ રીતે કે ગ્રંથ બનાવનારને તે બદલ ઈનામ આપવું અથવા તે ગ્રંથ છપાવવાની તેની ખુશી હોય તો તેનાં છપાવેલાં પુસ્તકમાંથી કેટલાં એક એ મંડળીએ વેચાથી રાખવાં કે જેથી તે છપાવનારને નકો રહે, ને તેની હુંશ પણ વધે.

૨. બીજું એ કે લોકોના ફાયદાને વાસ્તે સારી જગો શોધી કાઢીને ત્યાં એક કીતાબખાનું રાખવું. ને તેમાં સારા સારા ઉપયોગી ગ્રંથ ભેગા કરવા.

---

* જુઓ 'બુદ્ધિપ્રકાશ'–૧૯૭૮, જાન્યુઆરી અંક, પૃ. ૮–૯.

"The efforts put forth in this direction during the last quarter of a century, partly by means of translation or adaptations of standard works in English and partly by means of original compositions have given a certain impetus to the cultivation of vernacular literature, but the results so far have not, it must be admitted, been very satisfactory."

ભાષાંતર ગ્રંથોની બે મુખ્ય કસોટીઓ (૧) અનુવાદનું લખાણ વાચનીય (readable) થવું જોઈએ અને (૨) તે મૂળ ગ્રંથના ભાવ ને વિચારને પૂરેપૂરું અનુસરતું, વિશ્વસનીય (reliable) હોવું જોઈએ. આ બે કસોટીએ આપણે આપણા અનુવાદ ગ્રંથો તપાસીશું તો ઘણાક તો મૂળ પુસ્તકના અનુવાદ પરથી થયેલા માલુમ પડશે, અને કેટલાક મૂળ પરથી રચાયા હશે તો તેની ભાષાશૈલી સારી નહિ હોય અથવા તે મૂળ કૃતિને પુરતો ન્યાય આપતા નહિ હોય. એ સર્વમાં કાંઈ ને કાંઈ ખામી-દોષ મળી આવશે. દી. બા. કેશવલાલ ધ્રુવ જેવા યશસ્વી અને સમર્થ અનુવાદક વિરલ હશે.

ઇંગ્રેજીદ્વારા સઘળું શિક્ષણ અપાતું હોવાથી વિદ્યાર્થીને જે તે વિષયને બરોબર સમજવામાં મુશ્કેલી નડતી, અને તે ઉણપ એ વિષયના અનુવાદ ગ્રંથોથી કંઈક અંશે પૂરી શકાય પણ એવા ગ્રંથોનો પણ તોટો, અને જે બે ચાર મળી આવે તે ખામીવાળા અને અનાકર્ષક એટલે તેનો ઝાઝો ઉપયોગ થતો નહિ.

તાત્પર્ય કે નવી કેળવણી માટે આરંભમાં જે સરસ પરિણામની આશા રખાતી હતી તે આ બે અડચણોને લઈને સારી રીતે ફળી નહિ.

સારા અને ઉપયોગી ગ્રંથો લખાવવા અને છપાવવા એ માટે સોસાઇટી પ્રથમથી પ્રયાસ કરતી રહી છે આજ દિન સુધીમાં તેના તરફથી ૪૦૦ થી વધુ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે. એ પુસ્તકોની ગુણવત્તા (quality) વિષે મતભેદ રહેશે, પણ સમયાનુસાર અને સાધન પ્રમાણે ગુજરાતી સાહિત્યમાં સોસાઇટીનો ફાળો મોટો અને કિંમતી છે, તેની એના કટ્ટર વિરોધી પણ ના પાડી શકશે નહિ.

ઉપર નિર્દેશ કરેલા શિક્ષણના બે માર્ગ પૈકી એકમાં તેની પ્રવૃત્તિ સતત ચાલુ રહી છે, અને જો કે શિક્ષણનું વાહન ઇંગ્રેજીને ફેરવવામાં

# પ્રકરણ ૪.

## વર્તમાનપત્ર.

"એપ્રિલ ચોથીએ વર્તમાનપત્ર પ્રકટાવ્યું
નામ જેનું ગુજરાત મધ્યે ક્યાંઈ ન હતું."

દલપતરામ.

"બીજો ઉપાય એ શોધી કાહાડો કે તારીખ બીજી મેએ સંને ૧૮૪૯ ને રોજથી "વરતમાન" નામનું દર બુધવારે ન્યુસપેપર કાહાડવા માંડ્યું કે જેની મારફતે નીતીની વાતો સર્વ લોકોને કહી શકાય. હાલું કાંમ અમદાવાદમાં આ પેહેલું થયું છે."

**(મગનલાલ વખતચંદકૃત 'અમદાવાદનો ઇતિહાસ'–પૃ. ૧૮૭)**

આધુનિક જીવનમાં વર્તમાનપત્ર જ્ઞાન અને શિક્ષણનું એક પ્રબળ સાધન થઇ પડ્યું છે અને તેનો લાગવગ, કાબુ અને પ્રભાવ જનતાપર થોડો નથી. લોકમત કેળવવામાં તેમ લોકજાગૃતિ આણવામાં તે એક અમોઘ શક્તિરૂપ છે; અને એનો અભિપ્રાય–પંચવાણી એક સત્તાસમાન લેખાય છે; જે પ્રસંગ આવે ભલભલી સરકારો–Governments–ને ઉંચી નીચી કરી મૂકે છે; અને કાંઇકને ઉથામે છે અને કાંઇકને સત્તાપર સ્થાપે છે અને તેના દાખલા વર્તમાનપત્રના ઇતિહાસમાંથી અનેક મળી આવશે.

ગુજરાતમાં પહેલવહેલું "વર્તમાનપત્ર" ફૉર્બસ સાહેબે સોસાઇટી તરફથી શરૂ કર્યું ત્યારે બહારની દુનિયાનો પરિચય કરાવવાની સાથે, જનતાનું જ્ઞાન વધે અને લોકમત વ્યક્ત થાય અને વિકસે, એ પણ તેનો ઉદ્દેશ હતો; અને એનું મૂલ્ય અત્યારની દૃષ્ટિએ નહિ પણ તે કાળની પરિસ્થિતિને અનુલક્ષીને આંકીશું તો સમજાશે કે એ પગલું કેટલુંબધું દૂરંદેશીભર્યું હતું; અને તેઓ એની ઉપયોગિતા અને મહત્વ પૂરેપૂરૂં જાણતા હતા તેથી એમની બદલી બીજે વર્ષે સુરત થતાં ત્યાં પણ કેટલાક મિત્રોની સહાયતાદ્વારા "સુરત સમાચાર" નામનું અઠવાડિક પત્ર સ્થાપવાની વ્યવસ્થા કરી હતી. એ સંબંધમાં 'ફૉર્બસ ચરિત્ર'ના લેખકની નીચલી પંક્તિઓ મદદગાર થઈ પડે છેઃ—

"હિતૈષી માતપિતાદિ સંબંધીઓ પોતાના બાળકને ઢીંગલાં પુતળાં આપી રમત સાથે સંસારની રીતિ–ભાતિમાં પલોટવા શિખવે છે તે જ રીતિએ ફૉર્બસે અમદાવાદમાં અને સુરતમાં કર્યું."

(મનઃસુખરામકૃત ફૉર્બસ ચરિત્ર–પૃ. ૧૨.)

પરીક્ષામા દેશી ભાષાને સ્થાન આપ્યુ એ તેનુ પગલુ બરાબર ન હતુ. અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાની પ્રથાની પેઠે એ અવળો માર્ગ ગ્રહણ કરવામા આવ્યો હતો. વાસ્તવિક રીતે એ અભ્યાસની શરૂઆત નીચેના શાળા અને પાઠશાળાના ધોરણોમાથી થવી જોઇતી હતી, તે માટે હજુ ફરિયાદ ચાલુ છે.*

તેમ જૂના ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસને એ રીતે સારૂ પ્રોત્સાહન મળશે એવી સમજણથી સોસાઇટીએ એ નિર્ણયને સહર્ષ વધાવી લીધો હતો અને ઉમેદવારો એમ. એ. ની પરીક્ષામા ગુજરાતીનો વિષય લેવાને પ્રેરાય એ ઉદ્દેશથી સન ૧૯૦૭ મા "જે કોઈ ઇંગ્રેજી સાથે ગુજરાતી ભાષા લઈ એમ. એ ની પરીક્ષામા ઉંચે નબરે પાસ થાય તેને રૂ. ૨૫૦) અઢીસે ઈનામ દાખલ સોસાયટી તરફથી આપવા" જાહેર કર્યું હતુ, અને અમને જણાવતા આનંદ થાય છે કે પ્રથમ ત્રણ વર્ષના ઈનામો 'સાહિત્ય'ના અધિપતિ શ્રીયુત મટુભાઇ હ કાંટાવાળા, દેવગઢબારિયાના દિવાન શ્રીયુત મોતીલાલ લ નુભાઈ પારેખ અને કાવ્યમાધુર્યના સંપાદક શ્રીયુત હિમતલાલ ગણેશજી અજારિયાને અનુક્રમે અપાયા હતા.

તે પછી એ પ્રશ્ન પુષ્કળ ચર્ચાયો છે, શાળા અને પાઠશાળામા તેને વધુ અને મોટા પ્રમાણમા સ્થાન અપાયુ છે, પણ સ્વભાષાની મહત્તા અને ગૌરવનું ભાન પ્રજાને મહાત્મા ગાધીજીએ જ કરાવ્યુ છે, એ વિષે હવે પછીના એકાદ પ્રકરણમા અમે વિવેચન કરીશુ.

આપણે હવે સરકારે નવા કાયદાઓ ઘડીને સમાજમાથી ક્રૂર અને અનિષ્ટ ચાલો બધ પાડયા અને તે કાર્યમા લોકમત જાગૃત કર્યો, તેમ કેવી રીતે વિદ્વાનો તેમા મદદગાર અને માર્ગદર્શક થયા એ વિષય વિચારીશુ.

---

*સરખાવો:

"Though the use of vernaculars for such purposes was recommeded by the Department of Public Instruction in the Bombay Presidency as far back as 1914, the university authorities were until recently opposed te the innovation. In 1925 the university adopted the neutral position of allowing candidates the choice between their mother tongue and English in answering the papers on history and the Indian classical languages."*

*The Times Educational Supplement, March 11th 1933.

વાયરો પૂરો શાન્ત પડ્યો ન હતો તે સંજોગોમાં એક વર્તમાનપત્ર નવું કાઢવું અને ચલાવવું એ કેવું દુર્ઘટ અને જોખમભર્યું કાર્ય હશે એની વાસ્તવિક સ્થિતિ સામાન્ય વાચક કરતાં એક પત્રકાર બંધુ ઝટ સમજી શકશે, અને બીજી મુશ્કેલી એ હતી કે સદરહુ પત્ર એક પગારદાર તંત્રી દ્વારા ચલાવવાનું હતું, પરંતુ તેના વહિવટ અને પત્રનીતિની જવાબદારી ઑનરરી સેક્રેટરીને શિર હતી.

પ્રથમ વર્ષના રીપોર્ટમાં મી. ફૅાર્બસ સાહેબ જણાવે છે, કેઃ—

"It is as well to state, to avoid misconception that though the Secretary's of the Society has a veto on the publication of any article in the 'Vartman' he is not and has not been at any time the editor of it, though he both has and had much of the trouble of an editor."

આવી દ્વિધાવસ્થામાં કોઇ મુશ્કેલી ઉભી થાય તો તેના સંચાલકોની સ્થિતિ બહુ વિષમ થઈ પડે છે. પત્રનો પગારદાર તંત્રી તેને સુપ્રત કરેલા આધકાર પ્રમાણે જવાબદારીથી વર્તે અને તેનો નિયામક પત્રની રીતિનીતિ મુકરર કરી આપે; પણ અનાયાસે કોઇનું મન દુભાય એવી હકીકત તેમાં પ્રસિદ્ધ થવા પામે તો કેવો ખટરાગ ઉભો થાય છે તેનો સરસ ચિતાર "વર્ત્તમાન" નો ખટલો પૂરો પાડે છે.

વાત એમ બની કે તા. ૨ જી જુલાઈ સન ૧૮૫૧ ના 'વર્ત્તમાન' ના અંકમાં જેલના વહિવટ સંબંધી એક ફકરો છપાયો, અને તે પરથી મેનેજીંગ કમિટીના એક સભ્ય મી. હેરિસન, જેમના નાજરની સામે એમાં આક્ષેપ હતો, તેમણે સખ્ત વિરોધ કર્યો; અને તે મતભેદ એટલો બધો તીવ્ર અને ગંભીર બની ગયો કે તેના પરિણામે "વર્ત્તમાન" નું જીવન જોખમાયું હતું. જ્યાં તેમાં મગરૂરી લેવા જેવું એ હતું કે કમિટીના બધા સભ્યો જે યુરોપિયનો હતા તેમણે મી. હેરિસનના વિરોધને મચક આપી નહિ અને જે લખાણ થયું હતું તે બરોબર અને પત્રકારની રૂઢિ અનુસાર ( etiquatte ) હતું, એવો અભિપ્રાય દર્શાવી, એક પત્રકારના હક્ક અને સ્વાતંત્ર્ય માટે, ન્યાય અને સત્ય માટે, ખૂબ જુસ્સો દાખવ્યો હતો.

વળી ઘણાનું એ કેસ પ્રતિ ધ્યાન ખેંચાયું હતું અને તે એક ચર્ચાસ્પદ મુદ્દો થઈ પડ્યો હતો, તેથી સોસાઇટીની કમિટીએ એ બનાવનું સ્વરૂપ સારી

ટેરવા પર અફીણનો પાસ આપે છે, જે ઝેરી દૂધ બાળક પીતાં મૃત્યુવશ થાય છે; આ એક પ્રથા છે. બીજી પ્રથામાં, બાળક જેવું જન્મે છે કે તેના નાલના દોરા વડે બાળકના ગળે ટૂંપો દે છે; તેથી તે મૃત્યુ પામે છે. (When the child is born, they place the navel string on its mouth, when it expires.*

આ પત્રવ્યવહાર સન ૧૮૦૭ માં થયો હતો; તે પછી એ ચાલ સદંતર બંધ પડી ગયો છે એ ખરૂં; તોપણ છોકરીના જન્મ પ્રતિ તિરસ્કાર અને અણગમાની લાગણી પરાપૂર્વથી ઉતરી આવતી હિંદુ સંસારમાંથી સમૂળગી નાશ પામી નથી અને છોકરીનો જન્મ સાંભળીને આસપાસના સૌને હજી સુગ ચડે છે એ સખેદ નોંધવું જોઇએ:

"In some castes the arrival of the girl is so much a matter of bad augury that the neighbours turn their noses in all directions to manifest their disgust and indignation, and even the mother herself begins to disregard her infantile needs and requests.×"

એવોજ નિર્દય અને ઘાતકી ચાલ સતી થવાનો હતો; છોકરીઓને જન્મતાંજ સ્તને અફીણનો પાસ આપી દૂધ પીતી કરવી અથવા તો તેના ગળે ટૂંપો દેવો, એનું દુઃખ સતી થતી સ્ત્રીની વેદનાના અને ભયંકરતાના પ્રમાણમા અલ્પ કહેવાય. પતિની પાછળ જીવતા, અનિચ્છાએ, સળગતી ચિતા પર ચઢી બળી મરવું, એથી વિશેષ સખ્ત બીજી કયી નરકયાતના સંભવે? પ્રાચીન કાળમાં રાજા રાણીના મૃત્યુ પાછળ એમનાં દાસ દાસીઓ આપઘાત કરતાં; એનું અનુકરણ માત્ર આ પ્રથા અમને લાગે છે. આમાં આત્મઘાત છે; આમા સ્ત્રીનું ખુન થાય છે. બીજા પ્રાંતો કરતાં બંગાળામાં આ પ્રથા વધારે જોરમાં પ્રચલિત હતી; અને દેશમાં રાજા રામમોહનરાયે અનેક સુધારા કરવાની પહેલ કરી હતી તેમ એમની પ્રેરણા અને પ્રયત્નથી લૉર્ડ બેન્ટિકે સન ૧૮૨૯ મા સતી થવાનો રિવાજ બંધ પાડ્યો હતો.‡

---

* P. 328

× Legal Aspects of Social Reform, p. 18 by Paul Appaswamy.

‡ આ વિષય પર વધુ માહિતી માટે રાજા રામમોહનરાયના લેખ સંગ્રહમાં એમના બે લેખો આપેલા છે તે જિજ્ઞાસુએ જોઇ લેવા.

[The English works of Raja Ram Mohan Roy, Panini Press, 1906]

કરતાં વધારે મેંમ્બરો પોતાના જ અનુભવ ઉપરથી જાણતા હતા કે નાજર નામુકર જનએ છે તેંના કરતાં વરતમાંન કેહે છે તે વાત વધારે માંનવા જોગ છે. કદાપી સાબેતી જોઇતી હોય તો આ વાત બને છે તે સેશન કોરટના દફતર ઉપરથી જ કાહાડી શકાશે.

વળી કાંમેટીનો એવો અભીપ્રાય હતો કે એ હરકત લીધેલી બાબતમાં તેઓ નોહોતા માંનતા તે વાત કહ્યા વિના કદી એ બાબત કાહાડી નંખાએ એવી હતી એવું ધારતાં પણ એક બીજાં કારણને લીધે તે વાત બીલકુલ તેંમનાથી ના થાત કેમ જે કોઇને હરકત ના થાએ એહવી જે આ તકરાર પડેલી બાબત કાહાડી નાંખી હોત તો જે જે બાબત વીશે લોકો હરકત લેત તે સર્વે કાહાડી નાંખવાની જરૂર ટેવ પડત નેં તેથી કરીનેં વરતમાંન આપ અખતીયાર "ન્યુસપેપર" એટલે ખબરપત્રનો જે ઉપયોગ તે સઘળો નાશ પાંમત; પણ કાંમેટીનેં બરાબર માલંમ પડ્યું કે વરતમાંન ઘણું ઉપયોગી છે નેં અત્રેના રહેવાશીયોની આગળ એક આબરૂદાર આપ અખતીયાર હપનું ખબરપત્ર મુકવું એ કાંઈ સોસાઈટીની હલકી મતલબ નથી.

એ કાંમેટી વીચાર કરીનેં જે ચીજ ધર્મ પ્રમાંણે કરી નોહોતા સકતા તે વીશેની ના પાડયાથી મી. હારીસંને જે છેલો જવાબ મોકલ્યો તે કાગળની શરૂઆતમાં એક તરેહવાર ઉલટી બાબત હતી તે એ કે જે વાતથી એ નાજરની આબરૂનેં ઘણુંજ નુકશાન પોહોચ્યું એહેવી જે વાત પેહેલાં કહીતી તે નાજરના ધ્યાંનમાં લેવા લાયક નથી એવું હાલ લખી મોકલ્યું; નેં તે કાગળની આખરમાં એ કાંમેટી ખરાબ બદઓના વધારનાર છે એવો અપમાંન ભરેલો બટ્ટો તેંમના ઉપર મેલ્યો.

હવે એ છેલી બાબત વિશે કાંમેટીને એટલુંજ કહેવાનું છે કે, એ બટ્ટો મુકનારના શીર ઉપર પાછો પડશે.

પરંતું મી. હારીસંન સંગાથે શહુક રાખવાનેં કાંમેટી આતુર હતી તેંમણે એ સબ્બે પોતાનું ઊલટું સમજેલું અનેં અદેખાઇ ભરેલું તોહોમત મુકેલુ કાહાડી નાંખવા વિશે અરજ કરી પણ ફોકટ.

માટે એ બાબતનાં સઘળાં કાગળ પત્રો હાલ છપાવ્યા છે. અનેં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની કાંમેટીએ મી. હારીસંનના કહીઆ મુજબ કદીએ નીંદા વીશેની દાદ સાંભળવાની ના પાડી છે કેં, મી. હારીસંને જે લોકો ઊપર કશી રીતેં ન ફાવતાં હલ્લો કર્યો હતો. લોકોની નીંદા કરી

## અરથ.

ત્રણ લોકનો નાથ ( પરમેશ્વર ) ઉઠો એટલે તેમની આગ્ના પ્રમાણે આ દુનીઆના લોકો ચાલો ને બરાહમણ ક્ષત્રી વઈશ્ય એ જાતોમા અશલ પરમેશરની પોતાની કરેલી વીવાહની રીતી હમણા વીશતારો. ૧.

## બીજો અરથ.

ત્રણ લોકનો પતી ઇદર ઉત પામો નેં ઉપર લખેલી તરણ વરણમા હમણા પોતાની ( ઈનદરની ) પરણવાની જુની રીત છે તે પ્રવરતાવો ( એટલે ઈનદરાણી પુનરવીવાહ કરે છે. ) "

[ પુનર્વિવાહ પ્રબંધ, પૃ. ૧ ]

એ વિધવા વિવાહના કાયદાના સંબંધમાં મહીપતરામ વિષે એક રમુજી વાત ગ. ભાનુસુખરામે મહીપતરામ ચરિત્રમા નોંધી છે. વિધવા વિવાહ કાયદેસર છે, એવું સરકારે ઠરાવ્યું; પણ એવું પુનર્લગ્ન કરનારને ન્યાત કે ન્યાતના પટેલીઆઓ ન્યાત બહાર મૂકે તો તેને ન્યાત બહાર મૂકનાર કાયદા પ્રમાણે ગુન્હેગાર થાય કે નહિ તે મુદ્દો બારિસ્ટરનો અભિપ્રાય મેળવી નક્કી કરાવવા મહીપતરામે રૂ. ૬૦) પોતાની પદરના આપ્યા હતા. પણ વચમાનો વકીલ એ રૂપિયા ઓહીઆ કરી ગયો અને જોઇતો અભિપ્રાય લખાઇ આવ્યો નહિ.×

એમના ગુરૂ દુર્ગારામે ચકલે ચકલે વિધવા વિવાહ વિષે વ્યાખ્યાનો આપ્યા હતા, પણ એમને ફરી લગ્ન કરવાનો પ્રસગ પ્રાપ્ત થતા, એમણે બ્હી જઇને પુનર્લગ્ન ન કર્યું અને કુંવારી કન્યા સાથે પરણ્યા તેથી લોકો એમની ઠેકડી કરતા.*

પહેલવહેલુ પુનર્લગ્ન કપોળ જ્ઞાતિના માધવદાસ રૂવનાથદાસે બાઈ ધનકોર સાથે મુબાઇમા કર્યું હતુ; તે વખતે ખૂબ કોલાહલ થયલો†; અને એવી સંકડામણ અમદાવાદમા ખડાયતા જ્ઞાતિની કેરવાડાની બાઈ જીવકોરે માસ્તર લલ્લુભાઇ સાથે પુનર્વિવાહ કરતા અનુભવી હતી. વાચકને તેનો ખ્યાલ આપવા સન ૧૮૭૨ ના બુદ્ધિપ્રકાશમા એ બનાવની વિસ્તૃત નોંધ લેવાઇ હતી તે ફરી ઉતારીએ છીએ.

---

× જુઓ મહીપતરામ ચરિત્ર, પૃ ૨૭.

* એમની બિકતા માટે જુઓ દુર્ગારામ ચરિત્ર, પૃ. ૬૦.

† સવિસ્તર વર્ણન માટે જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ, ૧૮૬૩ પૃ ૩૮.

અસ્તિત્વમાં હતું. કેમકે તેના વિષે સન ૧૮૬૦–૬૪ ના રીપોર્ટમાં નીચે મુજબ લખાણ છે:—

"In April of the same year (1849) it started the 1st newspaper in Gujarat a paper though no longer the property of the society still exists."

(Report of the G. V. Society–1860–64.)

સને ૧૮૭૮ માં બુદ્ધિપ્રકાશમાં કવિશ્રી દલપતરામે સોસાઈટીનો ઇતિહાસ લખ્યો છે, તેમાં ઉપરોક્ત ફકરા ઉપરાંત બીજી એવી કેટલીક હકીકત નોંધી છે કે "વર્તમાન" પત્રની કારકીર્દિને શોભા અપાવનારી નહોતી અને તેમાં આવતા અંગત આક્ષેપોને કારણે ઘણા સારા માણસોનાં મન નારાજ થયાં હતાં; અને તેનું નામ અકારૂં થઇ પડ્યું હતું. તે સંબંધમાં એમણે ઉતારેલો નીચેનો સંવાદ સારો પ્રકાશ પાડે છે:—

### નગરશેઠનો પ્રથમ મેળાપ.*

"પ્રથમ નગરશેઠ પાસે દલપતરામ મળવા ગયા ત્યારે શેઠે હેતથી બોલાવીને પુછ્યું કે તમે અહીં ક્યારે આવ્યા છો?"

દલ૰—હું ગુજરાત વર્નાક્યુલર સોસૈટીમાં નોકર રહ્યો.

શેઠ૰—અરે! સરકારી નોકરી છોડીને તમે એવા પાપમાં ક્યાં પડ્યા? અને તમે ભલું માણસ છતાં એ બુધવારીઊં લખવાનું કામ તમને કેમ ફાવશે.

એક વકીલ—શું કરે? પેટ ન ભરાય ત્યારે લોકોની નાલાશ લખવાનો એવો હલકો ધંધો પણ કરવો પડે.

દલ૰—સાહેબ, વર્તમાન પત્ર તો હવે સોસૈટીમાં નથી છપાતું; એ તો બાજીભાઇ અમીચંદ પોતાના ઘરનું છાપે છે.

વકીલ૰—એ તો નામ ફેરવ્યું છે પણ લખનારા હતા એના એ છે.

દલ૰—અહિં વિદ્યાભ્યાસક સભા ભરાય છે અને સારાં સારાં ભાષણો થાય છે, શેઠ સાહેબ, જો આપ એકવાર એ સભામાં પધારો તો આપનું મન ખુશી થશે. અને સોસૈટીની વાર્ષિક જનરલ સભા ભરીએ ને ગયા વરશનો રિપોર્ટ વાંચીએ.

---

* જુઓ 'બુદ્ધિપ્રકાશ'નો એપ્રિલ અંક સને ૧૮૭૮, પૃ. ૮૦–૮૧.

× વર્તમાન પત્રમાં જેનું નામ પ્લીડર પક્ષી છપાતું હતું તે એજ હતો.

ઉપર વારંટ કહાડયા. હુલ્લડ થતુ અટકાવવાને પોલીસના ૧૦ ઘોડેસ્વાર તથા ૨૦ પાયદલ તે વારંટ બજાવવા અને જ્વેહેરને છોડાવવા ગયા. ણુગ્રા ગામમા એક બ્રાહ્મણના ઘરમા તે બાઇને સતાડી હતી ત્યાથી સરકારી માણસોએ ગોપી કહાડી ને ભરૂચ તેડી ગયા. એ બાઇને તા. ૧૧ જુલાઇથી તા. ૬ આગષ્ટ સુધી ઘરમા પુરી મુકી હતી, અને તે મોતના પંજામાથી બચી છે. ગેવાડાના જાગીરદાર ઠારકુન વાડીલાલ કાળીદાસે તે બાઇને દુખમાથી છોડાવવા મહેનત કરી હતી.

તેના બે સગાઓને તોમતદાર ઠરાવી સેશન કમીટ કર્યા, અને તે બાઇ તથા મહેતાજી અમદાવાદમા આનીને મ્યુનીસીપલ ખાતાના સેક્રેટરી રાજેશ્રી રઘુનાથરાવ જનાર્દનને ઘેર ઉતર્યા. અને લગ્ન કરવા વાસ્તે અહીંની પુનર્વિવાહોત્તેજક સભાની મદદ માગી. તેઓએ કહ્યુ કે તમારી નાતથી દૂર રહેવાની તમારી હીમત હોય, અને તમારા મનની ઉનટ હોય તો લગ્ન કરો. તે કામમા અમે સામીલ થઇશુ. થોડીઘણી નાણાની મદદ જોઇશે તો કરીશુ, ત્યારે મહેતાજીએ કહ્યુ કે અમારે નાણાની મદદ જોઇતી નથી અને અમે કાઈ બીજુક નથી ઘઘાસર છીએ. પણ લગ્નક્રિયા કરાવી આપવામા તમારે સામીલ થવુ.

પછી જોશીને બોલાવીને લગ્ન જોવરાવ્યુ જોશીએ શ્રાવણ વદ ૭ રવિવારનુ ગોધુળિક લગ્ન આપ્યુ. તે દિવસે રાજેશ્રી રઘુનાથરાવજીને ઘેર તેમનુ લગ્ન વિધિ પ્રમાણે થયુ. તે સમે રા. રઘુનાથરાવજીએ મારા સારા માણસોને બોલાવ્યા હતા.

ડેપ્યુટી કલેકટર મહેરબાન એફ, એફ, ફરનાનડીસ સાહેબ, રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ અહીંની સ્મોલકોઝ કોરટના જડજ સાહેબ, રાવ બહાદુર ભોળાનાથ સારાભાઈ, ખેડાના સેકન્ડ કલાસ સબારડીનેટ જડજ. રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ, રાવસાહેબ મહીપતરામ રૂપરામ, રાજેશ્રી રણછોડલાલ છોટાલાલ વગેરે આસરે ૧૫૦ ગૃહસ્થો ત્યા બિરાજ્યા હતા. કેટલાએક સાહેબલોકોએ તથા બીજા ગૃહસ્થોએ આવા કામમા મદદ મળવાને એક ફંડ રૂ. ૪૦૦ ને આસરે કર્યું છે. અને તે વધારવાનો પ્રયત્ન જારી છે.

ગોરે ગોત્રજ પૂજા કરાવીને ચોરીમા મધુપર્ક, ગોત્રોચ્ચાર વગેરે કરીને કન્યાદાન અપાવ્યુ એક બ્રાહ્મણે કન્યાદાન દીધુ તે સભામા વડનગરા

*કહેવત છે કે જેને માબાપ હાજર ન હોય તેને "ગોર માબાપ"

મને આ મરાઠી પુસ્તક વાચવાની ભલામણ કરી, અને મહેરબાની કરી તે પુસ્તક મને વાચવાને આપણી આપ્યું. મેં જ્યારે એ પુસ્તક બરોબર ધ્યાન દેઇને વાચ્યુ ત્યારે મારા મનની બધી શંકાઓ દૂર થઇ, અને મને લાગ્યુ કે જો એ પુસ્તકનુ ગુજરાતીમા ભાષાતર થાય, તો શાસ્ત્રથી અજાણુ એવા ગુજરાતીઓ તેની ખરી માહિતી મેળવે, પોતાની શંકાઓ દૂર કરે, અને પોતે જલદી દુ:ખમાથી છુટે.

તારીખ ૪ થી ડીસેમ્બર સન ૧૮૬૬ ને રોજ જ્યારે "અમદાવાદ બાળ વિધવાવિવાહોત્તેજક મંડળીના વ્યવસ્થાપક ગૃહસ્થોની સભા" ભરાઇ હતી, ત્યારે આ પુસ્તકના ભાષાતરની બહુ જરૂર છે એમ ઘણા જણે કહ્યુ, તે ઉપરથી તેનુ ભાષાતર કરવાને સભા આગળ મેં કબુલ કર્યુ.

પુનર્વિવાહ ઉપર આજ સુધી જે ભાષણો થયા છે, અને જે નિબંધો લખાયા છે, તે કરતા આ ભાષાતર જુદીજ રીતનુ છે. ધર્મના આધાર વગરની એકે વાત લોકો માનતા નથી. માટે આ પુસ્તકમા ધર્મ સબંધી વાદવિવાદથી સિદ્ધ કરી આપ્યુ છે કે વિધવાવિવાહ શાસ્ત્રસમત છે. આ પુસ્તક પેહેલેથી તે છેલ્લે સુધી જે કોઇ નિષ્પક્ષપાતપણે બરોબર ધ્યાન આપીને વાચશે તેની વિધવાવિવાહ મશાસ્ત્ર છે એવી ખાતરી થયા વિના રહેશે નહિ."

જે કાર્ય સમજાવટથી, દાખલા દલીલ, તર્ક અને બુદ્ધિથી સિદ્ધ થઈ ન શકે તે કેટલીકવાર વિરોધી પક્ષની નબળાઇ, વ્યક્તિગત પ્રહાર ન કરતા તેમના વર્ગના દંભ અને સ્વાર્થ, પ્રપચ અને જુઠાણાઓનું ઉપહાસયુક્ત અતિશયોક્તિભર્યું કટાક્ષમય વિવેચન કરીને સાધી શકાય છે. તેની અસર વહેલી થાય છે. ભદ્રંભદ્ર એ આપણા સાહિત્યમા તેનૂ ઉત્કૃષ્ટ દૃષ્ટાત છે. સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયેલ પ્રહસન "પુનર્વિવાહપક્ષની પૂરપૂરી સોગસોળ આના ફજેતી"મા ભદ્રંભદ્રના પાત્ર જેવુ જીવંત અને અનર્થ નઈ પાત્ર જડતુ નથી, પણ એ પ્રહસનની વિલક્ષણ શૈલી, વસ્તુની સજાવટ અને પ્રતિપાદન પદ્ધતિ એક જ પ્રકાર ( type )ની છે એમ અમારૂ માનવુ છે. ભદ્રંભદ્ર શૈલીના વખાણનો એ પ્રથમ પ્રયાસ કહી શકાય; જો કે એ પુસ્તક મરાઠીનો અનુવાદ માત્ર હતો. ભદ્રંભદ્રની પેઠે એ પુસ્તકની પ્રસ્તાવના વાચો·

"વિધવા વિવાહ

ના

શત્રુઓ ' અને મિત્રો ''

એકવાર આ ગ્રન્થ આદ્યંત વાચી જાઓ.

મરવા પડયું અને એવી અવસ્થામાં બોલ્યું કે, લલ્લુભાઇ રાયચંદ આજ-કાલનું છોકરૂં, અમારે ત્યાં કામ શીખ્યો અને તે હાલ અમારા સામું લખાણ કરે છે. પછી વર્તમાન પત્રની પડતી દશાની ખબર લખતાં સમશેર બહાદુરમાં લખ્યું કે એ મારા વર્તમાન કાકારે!!! પછી સમશેર બહાદુરને પણ સપાટામાં લેવાનો વખત તેના પ્રતિપક્ષીઓ શોધતા હતા. એવામાં રા. બા. મગનભાઈ કરમચંદના ગુમાસ્તા ધરમચંદ ફુલચંદ વિષે સમશેર બહાદુરમાં કંઇ છાપવામાં આવ્યું. તેથી તેણે રૂ. ૭૪૫૧ નો દાવો બાંધીને આબરૂની ફરીઆદ કરી. તથા મગનભાઇના બીજા ગુમાસ્તા ભાઉ વિશ્વનાથ ત્રિશે પણ કંઇ છાપવામાં આવેલું તેથી તેણે પણ રૂ. ૧૦૦૦ ની લેબલની અરજી કરી. એ કામની હરકતથી સને ૧૮૫૫ માં સમશેર બહાદુર બંધ કરવું પડયું. તે પછી વર્તમાન પત્ર ચાલતું હતું. પણ આગળની પેઠે કોઈની નાલાશ છપાતી નહોતી.”

આ પ્રમાણે “વર્તમાન પત્ર” નો વૃત્તાંત રોચક અનુભવવાળો, રસિક અને બોધપ્રદ જણાશે. દુર્ભાગ્યે તેનો એક પણ અંક જોવાને મળી શક્યો નથી; નહિ તો તે વિષે હજુ વિશેષ માહિતી આપી શકાત.

ગમે તેમ હો પરંતુ ગુજરાતમાં પત્રકારિત્વનું બીજ “વર્તમાને” પ્રથમ નાંખ્યું તે પછીથી ફૂલીફાલી વિકાસ પામ્યું છે, એમ ગુજરાતી વર્તમાન પત્રોનો તવારિખ નવીશ જરૂર કહેશે.

---

* જુઓ ‘બુદ્ધિપ્રકાશ’ નો સન ૧૮૬૮ નો એપ્રિલ અંક–પૃ. ૭૭–૭૮.

વિધવાઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી રહેવાનું મુખ્ય કારણ બાળલગ્ન હતુ અને જો એ બાળલગ્નનો રિવાજ બંધ પાડવામા આવે તો એ વિધવાઓની મોટી સંખ્યા જરૂર વધતી અટકે, તેટલા માટે સુધારકો અને સુશિક્ષિત પુરુષોએ ન્હાનપણથી લગ્ન કરવાનો રિવાજ અટકાવવાના પ્રયત્ન શરૂ કર્યા, બાળલગ્ન નિષેધ મંડળો કાઢયા; અને તેના અંગે ઉપદેશ કરવાનુ પ્રચાર કાર્ય પણ ઉપાડયું. બાળલગ્નથી કેટલાક માઠા પરિણામો નિપજ્યા હતા તે શોધી બતાવવા એમને ઘણી સુગમતા પ્રાપ્ત થઈ.

પુનર્વિવાહ પ્રબંધની પેઠે કવિ દલપતરામે બાળલગ્નપર એક નિબંધ લખ્યો હતો અને તે બદલ એમને ઈનામ મળ્યું હતુ * તે પછી એ દિશામા અનત કાર્ય થતુ રહ્યુ છે. શ્રીમંત મહારાજા સર સયાજીરાવે બાળલગ્ન પ્રતિબંધક કાયદો વડોદરા રાજ્યની પ્રજા માટે અમલમા આણી બહુપ્રશસ્ય કાર્ય કર્યુ હતુ, એથી સંસાર સુધારાના કાર્યને ખૂબ વેગ મળ્યો હતો.

બ્રિટિશ સરકારે બાલલગ્નનો ચાલ બંધ પાડવાને કોઇ સીધો ઈલાજ ગ્રહણ કર્યો નથી, પણ સન ૧૮૯૨ મા સંમતિવયનો ધારો પસાર કરીને સ્ત્રીઓને અનુકૂળતા કરી આપી હતી. પણ સન ૧૯૩૦ મા શારદા ઍક્ટ યોજાયા પછી આપણે એમ કહી શકીએ કે એ બાળલગ્નની પ્રથાને મરણતોલ ઘા પડયો છે અને આપણે સામાન્ય રીતે જોઈ શકીએ છીએ કે લોકલાગણી મોટી વયના લગ્ન કરવાના સંબંધમા મક્કમ અને ઉત્કટ બની છે.

બાળલગ્નથી ઉદ્ભવતા કજોડાના દુખોનો વાસ્તવિક પણ કરુણ ચિતાર સ્વર્ગસ્થ રણછોડભાઈ ઉદયરામે એમના "લલિતા દુખદર્શક" નાટકમા તાદૃશ્યરૂપે વર્ણવ્યો હતો, અને એની અસર એટલે સુધી થઈ હતી કે તેમાના નંદનશેઠનુ પાત્ર પ્રજામા એક ઉપહાસનુ નામ થઈ પડયુ હતુ

એ પ્રમાણે કેળવાયલુ જોડું કેવુ મનોહરનુ સુખ પામે છે તેનો પરિચય એમણે આપણને "જયકુમારી" નાટકમા પ્રાણલાલ શેઠ અને જયકુમારીના પાત્રો ઉપજાવીને કરાવ્યો હતો અને એ નાટકો રંગભૂમિપર ભજવાતા એટલે જનતા પર બાળલગ્ન વિરુદ્ધની તીવ્ર લાગણી પેદા થતી.

બાળલગ્નની સામે કવિ દલપતરામે અનેક ગરબીઓ રચી હતી અને કન્યાશાળાઓમા તે હોશથી ગવાતી સોસાઇટી માટે "બાળલગ્નથી થતી

---

* જુઓ ગુ. વ. સોસાઇટીનો ઇતિહાસ, ભા. ૧, પૃ. ૨૫.

વિધવા વિવાહનો પ્રશ્ન પણ એવી રીતે સરલ થઈ ગયો છે. કેટલીક જ્ઞાતિઓએ કન્યાઓની અછતના લીધે વિધવા વિવાહને સંમતિ આપી છે. અગાઉ અનાથાશ્રમની કન્યાઓની સાથે લગ્ન કરવા કોઈક મૂરતિયો આગળ આવતો નહિ, હમણા જ ચાર કન્યાઓ માટે ચારસેં યુવાનોએ પડાપડી કરી હતી, એ યુવાનો નજદિકમાં વિધવાઓને પરણે, વર્ણાન્તર કરે તો અમે અજાયબ થઈશુ નહિ.

વર્ણાન્તર લગ્નો ધીમે ધીમે સમાજમા પગપેસારો કરતા જાય છે, અને અવિવાહિત લગ્ન સુખ ઇચ્છનારી બાળા કોક કોક દેખા દે છે.

સુધારાના કાર્યને કાયદાથી થોડીક મદદ મળી, તો કેળવણીએ તેને નવું બળ આપ્યું; અને પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિની સમાજ જીવન પર પ્રબળ અસર થતા, લોકમત મજબુત બન્યો અને વિકાસ પામ્યો. સામાન્ય રીતે લોકસ્થિતિ અને લોકમતનુ પ્રતિબિંબ ચાલુ સાહિત્યમા પડતું જોવામા આવે છે અને ઉપર કેટલાક ઉતારા આપ્યા છે અને નોંધ કરી છે તે પરથી એ નવા સુધારાની રંગરેખા આપણા અર્વાચીન સાહિત્યમા ઉતરેલી જોવામાં આવશે.

ધાર્મિક વિચારોમા આપણે ન કલ્પીએ એટલો બહોળો ફેરફાર થયો છે. પહેલાની પેઠે ટીલા ટપકા, યજ્ઞયાગ, મંત્રજાપાદિ ભણેલાઓ કરતા નહિ હોય, પણ એટલુ ખાત્રીપૂર્વક કહી શકાશે કે એમનુ નીતિનુ ધોરણ બેશક બહુ ઉંચુ છે, શુદ્ધ ચારિત્ર્ય પર તેઓ વિશેષ ભાર મુકે છે. 'ધર્મને નામે ધતિંગો, અનાચારો, દંભ અને જુઠાણા પ્રથમ જોવામા આવતાં તેનુ પોકળ ખુલ્લું થતા હવે તેનું જોર ઘટયુ છે અને લોકો સારાસારનો વિચાર કરતા થયા છે. વહેમી માન્યતાઓ અને અંધ શ્રદ્ધાભરી રૂઢિયોનો ભોગ થઈ ન પડતા, બુદ્ધિ જેમ પ્રેરે તેમ તેઓ વર્તે છે, એ નવી કેળવણીનો પ્રતાપ છે. એ પ્રકારે કેળવાયલાઓને એક નવીન દૃષ્ટિનું તેજ બક્ષ્યુ છે, તેને આપણે બુદ્ધિવાદનું નામ આપીશુ.

'બુદ્ધિપ્રકાશ' મા પ્રસિદ્ધ થયલા એક લેખમાના શબ્દોમા કહીએ તો, એથી "જુના વેહેમો નાસવા લાગ્યા, અને તેની જોડે જુની ધર્મ પદ્ધતિને ધોન લાગવા માડ્યો; × × × × × જુના પંથો માત્ર ખોખા જેવા રહ્યા છે. સમાજ વેરેવારમા સુનીતિ પળાવવાનું તેઓમાં કૌવત રહ્યુ નથી."*

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૬, પૃ. ૨૧૯.

અને તેના પુસ્તક સંગ્રહની વિગત બનાવી છે તેનું વર્ગીકરણ આ પ્રમાણે છે:—

અંગ્રેજી ૨૫૦, ગુજરાતી ૧૨૪, મરાઠી ૪૪, ફારસી ૬, હિન્દુસ્તાની ૧, સંસ્કૃત ૨ (હાથપ્રત), અને હાથપ્રત ૨૬—કુલ ૪૫૩; જેમાંની ઘણીખરી સોસૈટીના હિતૈષીઓ તરફથી ભેટ અપાઇ હતી.•

સદરહુ પુસ્તકાલય વિષે, ઉપર બતાવ્યા પ્રમાણે જે તૂટીછવાઈ માહિતી મળી આવે છે તે પરથી માલુમ પડે છે કે તેનો ઉપયોગ ઘણોખરો યુરોપિયન સભાસદો કરતા હતા. દેશી સભાસદો લાભ લેનાર તો જૂજ હતા;+ અને તેનું ખર્ચ આવકના પ્રમાણમાં બહોળું થતું. પાંચ વર્ષની આખરે એ સંસ્થાનો રીપોર્ટ જોતાં જણાય છે કે, તેના સભાસદોની સંખ્યા ૩૩ હતી; લાઇબ્રેરીનું ઉત્પન્ન રૂ. ૮૫ હતું; જ્યારે તેનો એકંદર ખર્ચ રૂ. ૩૭૩ બતાવાયો છે.

આવી કંગાળ સ્થિતિમાં પણ પુસ્તકાલયનો લાભ વધુ પ્રમાણમાં લેવાય, એ ઉદ્દેશથી અને તેનું આકર્ષણ વધારવા સન ૧૮૫૪ માં રૂ. ૫૦૦ નાં પુસ્તકો અને ચોપાનિયાં નવાં ખરીદ કરવામાં આવ્યાં હતાં; તદુપરાંત રૂ. ૪૦૦ ની કિમ્મતનાં પુસ્તકો રા. સા. ભોગીલાલ સ્મારક ફંડનાં મળ્યાં હતાં.

આટઆટલું કર્યા છતાં પુસ્તકવાચન માટે જે અભિરુચિ વધવી જોઇએ તેનું કંઈ આશાજનક ચિહ્ન નજરે પડતું નહોતું અને ખર્ચ તો આવકના પ્રમાણમાં પુષ્કળ થતું હતું. વળી સોસાઈટીની આર્થિક સ્થિતિ તે વખતે એવી સંગીન નહોતી કે તેનાં અન્ય કાર્યો સાથે આ ખોટનો ભાર તે લાંબો સમય ઉપાડી લઈ શકે; અને વધુમાં મકાન વિષે પણ મુશ્કેલી ઉભી થઇ હતી. સદરહુ લાઇબ્રેરી ભદ્રના મેડા પર આવેલી હતી; અને, "સને ૧૮૫૫ ના જાનેવારી કે ફેબ્રુઆરીમાં એવો જોગ બન્યો કે સોસૈટીની લૈબ્રેરીમાં કેદખાનાનું જાળીયું પડતું હતું, તેમાંથી કેદીને વાસ્તે ચોંથરીમાં તમાકુ બાંધીને સોસૈટીના એક સિપાઇએ નાખી. તે વાત જાહેર થવાથી તે સિપાઇને

• Board of Education Report, Page 135; Mr. Harrison's letter.

+ It is a matter of surprise that a Society which has done and is doing so much for the spread of knowledge in Gujarat has so few subscribers especially among the natives. (Report 1854–55).

માંથી ઉચ્છેદ થાય; અને એ ધર્મ ભાવના નષ્ટ થતાં જગતમાં અરાજકતા વ્યાપી રહે. આ પ્રકારની પરિસ્થિતિ પગભર થવા ન પામે તે માટે તાત્કાલિક જુદી જુદી ધાર્મિક પ્રવૃત્તિઓ તેનો અવરોધ કરવા ચારે તરફથી ઉદ્‌ભવવા પામી. તે આગમચ કરસનદાસ મૂળજીએ વૈષ્ણવ મંદિરોમા પ્રવર્તતી અનીતિ અને અનાચાર ખુલ્લાં પાડવા એમના અઠવાડિક પત્ર "સત્યપ્રકાશ" માં જે જુંબેશ ઉપાડી હતી તેનો ઉલ્લેખ થવો ઘટે છે. સમાજમાથી સડો કાઢી નાખવાનો એ પ્રયાસ સ્તુતિપાત્ર હતો. એ લખાણ, એમનું ચરિત્ર નિરૂપણ કરનાર વિદ્વાનના શબ્દોમાં જણાવીએ તો, "કરસનદાસ દ્વેષ બુદ્ધિથી લખતા નહિ. તેનો હેતુ લાચ લઇને પૈસાદાર થવાનો નહોતો. વલ્લભ કુળના ગુરૂઓને અને તેમના સેવકોને સુધારવા એજ તેની ભલી મતલબ હતી."*. એ પરથી તો મોટો ફોજદારી કેસ થયો હતો. તે મહારાજા લાઇબલ કેસ એ નામથી પ્રસિદ્ધ છે.

પરંતુ જનતાની ધાર્મિક ભાવના અને વિચાર ફક્ત જુના દુરાચારો અને રૂઢિયોનો નાશ કર્યે સંતોષાય એમ નહોતું. તેમને નવું ધર્મબળ અને પ્રેરણા જોઇતાં હતાં; અને તે ઉણપ—સદ્‌ભાગ્યે અહિં પ્રાર્થના સમાજ, આર્ય સમાજ, અને થીઓસોફી વગેરે નામના નવા ધર્મ મંડળોએ અને શ્રીમન્નૃસિંહાચાર્ય અને શ્રીમન્ નથુરામ શર્માએ આચાર્ય પદ લઇને, પૂરી પાડી હતી. એમના તરફથી વાચકની ધર્મવૃત્તિ અને રૂચિને પોષે અને સંતોષે, પ્રેરણા બક્ષે અને પ્રોત્સાહન આપે એવું વાચન સાહિત્ય થોડું બહાર પાડયું નથી, બલ્કે એમ કહી શકાય કે ગુજરાતીમા નવું ધર્મ સાહિત્ય પ્રજાને એમના તરફથી જ મળેલું છે.

પ્રાર્થના સમાજ એ બંગાળામા રાજા રામમોહનરાયે સ્થાપેલ બ્રહ્મો સમાજનું બીજુંજ નામ છે. તેમા તફાવત માત્ર એ છે કે પ્રાર્થના સમાજ જાતિનો સ્વીકાર કાયમ રાખે છે, જ્યારે બ્રહ્મોસમાજ હિંદુ સમાજમાં એક નવીજ જાતિ ઉભી થઈ છે એમ મનાવે છે. બીજો કોઈ તાત્વિક મૂળ ભેદ તેમા નથી.

સન ૧૮૭૪ મા અમદાવાદ પ્રાર્થના સમાજ મંદિરનું ખાત મુહુર્ત કરવામા આવ્યું હતું. તે મેળાવડાનો વૃત્તાન્ત એ વર્ષના 'બુદ્ધિપ્રકાશ' મા છપાયો છે. તેમાં પ્રાર્થના સમાજનો આશય નીચે પ્રમાણે વર્ણવ્યો છે:—

* જુઓ કરસનદાસ મૂળજી ચરિત્ર, પૃ. ૧૭.

એ નામ ફેરવીને, તેનું "હિમાભાઈ ઈન્સ્ટીટયુટ" નામ રાખવા સર્વાનુમતે ઠરાવ થયો હતો; અને તે પ્રસંગે વિવેચન કરતાં, કવેશ્વર દલપતરામે પોતાના હૃદયના ઉદ્ગાર કહાડતાં જણાવ્યું હતું કે–

"એ કાંમ ધરમશાળા કરતાં પણ પરમાર્થનું થયું છે, કેમકે હજારો લોકોના ઉપયોગમાં આવશે, તેથી તે લોકો નીરંતર આ પરોપકારી શેઠને સંભારીને અંતઃકરણથી આશીશ આપશે.

આ મોટી ઈમારત જેવે ઠેકાણે જોઈએ તેવેજ પ્રસિદ્ધ ઠેકાણે અમદાવાદમાં ગવર્નમેન્ટ સ્કુલ આગળ અને ભદરના રસ્તા ઊપર બંધાઈ છે– એટલે હજારો લોકોને શેહેજ રસ્તે જતાં નજરે પડે છે.

હવે આ નવી થએલી પુસ્તકશાળાનું નામ "હિમાભાઈ ઈન્સ્ટીટયુટ" કેહેવાશે અને તે નામ સેંકડો વર્ષ સુધી પ્રખ્યાત રહેશે."

સદરહુ પુસ્તકાલય પાછળ એકંદર રૂ. ૭૦૦૦ નું ખર્ચ થયું હતું અને તે બધું શેઠ હિમાભાઈએ ઉદાર દિલથી આપ્યું હતું.

તેનો એક ભાગ સંગ્રહસ્થાન માટે રાખવાનો નિર્ણય થયો હતો પણ એ યોજના અમલમાં આવી હોય એમ માલુમ પડતું નથી; પરંતુ તેનો મધ્યસ્થ હૉલ તો ઘણા સમય સુધી જાહેર વ્યાખ્યાનો માટે વપરાતો હતો, એ બિના વિસરાવી જોઈએ નહિ.

નવા મકાનમાં જતાં જ સદરહુ પુસ્તકાલયનો વહિવટ અને કબજો સોસાઈટીએ એક જૂદી કમિટીને સોંપી દીધો હતો; તે વખતે તેની પાસે ૩૧૫૮ પુસ્તકો હતાં, રૂ. ૪૫ ની માસિક આવક હતી અને સભાસદોની સંખ્યા ૧૭૫ ની હતી.

આમ છૂટા પડતાં પણ પોતાના બાલકના રક્ષણાર્થે પડખે ઉભી રહી ન હોય તેમ સોસાઈટીનું કાર્યાલય તેની પૂર્વ બાજુના ભાગમાં સન ૧૯૦૧ સુધી રહ્યું હતું.

અંતમાં કવિ દલપતરામના શબ્દોમાં કહીશું:–

> "જુઓ પુસ્તકસ્થાન જે ભદ્ર પાસે
> રચ્યું રૂડું વિદ્યા વધે આવિ આશે."

એમનુ ૭ ફૂટ ઉચું પ્રચંડ શરીર અને બ્રહ્મચર્યના તેજથી ઝગઝગતુ મુખ જે મંડળીમા તેઓ જતા ત્યા એમનો સજ્જડ પ્રભાવ પાડતા, અને તેઓ એક ઉત્તમ વક્તા હોવાથી, શ્રોતા વર્ગને એમના વાક્ચાતુર્યથી અને બુદ્ધિપ્રભાવથી ચકિત કરતા અને તેમને વાદીગરની મોરલીના નાદની પેઠે પોતા પ્રતિ આકર્ષતા એવુ એમનામા પ્રતાપી લોહચુંબકત્વ હતુ. સન ૧૮૭૫મા તેઓ અમદાવાદમા આવેલા એમના જાહેર વ્યાખ્યાનોની વિદ્વદ્ વર્ગપર ખૂબ અસર થયેલી ભોળાનાથભાઇ અને મહીપતરામ પણ એ સભાઓમાં હાજર રહેતા, અને એ સભાઓમા સ્વામીશ્રીને મળેલા વિજયથી અને આર્યસમાજનો જયઘોષ કરતા સ્વામીશ્રીએ એ બે ધર્મવીરોને એવી દલીલ કરી હતી, કે “નામ માત્રમે ક્યા હૈ? આપ સબ આર્ય હૈ, યહ આર્યસમાજકા નામ વિશેષ ઉચિત હૈ ” અને વિશેષમા એમ સૂચવ્યુ હતુ કે પ્રાર્થના સમાજને આર્ય સમાજમા ફેરવી નાખો ભોળાનાથભાઇએ એ સૂચનાનો વિચાર કરીને ઉત્તર આપવાનુ જણાવ્યુ ભોળાનાથના જીવન ચરિત્રમા એ બનાવ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ પ્રાપ્ત થાય છે

“ તે મુલાકાત પછી આખી રાત્રિ એ વિષે વિચારચિંતન કરવામા ભોળાનાથે ઉન્નિદ્ર કાઢી, આખરે દૃઢ નિશ્ચય કર્યો કે નામ ન જ ફેરવવુ. આ પ્રમાણે પ્રાર્થના સમાજ એક મ્હોટી ઘાતમાથી બચી ” અને એ વિષયનુ સ્પષ્ટીકરણ કરતા લેખ એક ઉદાહરણ આપ્યુ છે

“ એક સમયે ભોળાનાથે દયાનંદને કહ્યુ,—‘ स्वामीजी ! आप वेदको ईश्वरप्रणीत बतानेका प्रयत्न करत हो, सो बुद्धिमान् लोकके सामने तो व्यर्थ है ’ તે ઉપર દયાનંદે કહ્યુ—‘ ए सब बाततो सच है, परंतु, भोला नाथजी ऐसे समजाये सिवाय लोक सब अपनी सग कैसे आनेवाले ? और अपनी गाडी चले कैसा ? ’ આવી ધાર્મિક સત્યને ગૌણ ગણનાર સમાજમા નિમગ્ન થવાની અનિષ્ટ દશામાથી પ્રાર્થના સમાજ બચી, એ ઇશ્વરનો આભાર માનવાની વાત છે ’+

આ અરસામા અમેરિકાના ન્યુયોર્ક શહેરમા એચ પી. બ્લેવેત્સ્કી અને કર્નલ એચ એસ ઑલ્કૉટ એ બે વ્યક્તિઓએ થીઓસોફી નામની સસ્થા સ્થાપી તે કોઇ ધર્મ સપ્રદાય નથી પણ તત્ત્વ શોધકોનુ મંડળ છે તેમનો આશય આધ્યાત્મિક માર્ગે મનુષ્ય જાતિની સેવા કરવાનો છે વસ્તુત પ્રજાને જડવાદના માર્ગે જતી અટકાવી તેમની ધાર્મિક વૃત્તિઓને પુનર્જીવન આપવાનો છે

+ જુઓ ભોળાનાથ સારાભાઇનુ જીવન ચરિત, પૃ. ૧૧૮.

પાછળ આશરે રૂ. ૭૪ નું ખર્ચ થયું હતું; અને આવક રૂ. ૨૧-૧૨-૬ ની આવી હતી. શાળા હાથમાં લીધી ત્યારે છોકરાની સંખ્યા ૪૭ અને છોકરીની સંખ્યા ૧ હતી; પણ વર્ષ આખરે તે સંખ્યા વધીને ૮૦ અને ૫ ની અનુક્રમે થઈ હતી.

સને ૧૮૫૧ માં 'અમદાવાદનો ઇતિહાસ' છપાઇને બહાર પડ્યો તેમાં લખેલું છે કે "તે નિશાળનું કામ દાહાડે દાહાડે ઘણું સુધરતું જાય છે તથા છોકરા તથા છોડીઓ વધી જાય છે. એ નીશાળ પછવાડી હાલના સેક્રેટરી મેહેનત બહુ લે છે. એ નીશાળમાં હાલ ૯૨ છોકરા તથા ૧૮ છોડીયો છે, પણ દાહાડે દાહાડે વધતા જાય છે; જેની ખાત્રી આપણને સન. ૧૮૫૦ ના રીપોર્ટ પરથી થાય છે."

તેમાં નોંધ્યું છે કે શાળામાં છોકરાની સંખ્યા ૧૦૦ અને છોડીઓની ૨૦ છે અને મહેતાજી કરૂણાશંકર તેની પાછળ ચાલાકી અને સચ્ચાઇથી શ્રમ ઉઠાવે છે તે પ્રશંસનીય છે; અને વધુમાં એવી ખુશ ખબર આપેલી છે કે શેઠ હઠિસિંગના વિધવા શેઠાણી હરકુંવરબાઇએ કન્યાશાળાના નિર્વાહ અર્થે એક વર્ષ માટે ખર્ચ આપવાને ઇચ્છા દર્શાવી છે અને એ પ્રયોગ ફતેહમંદ નિવડે તો કન્યાશાળાને કાયમ કરવા વિચાર ધરાવે છે; અને તેનો ઉલ્લેખ પખવાડિક બુદ્ધિપ્રકાશના તા. ૧૫ મી જુન ૧૮૫૦ ના અંકમાં આડકતરી રીતે નીચે મુજબ કરેલો મળી આવે છેઃ—

"આ શેહેરમાં છોડીઓની નીશાળ કરવાની નગરશેઠના કુંટુંબમાં એક જણની મરજી છે તે થોડા દાહાડામાં થશે. માટે સરવે લોકોએ એ ઊંડી નજરવાળા શેઠના ખરચ પૈસા મજરે પડે એવું કરવું ને તેમાં પોતાને પણ ફાયદો છે."

વળી તે સંબંધી વધુ ખુલાસો આપણને બુદ્ધિપ્રકાશ પુસ્તક ૧, પૃ. ૭૮, વર્ષ ૧૮૫૪ માં શેઠ મગનભાઇ કન્યાશાળાની હકીકત આપેલી છે તેમાંથી મળી આવે છેઃ—

"સંને ૧૮૫૦ ની સાલમાં વર્નાક્યુલર સોસાઇટીની મારફતે અમદાવાદના માહા નામાંકીત હઠીસિંગ કેશરીસંગની વિધવા સ્ત્રી હરકુંવર શેઠાણીએ છોડીઓની નીશાળ સ્થાપીને તેનો વહીવટ વર્નાક્યુલર સોસાઇટીને સુપ્યો તેથી વર્નાક્યુલર સોસાઇટીએ પોતાની નિશાળની છોડીઓને એ નીશાળ ભેગી કરી દીધી. એનું કામ વચે લગીર નરમ પડ્યું હતું પણ હાલમાં ઠીક ચાલવા લાગ્યું છે. હાલમાં આશરે ૪૨ છોડીયો છે ને એ શેઠાણીની મરજી એ નિશાળને સારૂં મકાન બાંધવાની જણાયે છે. એ રીતે છોડીઓને વિદ્યા શીખવવાનું કામ વધતું જાય છે."

જીવંત અને વેગવંતી રાખવામાં અપૂર્વ કાર્ય કરેલું છે અને બીજું કાંઇ નહિ તો ગુજરાતી જનતાને ધાર્મિક વાચનસાહિત્ય ઉપલબ્ધ કરી આપીને જે મૂંગીન સેવા કરી છે તે તો ખરેખર પ્રશંસાપાત્ર છે.

ધર્મના વિષયમા પહેલાંના જેવી સ્થિતિ હવે રહી નથી. વિજ્ઞાન તેનું વિરોધી મટીને ધર્મ પાછળ રહેલી અગમ્ય વસ્તુને સ્વીકારી તેને શોધવાનો પ્રયત્ન કરી રહ્યું છે, એ ઓછું સંતોષકારક નથી.

ધર્મ વિષે મતમતાંતરો રહેશે. પણ પ્રભુનું અસ્તિત્વ સ્વીકારી, સર્વમાન્ય ધર્મસિદ્ધાંતોને જીવનમાં ઉતારવા પ્રજાને પ્રબોધવામાં આવે, સૌ કોઇ એક પિતાનાં જ સંતાનો છે, એટલું સત્ય ગ્રહણ કરવામાં આવે અને પરસ્પર ભ્રાતૃભાવ અને પ્રેમથી વર્તાય તો દુનિયામાંનું ઘણું ઝેર વેર દૂર થાય; અને પૃથ્વીપર સ્વર્ગ આવીને વસે. એ સુપંથે નવી ઉછરતી પ્રજા પ્રયાણ કરી રહી છે, એવા તેઓ જે આદર્શો સેવી રહ્યા છે, તે પરથી તેની આછી આછી પણ સ્પષ્ટ ઝાંખી થાય છે.

બ્રિટિશોએ સ્થાપિત ન્યાયની કોર્ટમા ઇંગ્રેજીના વપરાશને બદલે ગુજરાતીનો ઉપયોગ કરવા દેવામાં આવ્યો હોત તો એ ભાષા બહુ ખીલી શકત. તેમાં નવા નવા શબ્દો અને પ્રયોગો દાખલ થવા પામી ભાષાનો ભંડોળ સમૃદ્ધ થાત; તેમા વૈવિધ્ય અને સામર્થ્ય આવત; ભણેલાઓએ પણ ભાષા સાહિત્યના અભ્યાસ પાછળ વધુ અને ખાસ ધ્યાન આપ્યું હોત. વડોદરા રાજ્ય નરેશના પ્રયાસ એ વિષયમાં, ખરે, ધન્યવાદને પાત્ર છે.

વર્તમાનપત્ર એ સંસ્થા આપણે અહિં નવી આવેલી છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની તે આપણને એક મૂલ્યવાન ભેટ છે. આજે જગતમાં તે એક અદ્વિતીય સ્થાન ભોગવે છે. સમાજમાં તેની પ્રતિષ્ઠા અને લાગવગ બહોળાં છે. અગાઉ પંચ બોલે તે પરમેશ્વર એમ કહેવાતું. આજે આગેવાન છાપું જે અભિપ્રાય દર્શાવે તે લોકમતનો ધ્વનિ સમજાય છે. પૂર્વે જે છાપ દેવનાગરી શાસ્ત્રીય લખાણની પડતી તે આજે વર્તમાનપત્રે પ્રાપ્ત કરી છે. અર્વાચીન જાહેર જીવનમાં લોકમતના પ્રતિનિધિ તરીકે તેની અમર બહોળી માલુમ પડે છે.

ગુજરાતમાં પહેલવહેલું આઠવાડિક પત્ર "વર્તમાન" સોસાઇટીએ કાઢ્યું હતું. તે પછી આપણા પ્રાંતમાં છાપાઓની સંખ્યા દિન પ્રતિદિન વધતી રહી છે અને હાલમા તે સંખ્યા આશરે ૨૦૦ છે.

# પ્રકરણ ૭.

## કન્યાશાળા

ગયા પ્રકરણમાં છોકરા છોકરીઓની મિશ્ર શાળા વિષે ત્રુટક માહિતી જે મળી આવી તે આપી હતી; પરંતુ છોકરીઓની નિશાળ માટે શેઠાણી હરકુંવરબાઇ તરફથી નાણાંની મદદ મળવાનું પ્રથમથી ચાલુ હતું અને પાછળથી એમના તરફથી તેના કાયમ નિર્વાહ અર્થે સારી રકમ સખાવતમાં મળતાં, સદરહુ કન્યાશાળા "શેઠાણી હરકુંવરબાઈ કન્યાશાળા" નામથી અસ્તિત્વમાં આવી હતી અને તેનો વિસ્તૃત વૃત્તાંત એ કન્યાશાળાનો પાયો નંખાયો તે વખતના જુન ૧૮૫૮ ના બુદ્ધિપ્રકાશમાં છપાયો હતો, તેજ અન્ય હકીકતના અભાવે અહિં ઉતારવો દુરસ્ત જણાય છેઃ—

દોહરો

"કરિ નિશાળ રૂડી રીતે રે વર્નાકયુલર સોસાઈટી
બાળકિયો ભણવા બેઠી રે વર્નાકયુલર સોસાઈટી."

**(દલપતરામ).**

### છોડીઓની નિશાળનું ખાત મુહૂર્ત

"ગુજરાત વર્નાકયુલર સોસાઈટીની સ્થાપેલી છોડીઓની નિશાળ કે, જે હાલ નેકનામદાર સખાવત બહાદુર શેઠાણી હરકુંવરબાઈની તમામ સાહ્યતાથી ચાલે છે તે નિશાળને વાસ્તે અત્રેની ટંકશાળમાં નવી ઈમારત બાંધવા તા. ૩૦ મી એપ્રીલ સન ૧૮૫૮ શુકરવારને રોજ સવારના સાત વાગતાં વડોદરાના રશીડેંટ મેહેરબાન સર રીચમંદ શેક્સપિયર સાહેબને હાથે ખાત મુહૂર્ત થયું તે સમે એ ઠેકાણે સદગૃહસ્થોની એક સભા મળી હતી. તેમાં ડાકટર વાઇટ સાહેબ, મી. કરટીસ સાહેબ તથા કરટીસ સાહેબનાં મેડંમ સાહેબ, ગાયકવાડ સરકારના વકીલ ગોવિંદરાવ પાંડુરંગ તથા આજમ ગણેશપંથ ભાઊ, શેઠ મનસુખભાઈ વખતચંદ, શેઠ દલાભાઇ અનોપચંદ, શેઠ જેસંગભાઈ હઠીસંગ, શેઠ ઉમાભાઈ રૂપચંદ, શેઠ ઉમાભાઇ હકમચંદ, વીમાવાળા પરી. મોતીલાલભાઇ, છોટાભાઇ જમનાદાસ, શેઠ મનચેરજી મેરાબજી, નાજર સાહેબ મી. બેજનજી, મુનસફ મંછારામ ગોકળદાસ, રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, રાજેશ્રી મહીપતરામ રૂપરામ, આજમ મગનલાલ વખતચંદ, શેઠ મનચેરજી બેજનજી, વકીલ માણેકચંદ, વકીલ હીરાચંદ, મેતાજી તુલજારામ, મેતાજી લાલભાઈ, કવીશ્વર

the traditions of English rule, fostered and encouraged it both as an important auxiliary to good Government and as a powerful means for the diffusion of knowledge. To Your Excellency whose administration has opened a bright prospect to this country, and with which we fondly hope to associate a new era in the history of British Indian rule by reason of the important concession of local self-government to the people to Your Excellency belong the credit and the glory of repealing an Act which was opposed to the traditions of British administration in the East, which cast an unjust slur upon the loyalty of the Native Press, and which tends to interfere with the diffusion of Oriental learning."

એ સ્થિતિ તિલક કેસ થયા પછી બદલાઈ ગઈ છે. ફોજદારી કાયદાની કલમ ૧૨૪ અ પત્રકારો પર ડેમોકલીસની તરવારની પેઠે ભય ઉપજાવતી લટકી રહેલી છે અને સન ૧૯૩૧માં પ્રેસ ઍક્ટમાં નવા ઉમેરા અને ફેરફાર થયા તેણે પોલાદના ચોકઠાના બંધની પેઠે વૃર્તમાનપત્રને ગોગરદમથી જકડી લઇને તેના જીવનને રૂંધી નાંખ્યું છે.

અહિં એ કાયદાના ગુણદોષમાં ઉતરવાનું, તેની ચર્ચા કરવાનું પ્રયોજન નથી. પણ અમે એટલું તો જરૂર નોંધીશું કે પ્રજાજીવનના વિકાસમાં તે એક અમોઘ શક્તિરૂપ, અમૂલ્ય સાધન છે અને લોક-વિચારને—અભિપ્રાયને ગતિમાન, પ્રબળ, સમૃદ્ધ અને અસરકારક કરવામાં તેનો હિસ્સો મોટો તેમ મહત્વનો છે.

પ્રસ્તુત પ્રકરણના આરંભમાં જે ઉતારો રજુ કરવામાં આવ્યો છે તેમાં રેડીઓ અને સિનેમા દ્વારા લોકશિક્ષણ આપવાનું જે નવું સાધન પ્રાપ્ત થયું છે, તેનો ઉલ્લેખ કરવામા આવેલો છે. આપણે અહિં એનો ઝાઝો ઉપયોગ થતો નથી. ઝારના સમયમાં રુશિયામા પ્રજાની અજ્ઞાનતાનું પ્રમાણ હિન્દના જેટલું મોટું હતું, પણ નવી લોકસત્તાએ એ પ્રશ્ન હાથ ધરતાં, તેનું કેવું સુંદર અને સંગીન પરિણામ આવ્યું છે તે આપણને વિચાર માટે પુષ્કળ સામગ્રી પૂરી પાડે છે. સોવિયટ સરકારે લોકોનું અજ્ઞાન દૂર કરવામાં એ સાધનનો કેવી સરસ રીતે ઉપયોગ કર્યો છે, એ ત્યાંના એ સંબંધી રીપોર્ટ છપાઈ બહાર પડતા રહે છે તેના વાચનથી સમજાય છે.†

## પરિશિષ્ટ ૧

GUJARAT VERNACULAR SOCIETY'S OFFICE.
AHMEDABAD, 6th November 1882.

To,

The Honourable the President and Members
of the Education Commission.

*Honourable Gentlemen,*

We the undersigned Members of the Managing Committee of the Gujarat Vernacular Society beg to approach you with the following humble representations.

2. The Gujarat Vernacular Society was established in the year 1848 under the auspices of the late lamented Honourable A. K. Forbes. The Society has for its main object the development of Gujarati Literature. The means it employs are—

(a) The publication of a monthly Magazine.

(b) The publication and sale of Gujarati works.

(c) The employment of scholars to write useful and entertaining Gujarati works.

(d) Encouragement of writers by holding out and awarding prizes to works written on the subjects chosen by the Society.

(e) Patronizing authors by purchasing copies of their works.

(f) Securing copies of old useful Manuscripts.

(g) Undertaking the management of Memorial and other Funds intended for the aid of literary and educational activity.

જશે તેમ તેમ એક બીજાના દાખલા જોઇને આવાં આવાં સારાં કામ કરવાને લોકો બાહાર પડશે ખરા, પણ આવી વખતમાં જેણે આવા સુધારાના મૂળ રોપ્યાં છે તેઓને ઘણી સાબાશ છે; માટે હે મિત્રો આપણે સહુએ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાની અકકલથી, તથા પોતાના શરીરની મેનતથી અથવા ધનથી જેમ જેમ બની શકે તેમ આપણા દેશના કલ્યાણ સારૂં આવા સુધારા કામને મદદ કરવી, ને સ્ત્રી જાતને વિદ્યાભ્યાસ કરાવાથી સઘળા લોકો ઘણા સુખી થશે, ને જેમ વરાળયંત્રનો હુનર સોધી કાઢ્યાથી હજારો બળદ ઘોડા, ને હજારો માણસનાં કામ રોજે બની શકે છે, માટે દુનિયામાં એટલા બળદ ઘોડા તથા માણસોનો વધારો થયો કહિયે તો કહી શકાય તેમજ વિદ્યાભ્યાસ વિનાની સ્ત્રીઓ જનાવર જેવી રેહેતી હતી, તેઓને વિદ્યાભ્યાસ કરાવાથી આપણા દેશમાં એટલાં માણસોનો વધારો થયા જેવું થશે, ને ઘેર ઘેર કલેશ ટંટા તથા કુકમ જે થાય છે, તે અજ્ઞાનપણાથી થાય છે, જેમ આપણે કેદખાનામાં જઇને જોઇશું તો ચોરી કરનારા તથા ટંટા ફીતુર કરનારા ઘણું કરીને વગર ભણેલા લોકો માલમ પડશે, ને જે વિદ્યા ભણે છે તે ઘણું કરીને એવાં કામ કરવાથી સરમાય છે, ને તેના વિચાર કાંઈ પણ સુધરે છે ખરા. તેમજ સ્ત્રીઓ વિદ્યાભ્યાસ કરશે તો તેમનામાંથી ટંટા ફીતુર કરવાનું તથા હઠ કરવાનો સ્વભાવ ફરી જશે, માટે હું છેલી વારે તમને કહું છું કે, તમે સર્વે આવા કામને મદદ આપજો કે, જેથી પરમેશ્વર પણ તમારા ઊપર રાજી થશે.

એ રીતે ભાષણ થયા પછી દસ્તુર પ્રમાણે મેહેરબાન રશીડેંટ સાહેબે પોતાને હાથે ખાત મુહૂર્ત કરયું પછી શેઠાણી સાહેબની તરફથી અતર, ગુલાબ, ફૂલના હાર, તોરા, સભાસદોને વેંચનામાં આવ્યા, પછી સભા બરખાસ્ત થઈ.

એ નિશાળની સંભાળ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ રાખી પણ હવેથી મેહેરબાન ટી. શી. હોપ સાહેબના તાબામાં સોંપીને તેનો તપાશ રાખવાને એક જુદી કમીટી ઠરાવી તેના મેંબરોનાં નામઃ—

| | |
|---|---|
| ૧ જે. ડબલીયુ હેડો સાહેબ. | ૧ આજમ બાળાજી જશકરણ. |
| ૧ એ. બી. વારડીન સાહેબ. | ૧ શેઠ ઊમાભાઈ રૂપચંદ. |
| ૧ ટી. એસ. જારડીન સાહેબ. | ૧ શેઠ ઊમાભાઈ હકમચંદ. |
| ૧ ટી. બી. કરટીસ સાહેબ (સેક્રેટરી) | ૧ આજમ મગનલાલ વખતચંદ. |
| ૧ નગરશેઠ પ્રેમાભાઇ હિમાભાઈ. | ૧ શેઠ મનચેરજી સોરાબજી. |
| ૧ રાવબાહાદુર મગનભાઈ કરમચંદ. | ૧ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.* |

* જુઓ 'બુદ્ધિપ્રકાશ' સન ૧૮૫૮-જુન અંક-પૃ. ૮૫ થી ૮૮.

6. Our object in making this representation is to solicit your attention to that part of the educational policy unfolded in the Despatch of 1854 which bears directly on vernacular instruction and the cultivation of the vernacular literatures of India. Experience has shown to us that the study of vernacular languages and the enriching of vernacular literatures by means of translations or original compositions can only be promoted by and through the exertions of men who have received a high and liberal education.

7. The Society finds that on account of the paucity of men who have received good high education, no writers can be found, though the Society is willing fairly to remunerate their labours. The following are some of the subjects on which the Society wanted good books and for which it advertised prizes —

| SUBJECTS | PRIZES. |
| --- | --- |
| The castes which are becoming extinct the causes of the phenomenon and preventive measures | Rs. 80, afterwards raised to Rs. 125. |
| The creation of habits of saving among the labouring classes | Rs. 100, afterwards raised to Rs. 150. |
| Essays on truth, hope, good company, &c. | Rs 400. |
| The condition of labourers and the way to elevate them. | Rs. 250, afterwards raised to Rs. 350, |

## પરિશિષ્ટ ૨.

### જનરલ ડીપાર્ટમેંટ.

"૧ શેહેર અમદાવાદના કેટલાક મોટા માતબરો તથા દોરદાર ગૃહસ્થોએ કેટલાંક ખુબી ભરેલાં સખાવતનાં કામ કરયાં તેથી નેક નામદાર ગવરનર-કૌનશીલ સાહેબ બહાદુર ઘણા ખુશી થઇ તે કાંમની બીના પ્રસીદ્ધ કરે છે કેઃ—

૨. આ શેહેરના નગરશેઠ હીમાભાઇ વખતચંદે "પુસ્તકશાળા" તથા "પદાર્થ સંગ્રહાલય" એટલે "મ્યુઝીએમ" તથા વર્નાક્યુલર સોસાઈટીનું છાપખાનું તથા તેની ઓફીસને માટે, એક સારી ઇમારત પોતાના ખરચથી બાંધી આપવાનું કબુલ કરયું છે. તે સીવાયે એ દાતા શેઠે મુંબઇની "મેડીકલ કાલેજ" એટલે વૈદકપાઠશાળામાં રૂા. ૧૮૦૦ આપ્યા છે કે તે રૂપૈયાનું વ્યાજ આવે તેમાંથી એક સોનાનો ચાંદ શેઠ મજકુરના નાંમનો બનાવીનેં હર વર્ષ એ શાળાના અધ્યક્ષને જે હુંશીયારમાં હુંશીયાર વિદ્યાર્થી માલુંમ પડે તેને આપવો.

૩. રાવ બાહાદુર શેઠ મગનભાઇ કરમચંદે અમદાવાદમાં છોડીયોની નિશાળો સ્થાપી તેમાં મોટી ઉદારતાથી આગળ રૂપૈયા આપેલા છે. તે સીવાય હાલ રૂા. ૭૦૦૦ સાત હજાર શેહેર મજકુરમાં "કાલેજ" એટલે વીદ્યાશાળા થવાની છે તેમાં "સ્કાલરસીપ" એટલે હુંશીયાર છોકરાને પગાર કરી આપવાને આપ્યા છે.

૪. સ્વર્ગવાસી શેઠ હઠીસીંગ કેસરીસીંગની વિધવા શેઠાણી હરકુંવર-બાઇયે પોતાના ખરચથી છોડીયોની નિશાળ કેટલાક દીવસથી સ્થાપેલી હતી. તે નિશાળની ઈમારત બાંધવાનો તથા તેના ખરચને સારૂ રૂા. ૬૦૦૦) આપવાનો એ શેઠાંણીયે વિચાર બતાવ્યો છે.

૫. સ્વર્ગવાસી શેઠ હઠીસીંગ કેસરીસીંગનો ઇરાદો અમદાવાદમાં ગરીબ લોકોને માટે એક ઇસ્પીતાલ કરવાનો હતો પણ તેના દરમીયાંન એ શેઠે સ્વર્ગવાસ કીધો તેથી એ ધર્મીષ્ઠ વિચાર પડયો રહ્યો. તેમની વિધવા સ્રીયો. શેઠાંણી

by themselves knowing English, and thus having full access to the latest improvement in knowledge of every kind, impart to their fellow countrymen, through the medium of their mother tongue, the information which they have thus obtained." The efforts put forth in this direction during the last quarter of a century, partly by means of translations or adaptations of standard works in English, and partly by means of original compositions, have given a certain impetus to the cultivation of vernacular literatures, but the results so far have not, it must be admitted, been very satisfactory. On the contrary they have shown in but too glaring a manner the need of having a much larger class of educated native gentlemen who, having themselves received the benefits of high culture, are imbued with a strong desire to communicate the knowledge they have acquired to the masses of their Countrymen through the medium of the varnaculars The formation of such a class of men of letters is mainly dependent upon the maintenance of higher educational institutions under the direct control of Government, as under that condition alone, can the quality of education, needed for the purpose, be imparted to youths in this country. Firmly impressed with this belief, we are of opinion that any withdrawal of direct State control would have the effect of postponing for an indefinite period, the advancement of the masses of the people by means of knowledge communicated through the medium of their mother tongue

## પ્રકરણ ૮.

### દેશી ભાષાના વિકાસ માટે પ્રયાસ: શિક્ષણ અને શાળોપયોગી પુસ્તકો.

"When the elements of useful knowledge have been brought in good vernacular books within the reach of the mass, it is not unreasonable to suppose that those books will be the lever which, in the hands of the best teachers, who may be educated in the Government schools, or elsewhere, will conquer the "Vio inertia" of the native mind, and give it a fair start."

[From the report of the Society for the Promotion of Knowledge, Calcutta, 1845.]

શરૂઆતનાં પ્રકરણોમાં આપણે જોઇ ગયા તેમ જુના કાળમાં આપણે અહિં હાલ જોવામાં આવે છે તેમ પ્રાથમિક કેળવણી સાર્વત્રિક અને પદ્ધતિસર અપાતી નહોતી. વાણીઆનો છોકરો જે વેપાર કરતો કે શરાફની પેઢી ચલાવતો તે બે ચાર વર્ષમાં થોડું ઘણું શિક્ષણ—આંક, કક્કો, નામાં વગેરે—શિખતો; અને ચાલતા કોષ્ટકોની ધાતો કે શેરીઆં, મણીકાં લેખાં થોડાં ઘણાં મોઢે કરતો. વાંચવાનાં પુસ્તકો તો હોયજ શાનાં; અને અશુદ્ધ લખતાં શીખતો.* શ્રીયુત ડાહ્યાભાઇ દેરાસરી એમના "સાઠીના સાહિત્યના દિગ્દર્શન"માં લખે છે તેમ તે વખતે "સંસાર વેવારની ચોપડી" જે વિષે પ્રથમ કહેવાયું છે, તે ઉપયોગી પુસ્તક ઘણું વપરાશમાં હતું. આ પુસ્તકમાં આંક, વાચનના પાઠ, અંકગણિતનાં મૂળતત્વો, લેખાં, શરાફીનામું, વગેરે ઘણી બાબતોનો સમાવેશ કર્યો હતો. શુકનાવલિને પણ ભૂલવામાં નહોતી આવી. ઘણી ગામઠી નિશાળોમાં આ ચોપડી વંચાતી અને ઘણા લોકોની કેળવણી તો એ પુસ્તકથીજ પૂરી થતી.+

---

*જુઓ રણછોડદાસ ગીરધરદાસનું જીવનચરિત્ર-"વસન્ત" વર્ષ ૩, પૃ. ૨૬૬.
+જુઓ "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન" પૃ. ૪૮.

late rulers had assigned for the encouragement of literature.

12. The Commission, we have no doubt, will inquire into the grave issues with which the withdrawal of Government from the direct control of higher education, would be fraught. Our own opinion is that the withdrawal of the State from the support and direct control of high education will bring about the following results—

(1) It will bring down the quality of education imparted in our schools and colleges.

(2) It will lead to the deterioration of the services of Government and of professions. This deterioration cannot fail to affect the efficiency of the administration of the country.

(3) There being no really native organisations in existence for the maintenance of institutions for the education of the higher order, they will die out and their place will be filled by missionary schools and colleges which on account of their known sectarian and proselytizing Character, cannot have the confidence of the people.

(4) Apart from their sectarian and proselytizing character, missionary institutions have so far shown very poor results at the University by the side of Government schools and colleges.

(5) Any measure on the part of Government calculated to encourage missionary enterprise at the expense of State institutions for higher education is likely to excite the suspicions of

મીશતર• મરેની• નોબેતેશર• ઈંગ્લીશની• ગારામેર*

ઇમાને•

અંગરેજી• વેઆકરણની• કેતાબનો• તરજુમો• તથા

શારૂ• ગુજરાતી• બોલીમાં

આ૦ મારદેશારજી• બેહેરામજી• લશકરીનાંએ

ગુજરાતી• વાંચનારાવોને

અંગરેજી•

વીદેઆ• શીખવા• શારૂં• કીધોછે•

---

એ કેતાબ•

ગી

મુમબઈ• મધે*

પરદુનજી• બોબેદઅરજબાંનજીનાં• છાપખાંનામાં

શને ૧૮૨૨ અંગરેજીનાં• વરશમાં• છપાણોછે*

dependent means such as increasing the provincial grant for the purpose, or enlisting the sympathies of the wealthier classes of people.

We have the honour to remain,
Honourable gentlemen,
Your most obedient servants,

| | |
|---|---|
| (Sd.) પ્રેમાભાઈ હીમાભાઈ, | પ્રમુખ. |
| „ i. e. **Premabhai Himabhai,** | President. |
| „ **Bholanath Sarabhai,** | Member. |
| „ **Runchhorelal Chhotalal,** | „ |
| „ **Nurbheram Rugnathdass,** | „ |
| „ **Bulakhidas Gungadas Desai,** | „ |
| „ **Abaji V. Kathavate,** | „ |
| „ **Mukundrai Manirai,** | „ |
| „ **Mahipatram Rupram,** | Hon. Secretary. |



વાતો-ઇસપનીતિની કથાઓ, બાલમિત્ર, પંચોપાખ્યાન, ભૂગોળ, ખગોળ, વિદ્યાના ઉદ્દેશ, લાભ ને સંતોષ વગેરે પુસ્તકો વાંચન કામને સારૂ, તથા ગણિતને સારૂ પૂર્ણાંક, અપૂર્ણાંક (હટ્ટનકૃત) તથા શિક્ષામાળા ભા. ૧ અને ૨, કર્ત્તવ્ય ભૂમિતિ વગેરે, એ બધાં શાળા-પુસ્તક મંડળી તરફથી તૈયાર થતાં હતાં તેમાં રણછોડદાસની મદદ લેવામાં આવી."+

એ આપણું આરંભનું ગદ્યસાહિત્ય હતું; અને જો અમે અર્વાચીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખતા હોત તો આ અને તે પછી અસ્તિત્વમાં આવેલી બોર્ડ ઓફ એજ્યુકેશને પ્રસિદ્ધ કરેલાં સઘળાં પુસ્તકોનું વિસ્તારથી વિવેચન કરત; મરાઠીમાં મી. દંડવટેએ "અર્વાચીન મરાઠી વાઙમય" અને બંગાળીમાં મી. ડેએ "ઓગણીસમા સૈકાનું પ્રથમ પચીસીનું સાહિત્ય" એ જાતનાં પુસ્તકો બહાર પાડેલાં છે; અને તે સૌમાં એક પ્રકારનું સામ્ય નજરે પડશે.

આમાંના ઘણાંખરાં પુસ્તકો મૂળ ઇંગ્રેજી કે ફ્રેન્ચપરથી પ્રથમ મરાઠીમાં લખાતાં અને તે મરાઠીપરથી તેનો ગુજરાતીમાં અનુવાદ થતો. મરાઠીમાંથી ગુજરાતીમાં અનુવાદ થાય તેમાં કાંઈ ખોટું નથી; અને સંખ્યાબંધ પુસ્તકો મરાઠીમાંથી ગુજરાતીમાં ઉતારવામાં આવેલાં અને તે દ્વારા આપણું ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થયલું માલુમ પડશે; પરંતુ આ અનુવાદો દક્ષિણી શાસ્ત્રીઓના હાથે થયલા હોઇને પર પ્રાંતનાને હસ્તે વ્યાકરણના અને શૈલીના દોષો, ભિન્ન અનુભવથી અને અજાણતાં આવી જાય તે ઘણાંએ શરૂઆતનાં પુસ્તકોમાં મળી આવશે; અને તે દોષોના સંબંધમાં સન ૧૮૫૮ માં "ગુજરાતી ભાષા" વિષે વિદ્યાભ્યાસક મંડળી સમક્ષ ભાષણ આપતાં રા. સા. મહીપતરામે જે ટીકા કરી હતી તેમાંનો થોડોક ભાગ પ્રસ્તુત મુદ્દો સ્પષ્ટ કરવા નીચે આપીએ છીએ:—

"આપણા પશ્ચિમ હિન્દુસ્તાનની રાજધાની મુંબાઈ તેથી ત્યાં જ કેળવણી ખાતાનું મથક થયું, અને સરકારી નિશાળોમાં ભણાવવાની ચોપડીઓ ત્યાં થઇઓ. મરાઠી ભાષામાં જે ચોપડીઓ હતી તેઓના તરજુમા પેહેલા થયા, ને એ તરજુમા કરનારામાં મરાઠી શાસ્ત્રીઓ મુખ્ય હતા. વધારે નવાઈ જેવું તો એ છે જે ગુજરાતી ભાષાનું વ્યાકરણ જોઇએ માટે મરાઠી વ્યાકરણનો મરાઠી શાસ્ત્રીઓએ ગુજરાતીમાં તરજુમો કર્યો. ગુજરાતી બોલીના નિયમોથી તેઓ અજાણ્યા હતા એવું જણાય છે. વ્યાકરણનો અર્થ જેઓ

+ જુઓ 'વસન્ત', વર્ષ ૩, પૃ. ૨૬૭-૨૬૮.

ing in vernacular languages has been relegated to less able hands, the reason being that those who take high education not having had any occasion to study vernaculars are not inclined to take up that kind of work and when they do undertake it most of them are not able to do it efficiently

When the Vernaculars were struck out from the curriculum of higher University Examinations, the reason urged for the step was that the literature of these Vernaculars were poor and sufficient education to the mind could not be derived from them The Managing Committee thoroughly sympathises with this view, and holds that without a second classical language education will be very defective. But it humbly believes that the total exclusion of the Vernaculars was not the proper step to be taken. What the Committee considers desirable is that at the Matriculation or any Examination which may be substituted in the place of it, there should be, in addition to the papers in classical languages, a paper containing questions in Vernacular Grammar and translation. In the higher Examinations one book of suitable difficulty may be appointed for each examination and pieces for translation from and into Vernaculars may be set rising in difficulty with each successive examination

There is no doubt that with this addition, the studies will be too heavy for the students and the Committee, therefore, begs to recommend that the work in the classical languages or some other subject such as Mathematics may be reduced to some extent

આ પ્રકારની શિક્ષણપ્રથા લૉર્ડ લેન્કેસ્ટરે દાખલ કરી હતી તેને લેન્કસ્ટર પદ્ધતિનું નામ આપવામાં આવ્યું હતું અને "તે પદ્ધતિ એવી છે કે મોટેનાઓ ઉપલા વર્ગના છોકરાઓ ભણાવવાના કામમાં મદદ કરે."×

ઉપર પ્રમાણે હિન્દીઓને શિક્ષણ આપવા સારૂ શી રીતે વ્યવસ્થા કરવામાં આવી તેની વિગતો તપાસી ગયા; પરંતુ કેવા સંજોગમાં કંપની સરકારે એ કાર્યને ઉપાડી લીધું અથવા તેને સાથ આપ્યો, એ મુદ્દો વિચારવો ઘટે છે; અને સહજ ઉંડા ઉતરીશું તો સમજાશે કે સોસાઇટીની સ્થાપના કરવામાં તે સમયે પ્રવર્તતા વાતાવરણમાંથી સહજ સ્ફૂરણ મળવાનો ઘણો સંભવ રહેલો છે.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરો અહિં વસતા તેમના બાળકોના ધાર્મિક અને અન્ય શિક્ષણ માટે એક અંગ્રેજી શાળા સન ૧૭૧૮ માં રેવરંડ રિચર્ડ કોબે સ્થાપી હતી અને સન ૧૮૦૭માં કંપની સરકારે તેનો વહિવટ હાથમાં લીધો પણ સન ૧૮૧૫માં તે પાછો એક ખાનગી સંસ્થા–Society for Promoting the Education of the Poor within the Government of Bombay—નામનીને સોંપી દીધો અને તેના હસ્તક સન ૧૮૨૦ માં હિન્દી બાળકોના શિક્ષણાર્થે ચાર નિશાળો હતી અને તેમાં ૨૫૦ વિદ્યાર્થીઓ ભણતા હતા. તે પછી હિન્દી બાળકોના અભ્યાસ અર્થે શાળોપયોગી પુસ્તકો અને નવી શાળાઓ કાઢવા બાબતમાં રીપોર્ટ કરવા એક ખાસ કમિટી નિમાઇ હતી તેનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે.

જેમ કંપની સરકારનો કબજો અને કાબુ આપણા દેશમાં વધતાં ચાલ્યાં તેમ હિન્દીઓના વધુ સહવાસમાં આવવાની તેમ આપણો સાથ અને સહાનુભૂતિ મેળવવાની તેમને ખાસ જરૂર જણાઈ વળી રાજવહિવટમાં અને ન્યાયખાતામાં આપણો વિશેષ ખપ પડયો; અને આપણામાંના થોડાક કાબેલ અને રાજદ્વારી પુરુષોએ તો ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન શાળાદ્વારા મળે તે પહેલાં ખાનગી રીતે મેળવ્યું હતું. તેમાં-પૂર્વે નિર્દેશ કરેલ મી. મરેનું આમર જેવું પુસ્તક એક શિક્ષકની જેમ મદદગાર થતું હતું.

વળી ખ્રિસ્તિ ધર્મના પ્રચારાર્થે અહિં મિશનરીઓ આવી રહેલા એમના તરફથી હિન્દીઓને યોગ્ય શિક્ષણ આપવાને પ્રયાસો થયલા તે વિસરાવું જોઈતું નથી.

× જુઓ રા. સા. મોહનલાલ ઝવેરી ચરિત્ર-પૃ. ૭.

# પ્રકરણ ૨

## નવાં પુસ્તકો

(સન ૧૮૭૯ થી ૧૮૯૧)

"Another purpose for books is to enlarge the mind, to brace the mind, to enable the people to find pleasure, not only in the relaxation of literature but in the hard work, in the stiff thought of literature. The hard work of literature conveys to those who pursue it in sincerity and truth not only utility but also real enjoyment."

[W. E. Gladstone.]

આ તેર વર્ષમાં સોસાઇટીએ ૩૦ નવાં પુસ્તકો છપાવ્યા, તેની વર્ગણી નીચે પ્રમાણે છેઃ—

**સોસાઈટીનાં ફંડમાંથી.**

| નં. | પુસ્તકનું નામ. | કર્તાનું નામ. | પ્રકાશન વર્ષ |
|---|---|---|---|
| ૧. | ફ્રેન્ચ રેવોલ્યુશન | ચુનીલાલ બાપુજી મોદી | સન ૧૮૮૩ |
| ૨. | અકબર ચરિત્ર | રા. સા. મહીપતરામ રૂપરામ | ,, ૧૮૮૪ |
| ૩. | વેણી સંહાર | બળવંતરામ મહાદેવરામ મહેતા | ,, ૧૮૮૭ |
| ૪. | સુરત માંડવીનું દેશી રાજ્ય | રહેમાનખા કાલેખા પઠાણ અને વજેશંકર પ્રાણશંકર ઉપાધ્યાય | ,, ૧૮૯૦ |
| ૫. | બાળલગ્નના સંબંધમા આપણું કર્તવ્ય | નાગેશ્વર જ્યેષ્ઠારામ શાસ્ત્રી | ,, ૧૮૯૦ |

**સોરાબજી જમશેદજી ફંડ.**

| નં. | પુસ્તકનું નામ. | કર્તાનું નામ. | પ્રકાશન વર્ષ |
|---|---|---|---|
| ૬. | સેવિંગ્સ બેન્કની અગત્ય | રા. સા. મયારામ શંભુનાથ | ,, ૧૮૮૪ |
| ૭. | દુકાળ વિષે નિબંધ | એદલજી જમશેદજી ખોરી | ,, ૧૮૮૪ |
| ૮. | સ્થાનિક સ્વરાજ્ય | કેશવલાલ મોતીલાલ પરીખ | ,, ૧૮૮૬ |
| ૯. | અર્થશાસ્ત્રના મૂળતત્ત્વો | સર ચિમનલાલ હરિલાલ સેતલવાડ | ,, ૧૮૮૬ |

થકી ચારસેં રૂપીયા સુધી એક એક પુસ્તકે બક્ષીસ મળશે—નેં પ્રૌઢ-ગ્રંથોનાં ભાષાંતરો કરનારાઓનેં અથવા નવા પ્રૌઢ ગ્રંથોના કરનારાઓનેં બે હજાર રૂપીયા થકી પાંચ હજાર રૂપીયા સુધી બક્ષીસ મળશે.

૩. જે કોઈ ઘણો સારો ગ્રંથ કરીનેં લાવશે તે જોઈનેં આ મંડળીનાં ધ્યાનમાં આવશે કે આં ગ્રંથ કરનારાનેં પાંચ હજાર કરતાં વત્તું બક્ષીસ જોઈયે–તો તેનેં આપવા સારૂ ગવરનર કોંસલ એઓનેં સિફારસ કીધી જશે.

૪. જે વિષય ઉપર નવા ગ્રંથ જોઈયે–અથવા જે પુસ્તકોનાં ભાષાંતરો જોઈયે તે આ પ્રસિદ્ધિ પત્રનેં અંતે કહેલું છે. જે દેશોના લોકોની ભાષા મરાઠી અથવા ગુજરાતી છે તે દેશોમાં જ ઘણુંકરીનેં આ મંડળી વિદ્યા શિખવ્વા સારૂ ઉદ્યોગ કરનાર–એ માટે પુસ્તકો જોઈયે–તે–આ બે ભાષામાં ઘણાં જોઈયે.

૫. આ દેશમધ્યે હિંદુસ્થાની ભાષાના પુસ્તકોના વાંચનાર થોડાનેં તે ભાષામાં છાપેલા ગ્રંથ ઘણા છે. તેથી બિજા જોઈશે તો કલકતેથી મંગાવ્યા જશે. એ માટે કહેલાં પુસ્તકોનાં ભાષાંતર માત્ર હિંદુસ્થાની બોલીમાં જોઈયે–જો કોઈ આ દેશ તથા આ દેશમાંના લોક તથા એઓની ચાલ એ સર્વ મનમાં ધારીનેં કથારૂપ અથવા કેવીએ પણ કામનો ગ્રંથ નવો ઈંગ્રેજી કરશે–તો તેનું ભાષાંતર કરવા સારૂ આ મંડળી તે ગ્રંથનેં કબુલ કરશે–નેં ઈંગ્રેજી ભાષાના પુસ્તકોનાં ભાષાંતરો જે કરશે તેઓએ એ ધ્યાનમાં રાખવું–કે–આ દેશમાંહેના લોકોની ચાલનેં તથા સમજણનેં જેમ ઠીક આવશે તેમ–કયાંહાં કયાંહાં મૂળ ગ્રંથ થોડો થોડો ફેરવીનેં અર્થ સંપૂર્ણ આવે એવું કીધું જોઈયે.

૬. ભાષાંતર કરવા સારૂ જે પુસ્તકો તથા નવા ગ્રંથ કરવા સારૂ જે વિષય લખ્યા છે–તે વગર બિજા ગ્રંથ ન કરવા એવો નેમ આ મંડળી કરતી નથી–તો એમાં ઠરાવેલા નથી એવા ગ્રંથ ધારીનેં તેઓ સારૂ જે મેહેનત લેવાનેં ચાહાશે–તેણેં તે ગ્રંથ આ મંડળીનેં પસંદ પડશે અથવા નહીં–એ પોતાનેં સમજવા સારૂ–પેહેલાં આ મંડળીના સક્રેટરી એટલે આજ્ઞા-લેખક–એઓનેં લખી મોકલાવ્વું. ઠરાવેલાં પુસ્તકો વગેર બિજાં પુસ્તકોની ગરજ પડશે તો આ મંડળી પ્રસિદ્ધિ પત્ર લખીનેં વારેવારે પ્રગટ કરશે.

૭. અરસ્પરસ મમતે પડીનેં એક ગ્રંથ ઘણાયે આરંભવો એ આ મંડળીના સારા પર છે–પણ જે ગ્રંથ કરીનેં આ મંડળીનેં સહાય થવાનેં ચાહાશે તેના પૈશા તથા મેહેનત ફોકટ નહી જાય એ સારૂ પેહેલાં તેણે

આ ઉપરાંત બીજાં ૨૭ પુસ્તકો જુદા જુદા લેખકોને લખવા સોંપેલાં અથવા તે લખાવવાનો નિર્ણય થયલો તેની યાદી પરિશિષ્ટ ૩ માં આપી છે, તે પરથી જોઇ શકાશે કે કમિટીનો પ્રયાસ અને વલણ કેવા પ્રકારના નિબંધો, પુસ્તકો રચાવવા પ્રતિ રહેતો હતો.

ઉપરોક્ત યાદીમાંનાં ૫ પુસ્તકો મરાઠીમાંથી અનુવાદ હતાં; ૭ ઇંગ્રેજી પરથી લખાયાં હતાં; ૨ બંગાળીમાંથી; ૪ કવિતા ગ્રંથો અને બાકીના નિબંધો વા દોહનરૂપ લેખો હતા.

જુદા જુદા વિષય પ્રમાણે એ પુસ્તકોના વિભાગ પાડીએ તો ૨ ઇતિહાસ પુસ્તકો; ૩ ચરિત્ર ગ્રંથો; ૧ નાટક, ૫ સંસાર સુધારા વિષે; ૩ કેળવણી વિષયક; ૩ આરોગ્ય અને વૈદકનાં; ૪ વિજ્ઞાનને લગતાં; ૪ સામાન્ય નીતિ અને જ્ઞાનનાં હતાં.

એ પુસ્તકોને આપણે હવે લેખકવાર તપાસીએ અને તેમ કરતાં એ લેખકો જેમણે સોસાઈટીને પુસ્તકો રચી આપીને મદદ કરી હતી તેમના વિષે યથાવકાશ થોડી ઘણી માહિતી આપવા પ્રયત્ન કરીશું; પરંતુ સ્વર્ગસ્થના સંબંધીઓ અને સ્નેહીઓ તરફથી એ લેખકો વિષે પ્રમાણભૂત હકીકત પૂરી પાડવામાં આવશે તો 'ગ્રંથ અને ગ્રંથકાર' નાં પુસ્તકો સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થાય છે તેમાં તે વૃત્તાંત દાખલ કરવામાં આવશે.

ઉપરની યાદી જોતાં જણાશે કે એમાં સૌથી વધુ સંખ્યામાં પુસ્તકો લખી આપનાર ગૃહસ્થ બળવંતરામ મહાદેવરામ મહેતા હતા. તેઓ સુરતના વતની અને જાતના વડનગરા નાગર ગૃહસ્થ હતા. અમદાવાદમાં તેઓ કેળવણી ખાતામાં ભાષાંતર વિભાગમાં ગુજરાતી ટ્રાન્સલેટર એગ્ઝીબીશનરની જગોપર હતા. મહીપતરામભાઈ ભાષાંતર વિભાગના વડા હતા અને એમ ધારવું છે કે બળવંતરામ એમના હાથ નીચે હતા, તેને લઇને જે કાંઈ નવું પુસ્તક તૈયાર કરાવવામાં એમની મદદ પ્રથમ લેવાતી અથવા તો જે કોઇ પુસ્તક તેઓ તૈયાર કરી મોકલતા તે કમિટી સ્વીકારતી હતી.

Natural History Album-'નેચરલ હિસ્ટરી આૅલ્બમ' એ નામનું પુસ્તક ઇંગ્રેજીમાં તે વખતે બહાર પડેલું. તે પરથી કમિટીએ "પ્રાણી વર્ણન" એ નામથી ત્રણ ભાગમાં તેનો અનુવાદ બળવંતરામ પાસે કરાવેલો, અને તેના ચિત્રો ખાસ ઇગ્લાંડથી છપાવી મંગાવ્યાં હતાં. પ્રત્યેક ભાગમાં ૩૨, ૩૨ પ્લેટો છે; તે વિષે અનુવાદક પ્રસ્તાવનામાં લખે છેઃ —

જેવું કાંઈ સાધન નહિ; અને ભાષાપર કાબુ પણ ઓછો એટલે લેખનશૈલી ક્લિષ્ટ થતી. સામાન્ય ભણેલાઓને તે સમજવાનું અઘરૂં પડતું હતું; તો બિચારા અભણની વાત જ શી કરવી?

તદુપરાંત એ પુસ્તકો લિથોમાં છાપવાનું ઘણું ખર્ચ આવતું અને તેની નકલો થોડી નિકળતી તેથી તે પુસ્તકો બહુ મોંઘા પડતા હતા.

આ સિવાય શાળામાં એક મોટો પક્ષ બધું શિક્ષણ ઇંગ્રેજીદ્વારા આપવાના અક્કમ અભિપ્રાયનો થયો હતો. એટલે આ તરજુમાનાં પુસ્તકો માટે માંગણી ઓછી હતી; અને એ પક્ષ તેના અભિપ્રાયના સમર્થનમાં વકીલાત કરતો કે ઇંગ્રેજી ભણેલો શિક્ષિત વર્ગ તેના પછાત રહેલા અજ્ઞાન બંધુઓને પોતે મેળવેલા જ્ઞાનનો લાભ માતૃભાષાદ્વારા આપશે.

આમ પાઠ્ય પુસ્તકો મારફત હિન્દીઓના શિક્ષણ માટે જે અસર અને પરિણામની આશા રખાતી હતી તે બર આવી નહિ.

ઉલટું હિન્દીઓને શિક્ષણ દેશીભાષાદ્વારા કે અંગ્રેજીદ્વારા આપવું એ પ્રશ્ન પરત્વે બે સામસામી પક્ષો બંધાઈ ગયા; અને તેનો તોડ સન ૧૮૩૪ માં લૉર્ડ મેકોલે હિન્દી સરકારની કારોબારી કૌન્સિલમાં લૉ-મેમ્બર તરીકે નિમાઈ આવ્યા ત્યારે આવ્યો હતો.

ઇંગ્રેજી શિક્ષણના પક્ષમાં અભિપ્રાય દર્શાવતાં તેમણે લખ્યું હતું કે–હિંદમાં અંગ્રેજી રાજકર્તાની ભાષા છે; રાજધાનીના શહેરોમાં મુત્સદ્દી વર્ગ તે વાપરે છે. પૂર્વના દેશોમાં તે વેપારની ભાષા થઈ પડવાનો સંભવ છે. વળી દક્ષિણ આફ્રિકા અને આસ્ટ્રેલએશિયાની યુરોપીય કોમ તેનો જ ઉપયોગ કરે છે; અને તેમની સાથે હિન્દનો સંબંધ ગાઢ અને મહત્વનો છે. ઇંગ્રેજી સાહિત્યની દૃષ્ટિએ અથવા આ દેશની અત્યારની પરિસ્થિતિમાં અમારી ખાત્રી થઈ છે કે સૌ વિદેશી ભાષાઓમાં હિન્દીઓને ઇંગ્રેજી ભાષા બહુ ઉપયોગી થશે.§

§"In India, English is the language spoken by the ruling class. It is spoken by the higher class of Natives at the seats of Government. It is likely to become the language of commerce throughout the seas of the East. It is the language of two great European communities which are rising, the one in the South of Africa; the other Austral Asia; communities which are every year becoming more important, and, more

ગાભીર્યાદિ જે ગુણ રહેલા છે તે પુરેપુરા બતાવ્યા વિના ગ્રથનુ માધુર્ય તથા રસ જતો રહે છે, તેમા નાટક જેવા ગ્રથમા રસભગ થાય એ મોટું દૂષણ ગણાય છે '

પરતુ સરકારી કેળવણી ખાતાના વડા તરફથી પ્રસ્તુત અનુવાદ સર્વ હક્ક સાથે સોસાઈટીને મોકલી અપાયો હતો એટલે કમિટીએ તે પુસ્તક પ્રગટ કરવાનુ સ્વીકાર્યું હતુ આસિ સેક્રેટરીએ તે પુસ્તકની પ્રસ્તાવનામા ખરૂજ કહ્યુ હતુ, કે " આ ભાષાન્તરનુ ભાષાન્તર હોવાથી મળ સસ્કૃત પ્રમાણેજ શબ્દે શબ્દનો અર્થ આમા નહિ ઉતર્યો હોય તો પણ બહુધા સજ્જનને મળતો ભાવાર્થ તો આવી જશે "

એમનુ 'નીતિ મદિર' નામક પુસ્તક પણ મરાઠી પરથી લખાયુ હતુ તેમા એ પુસ્તકના નામ પ્રમાણે નીતિબોધક સૂત્રો, રોગ અને વાર્તાઓ, મનુસ્મૃતિ, વિદુરનીતિ અને હિતોપદેશમાથી તારવીને રજુ કરવામા આવ્યા હતા

સ્વર્ગસ્થ કમળાશકરે તે વાચીને લેખકને સંસ્કૃતનુ જ્ઞાન નથી એવી ટીકા કરી, તેના ઉદાહરણ તરીકે એક ભૂલ બતાવી હતી મળ સસ્કૃત લખાણમા ઉષર શબ્દ છે, તેનો અર્થ ખારાશી જમીન થાય પણ મરાઠી લેખકે તેનો અર્થ ખડક કર્યો તેજ ગુજરાતી ભાષાતરકારે કાયમ રાખ્યો હતો

ચુનીલાલ બાપુજી મોદી, 'ફ્રેન્ચ રેવોલ્યુશન'ના લેખક સુરતના વતની અને મોતાળા જ્ઞાતિનુ પ્રસિદ્ધ સ્થાન સરસ ગામની રહેનના મહેતાજી હતા વિનાયક કોંડદેવ ઓક રચિત ફ્રેન્ચ રેવોલ્યુશનનુ મરાઠી પુસ્તક એમના વાચવામા આવતા, ચુનીલાલે તેનો તરજુમો કર્યો અને સોસાઇટીને તે પ્રસિદ્ધ થવા માટે મોકલી આપ્યો એ વિષય પર ઇંગ્રેજીમા વાચવને સેકડો પુસ્તક મળી આવશે અને હજુ પણ નવા નવા પુસ્તક રચાયે જાય છે, પણ ગુજરાતીમા આ એકલુ પુસ્તક છે અને તે પણ મરાઠીનો અનુવાદ છે ફ્રેન્ચ રેવોલ્યુશને સમગ્ર યુરોપનો ઇતિહાસ બદલી કાઢ્યો છે, બલ્કે આપણે એમ કહી શકીએ કે જગતના ઇતિહાસમા ફ્રેન્ચ રેવોલ્યુશને જબરૂ પરિવર્તન કર્યું છે આપણા દેશમા ક્રાતિ થઈ રહી છે તે સમયમા રુશિયામા થએલા ફેરફારોની હકીકત સાથે પૂર્વે ફ્રાન્સમા જે બનાવો બન્યા હતા તેનો વૃત્તાત રોમાચક તેમ રસપ્રદ થશે એ લેખકે એ પુસ્તકની પ્રસ્તાવનામા આવા પુસ્તકની અગત્ય દર્શાવતા લખ્યુ છે, - " કોઇ પણ દેશનો અને કોઇ પણ વખતનો ઇતિહાસ વિચારી (?) મનને આનદદાયક અને બોધકારક થઈ પડે છે. તેમા આ

તેમજ તરજુમાના સંબંધમાં પણ જે વિચાર ફૉર્બસ સાહેબે સદરહુ રીપોર્ટમાં દર્શાવ્યા છે, એ બધા પરથી એવું અનુમાન બંધાય છે કે દેશીભાષાદ્વારા શિક્ષણ આપવા સારૂ અને દેશી ભાષાના વિકાસ અને ઉત્કર્ષ અર્થે સમસ્ત દેશમાં જે હિલચાલ ઉપસ્થિત થઈ હતી અને જે વાતાવરણ વ્યાપી રહ્યું હતું તેમાંથી ગુજરાત વર્નાક્યુલર-સોસાઇટીની સ્થાપના કરવાની પ્રેરણા ફૉર્બસ સાહેબને મળી હોય એ સંભવે છે.

નહિ તો પ્રથમ વર્ષના રીપોર્ટમાં ભાષાંતરો વિષે તેમણે વિવેચન કરેલું છે તે અન્ય રીતે સમજાતું નથી, પણ પ્રસ્તુત હકીકત ધ્યાનમાં લઇને વાંચતાં તેનો સંબંધ બેસે છે.

આપણે અહિં ભાષાંતર ગ્રંથોનો પ્રશ્ન અદ્યાપિ ચર્ચાસ્પદ રહેલો છે, તે વિષે વિવિધ મત પ્રવર્તે છે. આટલે લાંબે ગાળે પણ સ્વ. ફૉર્બસે ભાષાંતર વિષે પ્રથમ વર્ષના રીપોર્ટમાં દર્શાવેલા વિચારો મનનીય માલુમ પડશે, એવી સમજણથી કામ પુરતો ભાગ આપીને આ પ્રકરણ અમે પૂરૂં કરીશું.

"સોસાઇટીનું કામ માત્ર ભાષાન્તરો કરાવવાં એ છે એવી સમજણ કેટલાક વખત ઉપર ઉત્પન્ન થઇ છે એ યથાર્થ નથી. ગુજરાતી સાહિત્યની ખીલવણી એ જ સોસાઇટીનો ઉદ્દેશ આપણે ઠરાવ્યો છે. આ પ્રાન્તના દેશીઓને જાતે કામ કરવામાં પ્રવર્ત્ત કરવા, તેઓ ક્યાં કામ બહુ સારી રીતે કરી શકશે તે બતાવવું અને તેમને કામ કરવાનાં સાધનો પૂરાં પાડવાં એ આપણે કરવાનું છે. આ સમયે તો ભાષાન્તર કરાવવાં એ જ આપણો ઉદ્દેશ ન હોવો જોઇએ, એટલું જ નહિ પણ ભાષાન્તર કરાવવાં તે આપણો મુખ્ય ઉદ્દેશ પણ ન હોવો જોઇએ. જૂનાં અને લોકોના સ્મરણમાંથી જતાં રહેલાં પુસ્તકો જેને માટે આપણે પ્રથમ કહી ગયા તેને ન લેખીએ તો હાલની ગુજરાતી એ શિષ્ટ ભાષા નથી એમ કહીએ તો તે ખોટું ન કહેવાય. ગુજરાતીમાં સઘળી તરેહના વિચાર દર્શાવવાનાં સાધન ન સનાં તે માત્ર બજારૂ ભાષા છે. માટે હાલમાં તો જે જે લખાય તે થોડા કાળ ટકે એવું જ બનશે, એમ હોવાથી મોટાં અને કિંમતી ભાષાન્તરોમાં ખરચેલા પૈસા આપણે એવા કામમાં ખરચ્યા લેખાશે કે જે અગાડી જતાં આપણને ફરી અને વધારે સારૂં કરાવવું પડશે. તેમજ આવાં ભાષાન્તરોથી આપણને હાથ તાત્કાલિક લાભ પણ બહુ મળે એમ મારૂં ધારવું નથી. હું ધારૂં છઉં કે સાંપ્રત કાળમાં આપણાં ભાષાન્તરો વાંચનાર પણ મળવા

'આરોગ્યતા અને સ્વચ્છતા' એ વિષયપરનું એમનું બીજું પુસ્તક એટલુંજ ઉપયોગી અને લોકપ્રિય નિવડયું છે અને આજ દિન સુધી કન્યાશાળાઓમાં તે એક પાઠ્ય પુસ્તક તરીકે વંચાય છે, તે એની શ્રેષ્ઠતા સિદ્ધ કરે છે.

ગુજરાતીમાં વૈદક અને આરોગ્યનું સાહિત્ય, નવાં ઇંગ્રેજી ધોરણે ઉભું કરવામાં ડૉ. ત્રિભુવનદાસે શરૂઆત કરેલી અને તે માર્ગ ઉપકારક જણાયો છે. અનેક દેશી વૈદ્યો એમનું "શારીર અને વૈદક શાસ્ત્ર" નું પુસ્તક હોંશથી વાંચે છે અને છૂટથી તેનો ઉપયોગ કરે છે, એ કર્તા માટે ઓછું માનાસ્પદ નથી.

ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ પણ ડૉ. ત્રિભુવનદાસની પેઠે અમદાવાદની મેડીકલ સ્કુલમાં શિક્ષક હતા; એટલુંજ નહિ પણ સોસાઈટીના કામકાજમાં તેઓ રસપૂર્વક અને આગળ પડતો ભાગ લેતા. સોસાઇટીના કામોમાં નવા નવા સુધારા દાખલ કરાવવા, તેનું કાર્યક્ષેત્ર વિસ્તારવા, તેની પ્રવૃત્તિને વેગ આપવા, તેમ એ લોકોપયોગી સંસ્થા થઈ પડે એવી રીતે તેઓ કાર્મટીને વખતોવખત સૂચનાઓ લખી મોકલતા. મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે તેઓ કેટલીક જવાબદારી અદા કરતા; એટલુંજ નહિ પણ તેની સાથે કેફી પદાર્થો વિષે, મદ્યપાન વિષે, આરોગ્ય વિષે જાહેર વ્યાખ્યાનો આપીને, તેમ જન ઉપયોગી પુસ્તકો લખી આપીને તેઓ સોસાઇટીને બહુ મદદગાર થતા.

લોક સેવાનાં કાર્યો તેઓ વધુ પ્રમાણમા અને મોટા વિસ્તારમાં કરવાને શક્તિમાન થાય તે આગમચ એમના રત્નરૂપી નેત્રો તેઓ ગુમાવી બેઠા હતા. એમના પર તે જબરી આપદ્ હતી. એ બુદ્ધિશાળી અને વિચક્ષણ પુરુષ પુરા આશાવાદી હતા. એથી ઘોર નિરાશામાં ડુબી નહિ જતાં પ્રભુમાં શ્રદ્ધા રાખી ધૈર્ય અને પુરુષાર્થ વડે એ આફતમાંથી એમણે અંધશિક્ષણનો માર્ગ શોધી કાઢયો; પણ એટલેથી સંતોષ માની નહિ બેસતાં તે અંધ શિક્ષણનો લાભ અન્યને આપવા એક અંધશાળા પોતે ખોલી હતી. મુંબાઈમાં વિક્ટોરિયા સ્કુલ ફોર ધી બ્લાંઇન્ડ સ્થાપવામા એમનો મુખ્ય હાથ હતો; અને મરતાં સુધી તેઓ એ અંધશાળાના પ્રિન્સિપાલ રહ્યા હતા. આવા ઉદ્યોગશીલ, ચારિત્ર્યવાન અને પુણ્યશાળી પુરુષનું જીવન વૃત્તાંત વિગતવાર લખાય તો જરૂર રસભર્યું તેમ બોધદાયક નિવડે.

તેઓ જાતે બ્રહ્મક્ષત્રિય અને અમદાવાદના વતની હતા. એમના બંધુ

# પ્રકરણ ૯.

## અલેકઝાંડર કિન્લોક ફાર્બસ.

દુહો.

" કરનલ ટાડ કુલીન વિણ, ક્ષત્રિય યશ ક્ષય થાત;
ફાર્બસ સમ સાધન વિના, ન ઉદ્ધરત ગૂજરાત. "
( 'ફાર્બસ જીવનચરિત્ર'–પૃ. ૭. )

અંગ્રેજી રાજ્યહિવટ વિષે તીવ્ર મતભેદ રહેશે; અંગ્રેજ અધિકારી–રાજકર્તાઓએ હમેશ હિન્દના હિતમાં ઉચિત અને વાજબી વર્તન રાખ્યું નહિ હોય; કેટલાક સામ્રાજ્યવાદી નેતાઓએ ઈંગ્લાંડને સમૃદ્ધ કરવા, તેને લાભ આપવા સારૂ, દુઝણી ગાયની પેઠે હિન્દને આર્થિક દૃષ્ટિએ નિચોવ્યું હશે; અને હિન્દને પોતાના લાભ અને ઉપયોગના ક્ષેત્ર તરીકે સ્વાધીન રાખવા અંગ્રેજ રાજદ્વારી પુરુષો ચાણાક્ય રાજનીતિ વાપરી હિન્દીઓમાં આપસઆપસમાં વિરોધ ઉભો કરાવી દાવપેચ રમતા હશે; આપણે માની લઇએ કે એ બધું સાચું હોય; પણ અંગ્રેજી ભાષા ને સાહિત્યે આપણને જે નવીન ચક્ષુ બક્ષ્યાં છે; ઇંગ્લિશ શિક્ષણે આપણને જે નવજીવન આપ્યું છે; અંગ્રેજોના સમાગમે આપણને પ્રજાતંત્રનું–સ્વરાજ્યનું–મૂલ્ય સમજાવ્યું છે; અને આપણામાં જ આત્મવિશ્વાસ રાખવાનો અને સ્વાશ્રયી થવાનો બોધપાઠ પઢાવ્યો છે, એ સઘળો એમનો ઉપકાર આપણે કદી પણ ભૂલી શકીએ નહિ; અંગ્રેજી રાજ–અમલનું તે ઉજ્જવળ અંગ છે.

હમણાં હમણાં તે રાજતંત્ર માજી વડા પ્રધાન મી. લૉઇડ જ્યોર્જના શબ્દોમાં કહીએ તો એક પોલાદી ચોકઠું બની ગયું છે; તેમાંથી વ્યક્તિગત સ્પર્શ નિકળી ગયો છે, બધું કામકાજ યંત્રવત્ થાય છે. વળી પ્રજા સાથે ભળવાના, તેમના પ્રતિ સહાનુભૂતિ બતાવવાના, તેમના જીવનમાં રસ લેવાના અથવા તેમનું શ્રેય કરવાના પ્રયત્નો વિરલ થઈ પડ્યા છે; કોક સ્થળે સાંપડે છે વા દૃષ્ટિગોચર થાય છે. તેમાં વળી ઇંગ્લાંડ સાથે વહેવારનાં અને આવજાનાં સાધનોમાં મોટું પરિવર્તન થવા પામતાં, અહિંના વસવાટના અંગે જે કાંઈ આકર્ષણ હતું તે લુપ્ત થયું છે; તેમ ખ્રિસ્તિ ધર્મમાં સેવાધર્મ મુખ્ય સ્થાન લે છે, એ સેવાવૃત્તિ પણ નિસ્તેજ અને મંદ પડી ગઈ છે. માત્ર અંગત સ્વાર્થ અને લાભ પુરતો એ સંબંધ હોય એવો ભાસ થાય

અંતમાં તેમણે પેટા જ્ઞાતિઓને કાઢી નાંખીને આગળની પેઠે ચાર વર્ણજ રાખવાની દલીલ કરેલી છે. તેઓ કહે છેઃ—

"દક્ષિણમાં બ્રાહ્મણની એક જ ન્યાત છે. ચાર પાંચ ભેદ છે ખરા. પણ તેઓમાં ખાવાનો વહેવાર છે એટલુંજ નહિ પણ કન્યાનો વહેવાર પણ છે. એ અડળાનું કારણ પ્રથમથીજ એક ન્યાત હતી. મુસલમાનોનું રાજ્ય થયા છતાં પણ મહારાજા શિવાજીએ ઉત્પન્ન કરેલા સ્વધર્માભિમાને તેમાં ભેદ પડવા દીધો નહિ, અને ગુજરાતીઓમાં એવા બહાદુર આગેવાનની અછતને લીધે અનેક ભેદ પડ્યા અને હજુ પણ ટંટા બખેડા થઇ વધતા ભેદ પડતા જાય છે. માટે ભાઇઓ, તમારાજ પાડોશી અને તમારાજ પંચ-દ્રાવીડમાંના ભાઇ, દક્ષણીનો દાખલો પકડી બ્રાહ્મણની એક ન્યાત બાંધો, અને તેમાં કન્યા વહેવાર રાખો. તમારામાંના સર્વે આગગાડીએ બેસે છે, મુંબાઇ વગેરે સ્થળોમાં નળનું પાણી પીએ છે, ઇંગ્રેજી ઓસડ પાણી કરે છે, અને ઘણાક સુધારાને બહાને ગમે તેમ વર્ત્તે છે, તેનો તમે દોષ ગણતા નથી, અને એક ન્યાત કરવાનો દોષ ગણો છો એ કેવો ન્યાય? માટે બ્રાહ્મણની એક ન્યાત, વાણીઆની એક ન્યાત, એમ દરેક જાતની એકેકી ન્યાત કરી કન્યા વહેવાર બાંધો. પ્રથમ એમ એકજ ન્યાત હતી, તેને શાસ્ત્રનો આધાર છે, અને ઘણી ન્યાતો પડી તેને કાંઈ શાસ્ત્રાધાર નથી."+

આવી જાતની વ્યવહાર અને ઉપયોગી સૂચનાઓથી ભરેલો એમનો 'સેવિંગ્સ બેન્ક' વિષેનો નિબંધ છે. ખેડુત, કારીગર અને મજુર પેસાનો સંગ્રહ નહિ કરતો હોવાથી તે શાહુકારનો દેવાદાર થઇને કેવો ભોગ થઈ પડે છે અને તેના પર કેવી વિપત્તિઓ પડે છે, એ દલીલથી સમજાવવાની જરૂર નથી. સૌને એ વસ્તુસ્થિતિ સુપરિચિત છે. તે અરસામાં સરકારે પોષ્ટ ઓફીસ સેવિંગ્સ બેન્કો નવી ખોલી હતી. તે પૈસાનો સંગ્રહ કરવામાં કેવી રીતે સહાયભૂત થઈ પડે તે નિબંધના છેલ્લા ખંડમા વિગતવાર સમજાવવામાં આવ્યુ છે. એક રીતે સરકાર તરફથી પ્રજાને સેવિંગ્સ બેન્કનો લાભ લેતા કરવા એમણે તે દિશામા એક પ્રકારનું પ્રચાર કાર્ય કર્યું હતું. નાણા ધીરધાર કરનારી બેન્કો સ્થપાવાથી પ્રજા અને સરકાર ઉભયને લાભ થશે એવો અભિપ્રાય એમણે સહકારી હિલચાલનો જન્મ થયો નહોતો તે પહેલાં ઉચ્ચારેલો, અને હાલની કો-ઓપરેટીવ-સહકારી બેન્કો એ વિચારમાંથી

+ 'કવી' કવી ન્યાતો કન્યાના અછતથી નાના થતી જાય છે, તેના કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.' (પૃ. ૧૧૪)

અને જાણે કે પૂર્વ ભવનું ઋણ ફેડવાને, ફરી કવિના જ શબ્દોમાં બોલીએ તો,

"જન્મ જુદી જમિમાં ધરિને પણ, તું મુજ જન્મભૂ તર્ફ જણાયો."

પાટનગર લંડનમાં તા. ૭ મી જુલાઇ ૧૮૨૧ ના દિવસે અલેકઝાંડર કિન્લોક ફાર્બસનો જન્મ થયો હતો; અને મનઃસુખરામના શબ્દોમાં જણાવીશું કે તેઓ 'રાજમૂલક કુલીન પિતૃવંશથી અને વિદ્વાન માતૃવંશથી ઉત્તમ કુલના' હતા.

એમના વિદ્યાભ્યાસ વિષે જુજ્જજ હકીકત મળેલી છે; તેમાંની એક બાબત અહિં નોંધીશું; અને તે એ કે એમને શિલ્પશાસ્ત્રી થવાની વૃત્તિ ઉદ્ભવી હતી, તેથી આઠેક માસ પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી મિ. જ્યોર્જ બારસેવિની પાસે એક શિષ્ય તરીકે રહ્યા હતા; અને એમના એ અભ્યાસનો લાભ આપણને એમણે "રાસમાળા" માં આપણા પ્રાચીન ઐતિહાસિક અવશેષોનાં ચિત્રો દોર્યા છે, તેમાંથી મળે છે.

પછી તેમને ઇસ્ટ ઇન્ડિયા કંપનીની "સિવિલ સર્વિસ" માં નોકરી મળતાં, તેઓ 'હેલીબરી' પાઠશાળામાં અભ્યાસ કરવા દાખલ થયા. અહિં એમનો અભ્યાસ વખણાયો અને અનેક ઈનામો મેળવવાને ભાગ્યશાળી નિવડયા હતા. તે ઈનામોમાં જાણીના પૂરાવિદ સર વિલિયમ જોન્સનો સંપૂર્ણ ગ્રંથોનો સેટ તેમને બક્ષિસ મળ્યો હતો, તે મિત્રોને દેખાડતાં કહેતા કે, "મને એ પ્રીતિદાનમાં મળ્યો છે અને એમાંના વિષયો ઉત્તમ છે."

ડિસેમ્બર સન ૧૮૪૩ ની ૧૫ મી તારીખે તેઓ હિન્દના કિનારે ઉતર્યા; અને પ્રથમ તાલીમ લેવાને અહમદનગરના કલેકટરની પાસે હિન્દુસ્તાનીમાં પરીક્ષા આપી પસાર થાય ત્યાંસુધી રાખવામાં આવ્યા હતા. એ પરીક્ષા એમણે બે મહિનામાં પાસ કરી અને એ જ રીતે મરાઠીમાં પસાર થતાં તેમને વાર થઈ નહિ. ત્યારબાદ તેમની જૂદે જૂદે સ્થળે બદલી થતી રહી; અને સન ૧૮૪૬ ના નવેમ્બરમાં તેઓ અમદાવાદમાં આસિસ્ટંટ જડ્જ નિમાઈ આવ્યા. અહિંની ભવ્ય શિલ્પાકૃતિ જોઇ તેઓને "લાગ્યું કે કોઇ પૂર્વે થઈ ગયેલા પ્રતાપી લોકોના મહિમાનાં એ અવાચિક ચિહ્ન છે. પોતે કુલીન તેથી કુલીન ચિહ્નવાન પણ દીન થઈ ગયેલા ગુજરાતસહ સમભાવ થઇ અંતઃકરણથી દયા થઇ આવી." * પ્રથમ ઈંગ્રેજી હાઇસ્કૂલના હેડમાસ્તર ભોગીલાલ પાસે ગુજરાતીનું શિક્ષણ લેવા માંડયું, પણ એ વિષયમાં અભિરુચિ જાગનાં અને ગુજરાતના ઇતિહાસનાં સાધનો મેળવવા

* ફાર્બસ જીવનચરિત્ર પૃ. ૭.

પાર્વતીકુંવર ચરિત્ર લખવાને તીવ્ર હરિફાઈ થઇ હતી. જે લેખો મળેલા તેમાં કવિ ગણપતરામનું આખ્યાન ઉત્તમ જણાયલું; અને સોસાયટી તરફથી એ ચરિત્ર સાંભળવાને જાહેર સભા બોલાવવામાં આવી હતી. કવિ દલપતરામ એ સભાના પ્રમુખસ્થાને બિરાજ્યા હતાઃ એમણે એ કાવ્ય પૂરૂં સાંભળ્યા બાદ, તેની પ્રશંસા કરતાં, પ્રમુખસ્થાનેથી નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા હતાઃ—

"આ પ્રસંગે રા. ગણપતરામને ઇનામ આપતાં મને ઘણો આનંદ થાય છે; કારણ કે અત્યાર સુધી મારા મનમાં ચિંતા હતી કે હું તો હવે વૃદ્ધ થયો છું; એટલે મારી જગ્યા કોણ સાચવશે? પરંતુ આજ આ કાવ્ય સાંભળીને મારા મનમાંથી એ ચિંતા દૂર થઈ છે. રા. ગણપતરામની કવિતા ઘણી સારી છે; અને હું ધારૂં છું કે જેમ સોસાઇટીએ મને સોનાને અક્ષરે **કવીશ્વર** પદ કોતરાવી આપ્યું છે, તેમ એમને પણ આપે તો ખોટું નથી. એવા ગૃહસ્થોને તો સોસાયટી સરખાએ રૂ. ૧૦૦) ને દરમાયે કવિતા કરવાને રાખવા જોઇએ."×

એમના જીવનનું મહત્ કાર્ય તે મહાભારતનો ગુજરાતીમા અનુવાદ હતો. ઘણા કવિઓ મહાભારતનું સંપૂર્ણ ભાષાન્તર કરતા નહિ; એવા વહેમથી કે તે પૂરૂં કરનાર અકાળે મૃત્યુ પામે છે. પણ આ કવિએ ખોટી માન્યતાથી વહેમાઈ ન જતા આખું ભારત ગુજરાતીમા ઉતારીને ગુજરાતી સાહિત્યને એક રીતે સમૃદ્ધ કર્યું છે અને આપણને સંતોષ પામવા જેવું એ છે કે સ્વર્ગસ્થ સર ચીનુભાઈએ એમનાં એ સરસ કાર્યની કદર કરી, એ પુસ્તકના પ્રકાશનમાં નાણાંની મદદ આપી હતી એટલુંજ નહિ પણ કવિનું અન્ય રીતે પણ સન્માન કર્યું હતું. આપણી પ્રાચીન પદ્ધતિએ કવિતા અને આખ્યાન લખનાર કવિઓ અત્યારે મળવા દુર્લભ છે અને આપણે એમ કહી શકીએ કે કવિ ગણપતરામ જુની કવિતા શાખાના છેલ્લા પ્રતિનિધિ હતા.*

નાગેશ્વર જેઠારામ શાસ્ત્રી પણ અમદાવાદના વતની અને રાયકવાળ જ્ઞાતિના હતા. કેટલોક સમય એઓ સોસાઈટીમાં નોકર રહ્યા હતા અને મદ્યપાન નિષેધક મંડળ તરફથી ઉપદેશકનું કાર્ય પણ એમણે કર્યું હતું.

× બુદ્ધિપ્રકાશ, સન ૧૮૯૦, પૃ. ૨૬૪

* એમનું લખેલું આત્મવૃત્તાંત અમને એમના સુપુત્ર શ્રીયુત ગોવિંદરામ પાસેથી મળ્યુ છે; અને તે ગ્રંથ અને ગ્રંથકાર-પુ. ૪' મા આપવામા આવ્યું છે.

ગુજરાતી ભાષાના વિકાસ અને ખીલવણી માટે "ગુજરાત વર્નાક્યુલર સૌસાઇટી" નામની સંસ્થા સ્થાપવાની સ્ફુરણા થઈ આવી, જેને લગતી હકીકત પાછળ પ્રકરણ ૭ માં વિસ્તારથી નોંધાઈ છે.

વળી જુના કાળમાં કવિઓના ડાયરા કેમ જામતા, તેમને રાજાઓ તરફથી કેવી રીતે આશ્રય અપાતો, સમાજમાં તેમને કેવાં માન અને સ્થાન હતાં, એ બધું જાણવાને તેમ આપણી રાહરસમો, આચારવિચાર, લગ્ન અને મૃત્યુ વિધિઓ, તીર્થધામો વગેરે વિષે માહિતી મેળવવાને તે સદા ઉત્સુક રહેતા.

આ કારણે ઈડરના ઠાકોર સાહેબ પાસે પોતે મહિકાંઠામાં પોલિટિકલ એજંટ હતા ત્યારે, કવિઓને નિમંત્રણ અપાવી એક "કવિમેળો" ગોઠવ્યો હતો, જેનું રસિક બ્યાન આપણને કવીશ્વર દલપતરામના "કવિતા વિલાસ" માંથી મળે છે. એ અવસરે દલપતરામે એક કવિના મુખે કહેવડાવ્યું છે કે:—

"કુથ્થા[1] પુસ્તક કાપિને, એનો ન કરિશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગૃહસ્થ."

કુલીન કુટુંબના એટલે ખાનદાનીના ગુણો તો એમને વારસામાં મળેલા; તેમાં એમના દયાળુ સ્વભાવ અને ધર્મનિષ્ઠા ભળતાં, તેમની લોકપ્રિયતા ખૂબ વધી પડી હતી. તે વખતે એક યુરોપિયન અમલદાર એટલે કે પ્રાંતનો એક સુબો—એટલો માન મરતબો અને સાહેબી, એટલો મોટો અધિકાર અને સત્તા, પણ ફાર્બસ સાહેબ તો એમનાં લોક કલ્યાણનાં અને પરોપકારી કાર્યોથી, જ્યાં ગયા ત્યાં યશ, પ્રીતિ અને માન આબરૂ પામ્યા હતા. પ્રવાસ કરવાની એમની રીતિ પણ વિચિત્ર હતી. પોતે પગે ચાલતા અને પાસે નકશો, નાણાંની કોથળી, પીસ્તોલ અને લાકડી એટલું રાખતા; અને માર્ગમાં ભાતભાતના વિવિધ વટેમાર્ગુ મળે તેની સાથે, એક સાધારણ મનુષ્યની પેઠે, વાતો કરતા, અને તેઓને સર્વ સમાચાર પૂછી લેતા; તેથી તેઓની રીતિભાતિ, તેઓના અંતરના અનેક મનોભાવ, તેઓની ધારણાઓ, તેઓના દુઃખસુખની વાર્તાઓ, તેઓના સરકાર વિષેના વિચાર કેવા છે તે, એ આદિ અનેક વિષયો સ્પષ્ટ જાણવામાં આવતા;"* અને એમના વિનોદી સ્વભાવનો પરિચય થવા સારૂ એક પ્રસંગ જાણવા જેવો છેઃ

---

[1] કાગળ ખાનારો જીવડો કુથ્થો.

* ફાર્બસ જીવનચરિત્ર, પૃ: ૧૯ ૨૦.

## દોહરો.

"સજ્જન નિદ્રાવશ નહીં, થાતું પ્રતી નિશ લેશ;
સ્મૃતિમાં ધર્યા વિના, શું મેં દિવસે કિધું હંમેશ. ૧

લક્ષ વિષે લેવાં કર્યાં, કૃત્ય દીન મોઝાર;
કયાં કયાં સ્થાનક વિષે, વિચર્યો છું કરી પ્યાર. ૨

શું જોયુ શું સાંભળ્યુ, જઈ કરી તે ઠાર;
શું તેમાંથી હું શિખ્યો, વસ્તુ સાર અસાર. ૩

શું મેં અધિક ગ્રહણ કર્યું, ત્યાંથિ સુખદ સદ્જ્ઞાન,
શું મેં કર્મ ઉચિત કર્યું, કીધું દીનને દાન. ૪

શું મેં વસ્તુ શોધી જે, નહીં શોધવા જોગ;
શું બાકી રાખી ફરજ, અદા કરવી વિણ ધોક. ૫

શું હું ભટકી ભૂલમાં, કરી અલગ શુભ પંથ;
પડયો નવી મૂર્ખાઈમાં દુર્જનિયાને સંગ ૬

એ રીતે જો મન શું, કરીશ નિત્ય વિચાર;
સદ્‌ગુણ, ઈશ્વર તણી મણી, ઓળખ થાશે ચાર."* ૭

"પરદેશી માલ આપણા દેશમા તૈયાર કરવા શા શા ઉપાય યોજવા જોઇએ" એ નિબંધ સારોદની સરકારી ગુજરાતી નિશાળના મહેતાજી ભવાનીશંકર ગમેશ્વર જોશીએ લખ્યો હતો સન ૧૮૭૦ થી ૧૮૮૦ ના દશકામા આપણે અહિ સ્વદેશી વસ્તુઓ અને કારીગીરીના પ્રચાર અને ઉત્તેજનાર્થે સારી ચળવળ થઇ રહી હતી. ન્યર્ગસ્થ કાટાવાળાએ ગજેટમા હિન્દી હુન્નરોદ્યોગનુ એક પ્રદર્શન ભર્યું હતુ, કળા કૌશલ્ય નામનુ એક ચોપાનિયુ કાઢવાને એમણે જાહેરાત આપી હતી, તેમ સોસાઈટીએ સ્વદેશી કારીગરી વિષે પુસ્તક લખી આપવાનુ તેમને સોપ્યુ હતું. કચ્છ દરબાર તરફથી હિંદી ઉદ્યોગ અને ધંધાની વર્તમાન સ્થિતિ વિષે નિબંધ મંગાવાયો હતો, અને કાગળના પરબીડીઆ, લાંબા તારનો કપાસ ઉગાડવા, હુંડિ દિવેલ તૈયાર કરવા, સાબુ બનાવવા વગેરે ન્હાના હુન્નરો અસ્તિત્વમા આણવા કોશિષ ચાલુ હતી. વળી ગોપાળરાવ હરિ દેશમુખનુ સ્મારક ઉભું કરવામા આવ્યુ હતુ તેનો હેતુ દેશી કારીગરીને ઉત્તેજન આપવા માટેનો રાખ્યો હતો પ્રસ્તુત પુસ્તક એજ ફંડમાથી લખાવવામા આવ્યુ હતુ. લેખકે આખોય વિષય સાંગોપાંગ વિચારી તેમ તત્કાલીન પરિસ્થિતિનુ નિરુપણ

* સત્સંગ વિષે નિબંધ-પૃ. ૪૭

અને ચતુરાઈથી પાર ઉતાર્યું કે સરકાર અને પ્રજા ઉભય એમના કાર્યથી સંતોષ પામ્યાં. લોકો કહે કે 'આ તો સાહેબ કંઈ અપર જ છે એઓના જેવું તો અમે કોઈ માણસ દીઠું નથી. આ તો પ્રજાના માબાપ જેવાં છે;'* અને સરકારે નીચેના શબ્દોમાં એમનો ઉપકાર માન્યો હતોઃ

"I have been directed to convey to you the thanks of Government for the tact and judgment which you have displayed in conducting this delicate commission."×

આવા બીજા ત્રણેક વિકટ પ્રસંગોએ પણ સરકારની નજર એમના તરફ ગઈ હતી અને તે કાર્યો એમણે એટલી ખબરદારીથી અને યશસ્વી રીતે પાર ઉતાર્યાં હતાં.

સન ૧૮૫૭ ના બળવાના સમયે પણ એમણે મનનું સમતોલપણું ગુમાવ્યું નહોતું; પણ પ્રજાપક્ષનો બચાવ કરવા વસ્તુસ્થિતિ તેના વાસ્તવિક સ્વરૂપમાં રજુ કરતાં સમજાવ્યું હતું કે, "લોકોના ઉપર અનેક પ્રકારના અન્યાય થયા તેથી જ બળવો થયો;" અને વધુમાં ઉમેર્યું હતું કે "અન્યાય થાય છે એવું સમજી જે દેશની પ્રજા શત્રુ થઈ હોય, તે દેશમાં કદાપિ રાજ્ય રખાઈ શકાય નહિ (માટે અન્યાય કરવો નહિ) એવું લૉર્ડ એલેન્બરો જે કહે છે તે યથાર્થ અને સત્ય છે."+

એક સ્થાને સ્થિર થઇ એમને નોકરી કરવાનો પ્રસંગ મળ્યો નહોતો. જૂદે જૂદે ઘણે સ્થળે ફરવાનું થયલું; પણ જ્યાં રહેલા ત્યાં માન અને કીર્તિ મેળવેલી.

છેવટે સન ૧૮૬૨ માં મુંબાઈ હાઈકોર્ટના ન્યાયાધીશ નિમાઇ આવ્યા. અહિંનું વાતાવરણ એમના સ્વભાવને ખૂબ અનુકૂળ થયું. એમના કાર્યક્ષેત્રનો વિસ્તાર પણ વધી પડ્યો; તે પ્રજાના અગ્રેસર થઈ પડ્યા. મુંબાઈની એશિયાટિક સોસાઈટીના ય પ્રમુખ નિમવાની માંગણી થઈ; પણ એમના વિનયી સ્વભાવે તેમ થવા ન દીધું; માત્ર ઉપ-પ્રમુખનું પદ લેવાનું સ્વીકાર્યું. સરકારે તેમને મુંબાઈ યુનિવર્સિટીના વાઇસ-ચાન્સેલર નીમીને માન આપ્યું. પણ કમનસીબે માંદગીનો ભોગ થઈ પડતાં, તે એ પદ પર ઝાઝું રહેલા નહિ.

* ફાર્બસ જીવનચરિત્ર, પૃ. ૧૩.

× ફાર્બસ જીવનચરિત્ર, પૃ. ૧૩.

+ ફાર્બસ જીવનચરિત્ર, પૃ. ૩૫.

રાજ્યમાં ન્યાય ખાતામાં ન્યાયાધિશના પદે હતા. એ સમયે જુદા જુદા વિષયો પર નિબંધો અને ગ્રંથો રચાવવાને કચ્છ દરબાર તરફથી સોસાઇટીને ઈનામની રકમો મળતી; અને હર્બર્ટ સ્પેન્સરના કેળવણી (education) એ વિષયનો તરજુમો કરાવવાનું નક્કી થતાં તે કામ ભુલાખીદાસને સોંપવાનો નિર્ણય થયો હતો. મિલ, ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર, હક્સ્લી, બર્ક અને મોર્લે એ લેખકોના ગ્રંથો એ યુગમા પુષ્કળ વંચાતા અને ઈંગ્રેજી શિક્ષિત વર્ગને તે પુસ્તકો પર અજબ મોહિની રહેતી. "કેળવણી" પુસ્તક જેમ ઉંચી કોટિનું હતું તેમ તેનો અનુવાદ પણ એટલો સરસ થયો હતો અને તેના પરિણામે અત્યાર સુધીમાં તેની ચાર આવૃત્તિઓ થવા પામી છે. ત્રીજે વર્ષે લેખકનું અવસાન થયું. એમના બંધુ સ્વર્ગસ્થ ડૉ. મણિલાલ દેસાઈની પેઠે તેઓ પણ સોસાયટીના કામમાં સારો રસ લેતાં હતા.

"જસમા ઓડણ" ની ગરબીના લેખક બાપાલાલ ભાઇશંકર ભટ્ટની પિછાન ગુજરાતી જનતાને કરાવવાની જરૂર નથી. એમનું "સુબોધ ગરબાવલી" નું પુસ્તક લાંબી મુદત સુધી કન્યાશાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે વંચાતું. તેઓ મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વિમેનમા શિક્ષક હતા. અમદાવાદના વતની અને ન્નાતે રાયકવાળ બ્રાહ્મણ હતા. એમણે ખેતીવાડીના સુધારા વિષે નિબંધ હરિફાઇમા લખી મોકલ્યો હતો અને તે ઇનામપાત્ર જણાયો હતો. આપણો દેશ ખેતીપ્રધાન છે, અને એમાં નિરૂપણ કરેલા વિચારો આજે પણ ઉપયોગી અને વિચારણીય થઇ પડશે.

'ઉદ્યોગથી થતા લાભ અને આલસ્યથી થતી હાનિ' એ નામનો નિબંધ શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ સત્તર વર્ષની વયે લખેલો અને હરિફાઇમા લખાઈ આવેલા નિબંધોમાં તે ઉત્તમ અને ઇનામપાત્ર જણાયલો; તેમ તે છપાવવાની પરવાનગી સોસાઇટીએ એ લેખકને આપી હતી.

એઓ જાતે લેઉઆ પાટીદાર અને અમદાવાદના વતની છે. એમના પિતાને એ મોટા મૂલ્યના પુત્ર હતા. પાચમી પત્નીએ એમને તે પ્રાપ્ત થયલા અને તે એક યોગી પુરુષના વરદાનથી. તેઓ કૉલેજ સુધી પહોંચેલા પણ કૌટુંબિક ખટરાગને લઇને તેમને ઇડર રાજ્યમાં નોકરી લેવી પડી હતી. અહિં તેમણે 'ટેલિમેક્સના પરાક્રમો' એ નામના ઇંગ્રેજી પુસ્તકનો તરજુમો કર્યો હતો અને તે એક વાચવા યોગ્ય પુસ્તક છે. નોકરીમાંથી છુટા થયા પછી એમણે સિરોહી રાજ્યમાં ખાતરનું કારખાનું કાઢ્યું હતું; પણ પુરતી સહાયતા અને આશ્રય નહિ મળવાથી એમને તે કારખાનું નુકશાન ખમી

'રાસમાળા' રચીને એમણે ગુજરાતની કિંમતી સેવા કરી છે અને તે વડે એમની કીર્તિ દેશપરદેશમાં પ્રસરેલી છે. પણ નવી માહિતી અને સાધન-સામગ્રી મળી આવતાં, આજની દૃષ્ટિએ તે ઇતિહાસમાં અનેક ઉણપો, દોષો અને અપૂર્ણતા જણાશે. તોપણ જે પરિસ્થિતિમાં, જે જૂજ લબ્ધ સાધનો પરથી, જે સમયે એમણે તે પુસ્તક તૈયાર કર્યું હતું તે લક્ષમાં લેવાય તો એનું મૂલ્ય બરોબર સમજાશે; તેમ છતાં તેમાંના અંતર્ગત ગુણોને લઈને તેની મહત્તા અને ઉપયોગ ઓછાં થનાર નથી.

એક મોટા અધિકારી તરીકે, એક લેખક અને ગ્રંથકાર તરીકે, એક મિત્ર તરીકે, એક સદ્‌ગૃહસ્થ તરીકે આપણને એમનામાં અનેક ગુણોની પ્રતીતિ થશે; અને એમની લોકપ્રિયતાનું કારણ સમજાશે.

પણ અમારા નમ્ર અભિપ્રાયે એમનું ચિરસ્થાયી અને કાયમ ઉપયોગી કાર્ય તે "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી"ની સ્થાપના છે; તે અને મુંબાઇમાં સ્થાપેલી "શ્રી ફાર્બસ ગુજરાતી સભા" એમનાં, ખરું કહીએ તો, જીવંત સ્મારક ચિહ્નો છે.

અંતમાં આપણે કવિ સાથે ઉચ્ચારીશું કે:—

"ઓ પ્રભુ આપ નો એવાજ આપજે, શાણા રૂડા સરદાર."

પ્રથમ અઠવાડિક "વર્તમાન" અને માસિક "બુદ્ધિપ્રકાશ" માં પ્રગટ થયલા તેમ છૂટા નિબંધો જન ઉપયોગી, માહિતીના લેખો ન્હાના ન્હાના ચોપાનિયારૂપે પણ જૂજ કિંમતે વેચવાનો અખતરો અજમાવાયો હતો. આમાંનાં ઘણાં ચોપાનિયાં હાલમાં ઉપલબ્ધ નથી. તેનો ઉપયોગ તે કાળપુરતો હતો. પણ તેનાં નામો સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની આખી યાદી છપાયલી છે, તેમાં માત્ર સચવાઈ રહ્યાં છે. સને ૧૮૭૮ સુધીમાં ૮૧ પુસ્તકો બહાર પડ્યાં હતાં; તેમાં ઉપરની કોટિમાં મૂકી શકાય એવાં ૨૯ ચોપાનિયાં હતાં. તેની યાદી નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧. નિર્મળપણા વિષે. | ૧૬. ચોરી વિષે. |
| ૨. કરજ વિષે. | ૧૭. વિજળી વિષે. |
| ૩. ઘરેણાં વિષે. | ૧૮. કૉલેજના ફાયદા. |
| ૪. ખેતી વિષે. | ૧૯. નોટોના ચલણ વિષે. |
| ૫. ઋતુ વિષે. | ૨૦. લાંચ વિષે. |
| ૬. રેશમ વિષે. | ૨૧. બાલવિવાહ નિષેધક. |
| ૭. ખેડુ વિષે. | ૨૨. કાનડા દેશ વિષે. |
| ૮. આળસુ છોકરો. | ૨૩. નિમકહલાલ નોકર વિષે |
| ૯. કપાસનો છોડ. | ૨૪. ધંધા વિષે. |
| ૧૦. કાઉટ્રી. | ૨૫. બોધ કથા. |
| ૧૧. સ્ટોર્ચ પક્ષી. | ૨૬. રસાયનશાસ્ત્ર. |
| ૧૨. સાકર. | ૨૭. અર્જુન ગીતા. |
| ૧૩. તામસી છોકરો. | ૨૮. ગુજરાતનો નકસો. |
| ૧૪. ક્રોધ વિષે. | ૨૯. કાળા સમુદ્રનો નકસો. |
| ૧૫. અવિચાર વિષે. | |

પ્રસ્તુત યાદી તપાસતાં જોઈ શકાશે કે ઘણાંખરાં ચોપાનિયાં પ્રાથમિક શાળાના નિશાળીઆઓને બોધપ્રદ અને જ્ઞાનદાયક થાય એવાં અને થોડાંક જનતાને ઉપયોગી નિવડે એવાં છે. "ઋતુ વિષે" એ નામના ચોપાનિયાની પ્રત મળેલી છે, તેમાંની પ્રસ્તાવના આ લેખોના વિષે કેટલોક પ્રકાશ પાડે છે. તે પ્રસ્તાવના આ પ્રમાણે છેઃ

## આ ગ્રંથની ઊતપતી.

તારીખ બીજી ફેબરવારી સને ૧૮૫૨ ને રોજ ગુજરાતી વરનાક્યુલર સોસાઈટીની નીશાળમાં વારશીક પરીક્ષા થઈ હતી. તે વેલાએ ચાર છોકરા

મૅહાત્માજીના ચુસ્ત અનુયાયી ભાઈશ્રી નરહરિભાઈ એમના ભત્રીજા થાય છે.

સરકારી કેળવણી ખાતા તરફથી કન્યાશાળા માટે પાઠ્ય પુસ્તકો રચાવવા બાબતમાં સોસાઇટી પર એક પત્ર લખાઈ આવેલો; એ સૂચના ધ્યાનમાં લઇને કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટીઆએ 'નારીશિક્ષા'–ભા. ૧ અને ભા. ૨ બંગાળીપરથી સોસાઇટીને લખી આપ્યાં હતાં. સ્વર્ગસ્થ સરદાર ભોળાનાથભાઈ સોસાઇટીના વહિવટમાં પ્રારંભથી ભાગ લેતા. કૃષ્ણરાવ પણ પિતાના પગલે અનુસરી સોસાઇટીને અનેક રીતે સહાયતા આપતા.

પ્રસ્તુત પુસ્તકે એ સદ્વૃત્તિનું પરિણામ હતું. મૂળ પુસ્તકો કલકત્તાની "વામાબોધિની સભા" તરફથી પ્રસિદ્ધ થયાં હતાં; અને તેનું નામ "ગૃહપાઠ્ય પુસ્તકાવળી" રાખ્યું હતું. તે રચવાનો ઉદ્દેશ એ હતો કે 'વયે પહોંચેલી સ્ત્રીઓ જેઓ શાળામાં જઈ ન શકે તેઓ આ પુસ્તકો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરે અને નવા સંસ્કાર પામે.'

મીસીસ હેન્રી ફૉસેટ કૃત "અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વ" નું પુસ્તક સર ચીમનલાલે લેખિકાની રજા મેળવી ગુજરાતીમાં સોસાઇટી સારૂ લખ્યું હતું. તે વખતે તેઓ તાજા બી. એ., થયલા હતા. હેન્રી ક્રોટનના "બ્રિટિશ ઇંડિયા" નો અનુવાદ એમણે એ અરસામાં કરેલો. પણ પછી તો ધંધાના પ્રલોભનમાં અને જાહેર પ્રવૃત્તિઓમા તેઓ એટલા બધા ગુંથાઈ ગયા કે એમની સાહિત્ય પ્રવૃત્તિ સાવ વિસારે પડી ગઈ. તેમ છતાં એક લોકનેતા તરીકે અને મુંબાઇ યુનિવર્સિટીના વાઇસ–ચાન્સેલર તરીકે એમનું કાર્ય એટલું સરસ અને યશસ્વી નિવડ્યું છે કે ગુજરાત એમની એ સેવા માટે મગરૂરી લઈ શકે.

"અકબર ચરિત્ર" રા. સા, મહીપતરામે પ્રથમ બુદ્ધિપ્રકાશમાં કટકે કટકે લખેલું; પછી તે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયલું. એ યુગમાં અકબર વિષે વિસ્તૃત માહિતી આપતું એકલું એ પુસ્તક હતું અને તે ઉપયોગી હતું, એની કોઇથી ના પાડી શકાશે નહિ.

છેલ્લે 'કચ્છ ગરબાવળી' નું પુસ્તક કવિ દલપતરામે કચ્છ રાજ્યના પટરાણી નાનીબા સાહેબની આજ્ઞાથી રી. બા. મણિભાઇ જશભાઈની સૂચનાનુસાર રચ્યું હતું. તે પુસ્તકની પ્રસ્તાવનામા કવિ દલપતરામે ગરબીઓ વિષે અને ગુજરાતમા ગરબાના ચાલ વિષે ઉપયુક્ત માહિતી આપેલી છે, તેમાંનો મહત્વનો ભાગ નીચે ઉતારીએ છીએઃ

"ગુજરાતમા પુરૂષો પણ માંડવી ફરતા ફરીને નવરાત્રમાં ગરબા ગાય છે. મુબઇની પારસી બાઇઓને પણ શુભ દિવસ ઉપર ફરીને ગરબા

## કડવા કણબી વિષે નિબંધ.

એ તો જાણીતું છે કે કડવા કણબીની નાતિમાં લગ્ન બારે વર્ષે માતા જોસે ત્યારે થતાં. તે માટે ઉમિયા માતા સમક્ષ ચીઠ્ઠી નાંખી, તેમાં જે નીથી આવે તે દિવસે ઘણાંખરાં લગ્નો કરી દેવામાં આવતાં. તેથી ભારે દોડધામ અને ધમાલ થઈ રહેતી, અને તે દિવસે "કડુવા કણબીનો ગોર ભમે કે જે રીતે વનમાં વપૂરો પડ્યાથી રોઝ ભમે છે એ જ રીતે સર્વેને ઘેર ભમી વળે ને સમેવર્તે સમય કરાવે;" પણ તેની અનિષ્ટ રૂઢિ એ હતી કે કદાચ્ યોગ્ય વર મળી ન આવે તો કોઈ ગરીબ નાતીલાને બોલાવી, તેને પાંચ પચીસ રૂપિયા આપવાનું પરઠી, તેની સાથે હાથેવાળો મેળવી ફેરા ફેરવતા. તેને આંબવર કહેતા એટલે કે લગ્ન થયા પછી પેલો પુરૂષ એને ઘેર ચાલ્યો જાય અને કન્યાને તેના માબાપ એ ધણી મરી ગયો છે એમ માથાબોળ નવડાવે; પછી યોગ્ય સમયે તેને ઠામ બેસાડે એટલે નાતરૂં કરાવે; અને એ રીતે આંબવર જો ન મળે તો ફુલનો દડો લાવીને મંગલફેરા ફેરવતા. ત્યાર બાદ તે ફુલના દડાને વાવ કે કુવામાં, નદી કે તળાવમાં ફેંકી દેતા અને પછી તેને આંબવર કન્યાની પેઠે ઠામ બેસાડતા.

એ કુચાલ લગભગ બંધ પડયો છે અને તેમાં સુધારો થયો છે એ ખુશી થવા જેવું છે.

સદરહુ નિબંધમાં કર્તાએ કડુવા કણબીની ઉત્પત્તિ વર્ણવી આ ચાલ કેવી રીતે ઉપસ્થિત થયો તેની હકીકત આપી છે; અને એ કડુવો કણબી કેવો ગમાર હતો તે વિષે સધરા જેસંગના દરબારમાં બનેલી પરભુદાસ પટેલના બે ભાઇઓના બબુચકવેડા ને મુર્ખાઇની વાત કહી, જણાવ્યું છે,

> "કોહોવાડે ચીરી કરૂં કડુવા કેર મુખ
> બોલ્યાથી બેહેબાકળો, હાથે સઉને સુખ."

પ્રસ્તુત વિષયને લેખકે ગદ્ય અને પદ્ય બંનેમાં વર્ણવ્યો છે અને તે બદલ સન ૧૮૫૪ માં તેને–ઉત્તમરામ પુરૂષોત્તમને–રૂ. ૫૦) નું ઇનામ મળ્યું હતું. પોતાની પિછાન આપતાં તે કાવ્યના છેડે કહે છેઃ—

> "ગુજ ગાંમ મેહેમદાવાદના ઊદીચ બ્રાહ્મણ તેહ
> આખ્યાંન રચ્યુ ઊમીયા તણું ઉતમરાંમ એહ
> ઓગણીસે અગીયારના કારતીક શુદી સાર
> પંચમી તીથી વાર ગુરૂ આખ્યાંન રચ્યુ એ વાર."

શે એવો રીપોર્ટ મળતા, તે તૈયાર કરાવવાનુ માટી વાળ્યુ હતુ મુકુદરાય નિ. મહેતાને "The Advantages and means of diffusing a knowledge of natural Sciences in India" એ નામના સુબાઈ યુનિવર્સિટીએ લખાવેલા નિબધનો ગુજરાતીમા અનુવાદ રૂ. ૨૦૦)નુ પારિતોષિક આપીને કરાવ્યો હતો, પણ તે નિબધનુ પછી શુ થયુ તે વિષે કાઈ જાણવામા નથી.

રતનલાલ ત્ર્યબકલાલને હટર કૃત 'ઇંડિયન એમ્પાયર' ભારત સામ્રાજ્યનો અનુવાદ કરી આપવાનુ કાર્ય સોપાયુ હતુ, તે પણ તૈયાર થઈ આવેલ નહિ.

સ્વર્ગસ્થ માણેકલાલ સાકરલાલ દેસાઇએ "જોઇસ કૃત શાસ્ત્રીય સંવાદો" એ પુસ્તકનો અનુવાદ કરી આપેલો અને તે માટે એમને રૂ. ૬૦૦) નુ ઇનામ અપાયુ હતુ. પણ એમાના પારિભાષિક શબ્દો અને તેની ભાષાના સબધમા સુધારો થવા લેખક અને સોસાઈટી વચ્ચે લાબી મુદત સુધી પત્રવ્યવહાર ચાલેલો; અને એ ભાજગડનો કશો નિકાલ નહિ થવાથી એ પુસ્તક પ્રસિદ્ધ થયા વિના પડી રહ્યુ હતુ.

નવા પુસ્તકો રચાવવામા આવી આવી મુશ્કેલીઓ ઘણી આવી પડતી અને તે અટકાવવા વા ઓછી કરવા સન ૧૮૮૨ ની વાર્ષિક સભામા એ મુદ્દાપર સારી રીતે ઊહાપોહ થયલો તેનો સાર આ પ્રમાણે હતો.

"એ વખતથી જાહેર ખબરો આપી ઘણા વિષયો ઉપર નિબધો લખાવી મગાવીએ છીએ, પરતુ તેમાથી એક પણ નિબધ ઇનામને લાયક માલમ પડતો નથી, તેનુ કારણ એ કે ક ઇનામ ઓછુ પડવાથી અથવા મોકલના નિબધ પાસ થશે કે નહિ એવી શકાથી સારા વિદ્વાન લખનારાઓ એ કામ હાથ ધરતા નથી. તેથી સાધારણ જ્ઞાનવાળા માણસો અપૂર્ણતા ભરેલા નિબધો લખી મોકલે છે, માટે હવેથી નવા નિબધોને બદલે વિદ્વાન માણસો પાસે સસ્કૃત અથવા અગ્રેજી ભાષાના રસીક અને ઉપયોગી પુસ્તકના ભાષાન્તર કરાવી પ્રસિદ્ધ કરવાની ગોઠવણ કરવી પડશે. આ અભિપ્રાયને ટેકો આપતા રા. રા. રણછોડલાલ છોટાલાલે જણાવ્યુ કે ખાનગી ગ્રંથકારોથી પુસ્તકો રચાવવાની વ્યવસ્થાપક મડળીને પરવાનગી આપવી જોઇએ, પછી તેની સમ્માઈને માટે બીજા ગૃહસ્થો તરફથી પણ મુકરર કરેલા વિષય માટે નિબધ કે ભાષાન્તર મગાવવા જાહેર ખબર પ્રસિદ્ધ કરવામા આવશે તો પણ કાઈ હરકત જેવુ નથી. સભાએ એ બાબત ખુશી જણાવી."+

---

+ ગુ. વ. સોસાઇટીનો રીપોર્ટ, ૧૮૮૧, પૃ ૧૬.

ઝટ છપાવવી જોઇએ " અને તેમના પછી મી. સિવર્ડે અભિપ્રાય આપ્યો હતો કે, " એ ચોપડી બનાવનાર સ્કોલર યોગ્ય અને ઉદ્યોગી છે અને એ ચોપડી ઘણું કરીને નિશાળોમાં ચલાવવા લાયક છે; અને ઘણીજ ઉપયોગી છે. "+

આ ઇતિહાસ લખવામાં લેખકે મિરાતે એહેમદીનો સારાંશ મી. બર્ડે ઇંગ્રેજીમાં છપાવેલો તે, ને ગ્રાન્ટ ડફના મરાઠાના ઇતિહાસનો ઘટતો ઉપયોગ કર્યો હતો. તે પછી ગુજરાતના ઇતિહાસનું એક પુસ્તક ઇંગ્રેજીમાં એમણે સન ૧૮૯૪ માં છપાવ્યું હતું તે પણ વાચકને ઉપયોગી અને માહિતીવાળું માલુમ પડશે. એ પુસ્તકમાંથી જહાંગીરે ગુજરાતના સુબા તરીકે અમદાવાદના એમના નવ માસના નિવાસ દરમિયાન જહાંગીર–નુરજહાંનના સંયુક્ત નામથી સિક્કા પડાવ્યા હતા એમ પ્રથમ જાણેલું અને તે સિક્કો ડૉ. જી. પી. ટેલરના સિક્કા સંગ્રહમાં છે એવી ભાળ મળતાં, તે જોવાનો અને તે પછી એમની ( ડૉ. ટેલરની ) પાસે એ વિષયનો ( numismatics ) અભ્યાસ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો એમ અમારે કૃતજ્ઞાપૂર્વક કહેવું જોઇએ.

સન ૧૮૭૮ માં તેઓ સીટી. સર્વે ખાતામાં ડેપ્યુટી કલેક્ટરના હોદ્દે હતા.

એવા ઉપયોગી બીજા ઐતિહાસિક વિષયો ન્હાના નિબંધરૂપે, પ્રાચીન દેશો ઇરાન, આસિરિયા, ઇજીપ્ત, ગ્રીસ, વગેરે વિષે સોસાઇટીને ગુજરાતમાં પ્રાથમિક કેળવણીના પ્રચારક રણછોડલાલ ગીરધરદાસે લખી આપ્યા હતા. તે વિષે અમે કંઈ નહિ કહેતાં એમના જીવનચરિત્રમાંથી નીચેનો ફકરો ઉતારીશું:—

"મીસ્તર કરટીસ અમદાવાદ હાઇસ્કૂલના માસ્તર તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી હતા. તેમની સલાહથી કેટલાંક પુસ્તકોનું ભાષાંતર એ સભાને વાસ્તે કરેલું અને તે સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરેલાં. એ ગ્રંથોનાં નામઃ—મીસર દેશનો ઇતિહાસ, (પ્રાચીન) ગ્રીસ દેશનો ઇતિહાસ, બાબીલોન તથા આસુરી દેશનો ઇતિહાસ, રોમનાં રાજ્યનો ઇતિહાસ, એ પુસ્તકો અસલ મરેઠીમાં મેડમ વીલસને કરેલાં તેનાં ગુજરાતી ભાષાંતર રણછોડદાસે સોસાઇટીને કરી આપેલાં પણ તે બદલ કંઈ રકમ સોસાઇટી પાસે લીધેલી નહીં. "*

---

+ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૯, પૃ. ૫૪.

* વસન્ત, વર્ષ ૩, પૃ. ૪૧૯

# પ્રકરણ ૩

## રાજા મહારાજાઓની ઉદાર સહાયતા

"Most princes convoked assemblies of poets (Kavyagoshthi) in their halls of discussion (Vidya-vasatha) where the works produced by authors were subjected to criticism Sound canons of taste and judgement were evolved in these assemblies, and here, probably, we have the birth of our Alankara literature

× × ×

The King-president (sabhapati) rewarded with honours and gifts those authors whose works came up to the approved standard

× × ×

Some of these assemblies became specialized in the course of time, and acquired all-India fame in particular branches of arts and sciences"

[ Indian Culture through the Ages Vol I
by S V Venkateswara, pages 218-219 ]

છેક પ્રાચીન કાળથી આપણા દેશમા રાજા મહારાજાઓ પંડિતો અને કવિઓનો સત્કાર કરતા આવ્યા છે અને એવા વિદ્વાનોને રાજ્યાશ્રય મળ્યાના અનેક દૃષ્ટાંતો આપણા પ્રાચીન સાહિત્ય ગ્રંથોમા મોજુદ છે બલ્લાલકૃત 'ભોજ પ્રબંધ' તેનુ ઉત્કૃષ્ટ પ્રમાણ છે રાજા ભોજ અને કવિ કાલિદાસનુ યુગલ સાહિત્યના ઇતિહાસમા જેમ અજોડ છે તેમ તેમની કીર્તિ જગપ્રસિદ્ધ છે જયદેવની અષ્ટાધ્યાયીમા લક્ષ્મણસેનના દરબારમા બિરાજતા કવિઓની નામાવલી આપેલી છે* હર્ષનો દરબાર બાણ મયૂર વગેરે વિદ્વદ્વર્ગથી શોભતો

*(શાર્દૂલવિક્રીડિત.)

'વિદ્વત્તા કવિરાજ ધોયીતણી, ને ઉમા પતિની સુધી
ગર્જના-ભરી શૈલી, ફૂટ કવિના તાત્કાલિકી શર્મની,
શ્રી ગોવર્ધન કેરો વાર્તો વર્ણો છે, શૃંગાર સારે ભરી
પંકાયે જયદેવની જ જગમાં સંદર્ભની માધુરી'

[ગીત ગોવિન્દ, પૃ ૨૯]

'જ્યાં લોભીઆ હોય ત્યાં ધુતારા કદી ભુખે ન મરે' એ કહેવત સાચી છે. આખુંય રસાયનશાસ્ત્ર એક રીતે એ કિમિયાની શોધમાંથી ઉદ્‌ભવ્યું છે. આપણે તેની વિગતોમાં ઉંડા નહિ જઇએ પણ એટલું તો ચોક્કસ છે કે લોકોના વહેમ અને અજ્ઞાનતાનો લાભ લઈ અનેક કપટી કિમિયાગરોએ ભોળા પુરુષોને ભરમાવી, તેમનો ભક્ષ કર્યો છે. એ વહેમ ટાળવાને કિમિયા કપટ અને કિમિયાગર ચરિત્રનાં પુસ્તકો સોસાઇટીના આરંભ કાળમાં લખાયાં હતાં. કિમિયાગર ચરિત્ર એક વિદ્વાને લખી આપ્યું હતું એમ તેના મુખપૃષ્ટ પર જણાવેલું છે; પણ લેખકનું નામ તેમાં જણાવ્યું નથી. તે ગ્રંથને અગીઆર પ્રકરણમાં વહેંચી નાંખી જૂદી જૂદી ઠગાઈની વાતો લખેલી છે; અને તેનો હેતુ, લેખક પ્રસ્તાવનામાં કહે છે તેમ, કિમિયાગર કેવી તદબીરથી ઠગે છે, અને કેવા કેવા હુંશીઆર લોકો પણ તેના ફાંસામાં આવી જાય છે તેના ખરેખરા બનેલા દાખલા પ્રસિદ્ધ કર્યા હોય, તે લોકોના જાણવામાં આવે, તો પછી કિમિઆગરથી ઠગાય નહિ. કિમિયા કપટ પણ એજ ધાટીનો નિબંધ છે અને તે 'સોની વિષે નિબંધ'ના લેખક સાંકળેશ્વર આશારામે રચીને પોતે છપાવ્યો હતો. તેમના વિષે 'સાઠીના સાહિત્યના દિગ્દર્શન"માં લખ્યું છે કે—

"સ્વ. સાંકળેશ્વર જોષી ગુજરાતમાં યાંત્રિકકળામાં ઘણા નિપુણ હતા..........વિપળ, પળ, સેકંડ, મિનિટ, કલાક, ઘડી, તિથિ, વાર, પક્ષ, માસ, વર્ષ વગેરે ઘણી ઘણી બાબતો બતાવતું ઘડીઆળ એમણે બનાવ્યું હતું. ધ્રાંગ્ધ્રામાં મિનારા પર મુકેલું ઘડીઆળ પણ એમણેજ કરેલું છે."+

અને વધુમાં એમ જણાવીશું કે, સન ૧૮૭૬ માં ઓનરરી સભાસદ નીમવાનો નિયમ સામાન્ય સભાએ મંજુર કર્યો તે પછી બીજે વર્ષે સોસાઇટીએ એમને ઑનરરી સભાસદ નીમીને માન આપ્યું હતું.§

આટલા પરથી વાચકને એમની બુદ્ધિ શક્તિ અને કળા કૌશલ્યાનો ખ્યાલ આવશે.

દોશીનું ધિંગાણું અને બિલાડીના પહેલાં જેટલાં હવે નથી રહ્યાં; પણ અગાઉ એ એક રંજાડનારો કુચાલ હતો અને તેની અસર પણ માઠી

+ જુઓ, 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'—પૃ. ૪૦.
§ જુઓ, સન ૧૮૭૬ નો રીપોર્ટ. પૃ. ૩.

'બુદ્ધિપ્રકાશ'મા તે વખતે છપાયુ હતુ. એ વૃત્તાંત જેમ મનોરંજક તેમ આપણા રાજ દરબારોમા કેવી રીતે વિદ્યાવિનોદ જામતો અને રાજાઓનાં યશોગાન થતા તેના નમુના રૂપે, તેમાંનો મહત્વનો ભાગ અહિં આપીએ છીએ ×

" એમની છેલ્લી મુલાકાત તારીખ પાચમી જાનેવારીને રોજ નજરબાગના બંગલામા થઇ. શ્રીમંત મહારાજ રૂપાના સિંહાસન ઉપર બીરાજ્યા હતા અને સરદરુ બે જણને ખુરશીઓ ઉપર જોડાજોડ બેસાર્યા હતા. તે વખતે રાજેશ્રી રાવજી વિઠ્ઠલ, રા. કૃષ્ણરાવ ગજાનંદ, રા. હરજીવનદાસ વગેરે ૨૦ ગૃહસ્થો હતા. ત્યારે શ્રી મહારાજે દલપતરામને પુછ્યુ કે તમારી પ્રકૃતિ કેમ છે ત્યારે દલપતરામે નીચે લખેલો દોહરો કહ્યો —

> મહિ મંડળ દિવિ મંડળે, થઈ ગર્જના આજ;
> સુર નર સૌ હરખીત દીસે, દેખિ સયાજી રાજ;

એમ કરીને તેની વ્યાખ્યા કરી જે મહારાજને સ્વતંત્ર રાજ્યાભિષેક થયો તે દિવસે તોપો, વાજીંત્રો વગેરેની પૃથ્વી મંડળમા ગર્જના થઇ રહી હતી, તેમજ આકાશ મંડળમાં વરસાદની ગર્જના થઇ રહી હતી. તેના આગલા પાછલા દિવસમા વરસાદની ગર્જના થતી નહોતી પણ તેજ દિવસે થઈ તેથી જણાય છે કે આ મહોત્સવથી પૃથ્વી મંડળના લોકો આનંદ પામ્યા છે. તેમજ સ્વર્ગના દેવોએ પણ મહોત્સવ કર્યો હશે, અને મોટો આનંદ પામ્યા હશે. એમ સર્વે આનંદમા દેખાય છે, તો મારી પ્રકૃતિ વિષે આપ પૂછો છો તે મારી પ્રકૃતિ આજ આનંદમા હોય એમા શું કહેવુ ? વળી સને ૧૮૬૩ મા હું અહીં આવ્યો હતો અને ખંડેરાવ મહારાજને મળીને કવિતા સંભળાવી હતી, તે વખતે વડોદરા વિષે કહેલો શ્લોક આજ બરોબર લાગુ પડે છે. તે એ છે કે —

### શાર્દૂલવિક્રિડિત વૃત્ત.

> દેવી દેવ સમાન માનવિ દિસે ઐરાવતો હાથીયો,
> શોભા શ્રી વટપુરની નિરખતાં, સંદેહ સ્વાતે થયો;
> શું હું જાગૃત છું જરૂર ઉરમાં, શું સ્વપ્નની વાત છે;
> સાચું આજ વડોદરા શહર છે, કે સ્વર્ગ સાક્ષાત છે. ૨

તેની વ્યાખ્યા કરી જે—આજ વડોદરામા સ્ત્રી પુરુષો શણગારાદિને કરે છે, શેઠીયો અને સરદારો સભામા અપ્સરાઓ અને દેવોના જેવા શોભે છે,

× બુદ્ધિપ્રકાશ, સને ૧૮૮૨, પૃ. ૫૪-૫૩.

વિષે કહેલું છે તથા જુદી જુદી પોળો, વેપારવણજ, મુખ્ય મુખ્ય ઇમારતો અને છેવટે મુખ્ય મુખ્ય વેપારીઓનાં નામ તથા ઇતિહાસ લખેલો છે."

આ નિબંધ માટે લેખકને સોસાઇટીનું રૂ. ૧૫૦ નું ઇનામ મળ્યું હતું. આ રચવામાં બર્ડકૃત મિરાતે એહેમદીનો સાર—અંગ્રેજીમાં, ગ્રાન્ટ ડફનો મરાઠાઓનો ઇતિહાસ, બ્રિગ્સકૃત ગુજરાતનાં શહેરો (Cities of Gujarat), તેમ વાર્તા, દંતકથા વગેરેનો ઉપયોગ કર્યો હતો. પ્રાચીન ઇતિહાસ ગ્રંથોમાં જે સ્થાન મિરાતે એહેમદીની પૂર્તિનું છે તે સ્થાન અર્વાચીન ઇતિહાસ ગ્રંથોમાં આને પ્રાપ્ત થયલું છે. પાંચ વર્ષ પર "ગુજરાતનું પાટનગર અમદાવાદ" નામનું એક કિમતી પુસ્તક બહાર પડેલું છે, તેમ છતાં એક પ્રારંભ ગ્રંથ તરીકે આનું મૂલ્ય છે જ; અને તેનો લાભ હમેશ લેવાતો રહેશે, એવું તે માહિતીપૂર્ણ અને કિમતી છે.

એમણે રચેલો ગોડર્ડનો રાસડો પણ એમના ઐતિહાસિક શોખના સાક્ષીરૂપ છે. તેમાં ગોડર્ડે અમદાવાદ લીધું તે વખતનું વર્ણન છે. એક મહત્વના બનાવની નોંધ પુરતો તે રાસડો ઉપયોગી છે અને તેની પ્રત અપ્રાપ્ય હોવાથી વાચકના આનન્દ ખાતર તે આખોય અહિં ઉતારીએ છીએઃ

## ગાડર્ડનો રાસડો.

### ગરબાની દેશી.

માતા સરસ્વતી પાયે લાગુ રે, કર જોડીને આગના માગુરે;
અમદાવાદ ગાડર્ડ આવ્યોરે, સાથે વિલાયતી ફોજ લાવ્યો.
વાલો મારો ટોપીવાલો હવે આવ્યો રે, તેં તો જગમાં ડંકો વગાડો;
વાલો મારો ટોપીવાલો હવે આવ્યોરે. ૧.

અમદાવાદ શી રીતે લીધુ રે, પછી લોકોને શું કીધુરે;
હું કહું છું એ સર્વ વાતરે, એ તો થયો છે માહા ઊતપાત.
વાલો માહારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૨.

લેસલી સાહેબ જબ મરીયો રે, તેની જગાયે ગાડર્ડ ચઢીયો રે;
એને બાહાદુરીનાં કામ કીધાં રે, લડાઇઓ જીતીને જસ લીધા.
વાલો માહારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩.

અને શાહાબ એવુ ફારશીમા શીતારાનુ અથવા જ્યોતનું નામ છે, અને દીન ધર્મનુ નામ છે, તે આખા નામનો અર્થ નુરેદીન અથવા ધર્મનો પ્રકાશ એવો થાય છે. તે ધર્મનો પ્રકાશ આપના રાજની ઉપજ એટલે રેવન્યુ ખાતુ સંભાળજો, અથવા ખાનબહાદુર શાહબુદ્દીન સાહેબ સંભાળજો; વળી તન એટલે ફારશીમા શરીરને કહે છે અને પેશ એટલે આગળ પડનાર મતલબ કે પહેલવાન અથવા બહાદુર તે આપનુ લશ્કરી ખાતું સંભાળજો અથવા ખાનબહાદુર પેસ્તનજી જહાગીરજી સંભાળજો. મણીભૃત એટલે શેષનાગ જેને ઈશ્વરે પૃથ્વી ધારણ કરવાનું કામ સોપ્યુ છે તે આપની પૃથ્વી ઉપરની ઈમારતો, વાવ, કુવા, તળાવ વગેરે તથા સુધરાઈ ખાતુ સંભાળજો કેમકે તે તેનુ કામ છે—અથવા રાવ બહાદુર મણિભાઈ જશભાઈ સંભાળજો.

ખુરશેદ એટલે સૂર્ય આખા જગતનું અધારૂ હરે છે અને જનાર્દન એટલે વિષ્ણુ નેક ન્યાયથી પાળે છે, તે બંન્ને હંમેશા આપના રાજ્યમા ન્યાયનો તોલ કરજો, એટલે સુરજના પ્રતાપથી અધેર ચાલે નહીં અને વિષ્ણુના પ્રતાપથી સત્વગુણથી અદલ ન્યાય મળે, તથા ખાનબહાદુર ખુરશેદજી રૂસ્તમજી, તથા રા. જનાર્દન સખારામ અદલ ન્યાય તોળે કે જેથી આપની પ્રજા અન્યાયથી પીડાય નહીં. તેમજ આપના અનેક ખાનગી ખાતા રાવ, એટલે આપના તાબાના રાવ—રાણા છત્રપતિઓ તપાસે, અથવા રા. રાવજી વીઠ્ઠલ તપાસે અને ભાલચંદ્ર એટલે મહાદેવ આપને તથા આપની પ્રજાને સારા ઉપાયથી આરોગ્ય રાખે. મતલબ કે વૈદક ખાતુ તેઓ તપાસે અથવા ભાલચદ્ર નામના વખણાએલા ડાકટર સાહેબ તપાસે. વળી પદ્મપુરાણમા યમુના મહાત્મ્ય છે તેમા લખ્યુ છે જે યમુના દેવીની સહાયતાથી સર્વ મનોરથની સિદ્ધિ થાય તે માટે હું આપને આશીર્વાદ આપુ છું કે દેવી જમુનામૈયાની સહાયતાથી આપના સર્વે મનોર્થ સિદ્ધ થાઓ, અથવા જમનાબાઈ માતાજીની સહાયતાથી સિદ્ધ થાઓ. તે કવિતમા અલકાર શાસ્ત્રના મત પ્રમાણે શ્લેશાલકાર છે. જેમા બે અર્થ થતા હોય તે શ્લેષાલકાર કહેવાય એમ કહીને અલંકારના લક્ષણનો શ્લોક અર્થ સુદ્ધા કરી સભળાવ્યો, તે સાભળીને શ્રીમત મહારાજ પ્રસંન થઈને બોલ્યા કે મેં તમારૂ દલપત કાવ્યનુ પુસ્તક વાચ્યુ છે. તેમા ઘણી સારી કવિતા છે. પછી ગટુલાલજીએ બીજો સસ્કૃત શ્લોક કહ્યો તેમા મહારાજાને સૂર્યની ઉપમા આપી. તે પછી દલપતરામે નીચે લખેલો દોહરો કહ્યો.

**દેવ દ્વારકાધીશ તે, કરે કૃપા દિન નીશ;**
**પ્રજા ઉપર કરૂણા કરો, આપ દ્વારિકાધીશ. ૫**

પેશવાઈ સરસુબો જાંણો રે, અમદાવાદમાં વખાંણો રે;
બાપજી પંડિત તેનું નાંમ રે, લઢવાને કરે ધુમધાંમ,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૪.

ગાડર્ડે કેહેવા મોકલીયુ રે, બાપજીને તે માણસ મલીયુ રે;
તુમે શરણુ આવો ગાડર્ડને રે, નહી તો સામે થાવ બાહાદરને,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૫.

પંડીત બાપજી ઉત્તર વાળે રે, માહારૂ કશુએ ન ચાલે રે;
લશકર માહારૂં બહુ તાણે રે, તેઓને સંભજાવું જો માને,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૬.

ગાડર્ડે વાત વીચારી રે, દસ્તુર મરેઠાની જાંણી રે;
એ તો ભોળવ્યાની નીશાંની રે, આંહમે ગાડર્ડે ફોજ તાંણી,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૭.

વળી છત્રીસ વાજુ વાજે રે, આકાશ ભલી પેરે ગાજે રે,
કાયરનાં હઈયાં ભાગે રે, સુરાને સુરાતંભ જાગે,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૮.

છ હજાર આરબ તાજા રે, દોયસેહેંસથી અસ્વાર જાઝારે;
વળી વાજે મરેઠી વાજાં રે, પણ નહી રહી પંડીતની માઝા,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૧૯.

બીજું પાયદલ બહુ જાણો રે, આવ્યા લેઇ ધનુસ્ય બાણો રે;
માણેક બુરજે ચડાવી તોપો રે, ઘર વાશી માંહી પેઠા લોકો,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૨૦.

સુદી આઠમ બપોર વેળા રે, ગાડર્ડે ચલાવ્યા ગોળા રે;
અમદાવાદના કોટ ડોલ્યા રે, ખાંનજહાં આગળ કોટ તોડ્યા,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૨૧.

માહા સુદી દશમી જાંણો રે, રાત્ર પડતાં કોટ તે પાડો રે;
ચાકી કરી વાહાણુ વાહાણો રે, બીજે દી થયા લોક હેરાંણ,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૨૨.

દાર્ટલી સાહેબ માહા બળીયો રે, ઊંચા લોકની કંપુથી ચલીયો રે;
ફીફીસાહ કરતો પડ્યો રે, મરણીયો થઇને અડીયો રે,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૨૩.

(૩) સોસાઇટીના હેતુ પાર પાડવાને નીચે લખેલા ઉપાય કામે લગાડ્યા છે —

(અ) એક માસિક પુસ્તક પ્રગટ કરવું.

(બ) ગુજરાતી ગ્રંથો પ્રગટ કરવા અને વેચવા.

(ક) ઉપયોગી અને મનોરંજક પુસ્તકો વિદ્વાનો પાસે લખાવવા.

(ડ) સોસાઇટીએ ઠરાવેલા ગ્રંથો લખનારને ઇનામ આપવા.

(ઇ) પુસ્તકો ખરીદ કરી તેના કર્તાને ઉત્તેજન આપવું

(ફ) પ્રાચીન ઉપયોગી ગ્રંથોની લખેલી પ્રતો મેળવવી

(ગ) વિદ્યા અને કેળવણીને ઉત્તેજન આપવાને સ્થાપેલા સ્મારકાદિ નાણું સાચવી રાખી તેનો વહીવટ કરવો

(૪) પોતાના અને વહીવટને માટે સોપેલા નાણાની રૂ ૫૦,૦૦૦) ની રકમ હાલ સોસાઇટી પાસે છે અને વ્યાજ ભેર, લવાજમ વગેરે મળી સોસાઇટીની વાર્ષિક ઉપજ આશરે રૂ ૩૦૦૦) ની છે

(૫) ગુજરાતના ઘણાખરા મોટા રાજારાણા અને મુખ્ય ગૃહસ્થો સોસાઇટીના સભાસદ છે, અને અમે નમ્રતાપૂર્વક આશા રાખીએ છીએ કે આપ સરખા કેળવણી પામેલા ઉત્કૃષ્ટ વિચારવાળા અને ઉત્તમ પંક્તિના શ્રીમંત મહારાજાશ્રીની તરફથી યોગ્ય મદદ અને ઉત્તેજન આ સોસાઇટીને મળશે, અને આપ શ્રીમંત મહારાજાશ્રી સોસાઇટીના મુરબ્બી ( પેટ્રન ) થઇ તેના માનમા વૃદ્ધિ કરવા ઉચિત ધારશો

અમે પ્રાર્થના કરીએ છીએ કે, પરમેશ્વર આપનો પ્રબળ ઉન્નતી કરનાર અમન લાબી મુદત પહોચાડે અને આબાદ કરે

અમદાવાદ. તા ૨૭ મી નવેમ્બર સને ૧૮૮૨

આપ નામદાર મહારાજા સાહેબના તાબેદાર સેવકો.
( મેનેજીંગ કમીટીના પ્રમુખ, સેક્રેટરી અને મેમ્બરોની સહીઓ )

અને એનો ઉત્તર મહારાજાશ્રીએ નીચેના શબ્દોમા આપ્યો હતો —

**" રાવ બહાદુર શેઠ પ્રેમાભાઇ તથા સદ્‌ગૃહસ્થો.**

તમે અમારું અંતઃકરણપૂર્વક સન્માન કર્યું તે માટે કરીથી તમારો આભાર માનવાની આ જોગવાઇ મળી તેથી અમને ખુશી હાસલ થઇ છે કેળવણીમા તથા પુસ્તક અને વિદ્યા વૃદ્ધિમા આ શહેર ગુજરાત પ્રાંતમા અગ્રેસર છે એ જાણી અમને સંતોષ થયો છે ને તેવો આ શહેરનો

હેવી બીક હતી જો તમને રે, શા માટે ન નમીયા અમને રે;
નહી રદ કરીયે હુકમને રે, તુમારાં કરીયાં તે તો તુમને,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૪.

નથુશા નગર શેઠઇએ રે, ધીમે રહી ઊતર દીયે રે;
રક્ષણ કરયું બાપજીએ રે, કેમ નીમકહરામ થઇએ,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૫.

ન્યાયે કરી વાત વિચારી રે, ગાડડેં વ્યાજબી જાણી રે;
સજનની વીનતી માંની રે, સર્વ ફોજને પાછી તાણી,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૬.

અમદાવાદ એ રીતે લીધુ રે, લેઇને ફતેસંઘને દીધુ રે;
દીન બાર મુકાંમજ કીધુ રે, જે કાંમ હતુ તે સીધુ,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૭.

પછી વાત એવી સુણ તારે, સીંધીઆ હુલકર આવતા રે;
ઘોડુ વીસહજાર લાવતા રે, સુણી ગાડડં ઈહાંથી ચાલતા,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૮.

જાંહાં સીંધીઆ હુલકર પડીયો રે, જઈ બરોદે ગાડડં અડીયો રે;
ખબર દુશમનને તે પડીયો રે, ત્યાંહાંથી ઊપડી દુશમન ચલીઓ,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૩૯

એણી રીતે આ શરકારે રે, બાપજી પંડિતને વારે રે;
લેઈ સેહેર પંડીત નસાડે રે, પછી દીધુ લીધુ ગાયકવાડે,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૪૦

દસ વરસ લગે તે ચાલ્યું રે, ગાયકવાડી તાબે માહાલ્યુ રે;
તસ સુબાએ રાજ્ય તે પાલ્યું રે, પેશવાયે પાછું હાથ ઝાલ્યું,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૪૧.

સંવત્ ઓગણીસે સાતે રે, રચી વાત તે બહુ ઊલાસે રે;
હવે ગાડડં પુને જાસે રે, તુમે સાંભલો કહે સીંહ રાશે રે,
વાલો મારો ॥ તેં તો જગમાં ॥ વાલો. ૪૨.

( સમાપ્ત. )

એ પ્રસિદ્ધ બીના છે, તેમ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ, ઉદ્ધાર અને ઉત્તેજનાર્થે એ રાજ્યનો ફાળો મોટો અને સંગીન છે પ્રાચીન કાવ્યમાળા પ્રસિદ્ધ કરીને વડોદરા રાજ્યે પ્રાચીન ગુજરાતી સાહિત્યનો પુનરુદ્ધાર કર્યો છે અને ચોથી સાહિત્ય પરિષદના શુભ અવસરે બે લાખ રૂપિયા સાહિત્યોત્તેજક કાર્ય માટે બક્ષીસ આપીને શ્રીમંત મહારાજાએ એક અનુપમ દાખલો બેસાડ્યો હતો. વળી એમણે શરૂ કરેલી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા મેક્ષમુલર સંપાદિત Sacred Books of the East પેઠે વિદ્વાનોમાં બહુ સારો સત્કાર પામી છે અને એમની "કીર્તિમંદિર'ની સ્થાપના જેટલી ભવ્ય તેટલું વડોદરા રાજ્યનું ગૌરવ વધારનારી છે થોડા સમયથી આપણા સાહિત્યકારો અને વિદ્વાનોને વડોદરા નોતરીને મહારાજા એઓને યોગ્ય રીતે પુરસ્કાર કરે છે, એ રીતિ પણ એટલી પ્રશસ્ય છે એમના રાજ-વહિવટનું સમગ્રપણે અવલોકન કરતાં કહેવું પડશે કે સર મહારાજા એક આદર્શ—examplary—નૃપતિ નિવડ્યા છે એમની એ લોકપ્રિયતા એકલા વડોદરા રાજ્યમાં મર્યાદિત રહી નથી પણ એમની ખ્યાતિ સમસ્ત દેશમાં પ્રસરેલી છે અને સર્વત્ર એમને ધન્યવાદ અપાય છે ગયા માર્ચ મહિનામાં એઓશ્રીની પધરામણી પુનામાં થઇ હતી, તે વખતે કેસરીકારે એમની કારકિર્દીની સમીક્ષા કરતાં અગ્ર નોંધમાં તેનું નિદાન નીચે પ્રમાણે વર્ણવ્યું હતું —

"पण सयाजीरावाचा विशेष हा कीं त्याना राजपद मिळालें, कोट्यावधि रुपयाची सपत्ति व लाखो प्रजाजनाची सत्तासाहेबी त्याच्या हस्तगत झाली आणि त्या सर्वांचा उपयोग त्यानीं आपल्या प्रजेच्या व परपरेन एकदर देशाच्याहि कल्याणा कडेच केला याचे श्रेय पुष्कळ अशी त्याच्या निसर्गसिद्ध सदगुणाना व सत्प्रवृत्तीलाच दिलें पाहिजे आपलें राज्य सुराज्य असावे व तसे ते नमुनेदारपणाने करून दाखवावें या महत्त्वाकाक्षेने त्याना राज्यसूत्रें धारण केली व लोकाच्या मागणीची वाट न पाहताहि त्यानी कित्येक राजकीय, सामाजिक, धार्मिक व शिक्षण–विषयक सुधारणा कायद्यानी अमलात आणि या त्याच्या इतका गुणाचा चहाता व विद्येचा मोक्का असा

• ર છગનલાલ ઠાકોરદાસ મોદીનો લેખ 'વડોદરા રાજ્યની સાહિત્યસેવા'— ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ-વડોદરા

આના અનુસંધાનમાં બીજા વર્ષના સોસાઈટીનો રીપોર્ટમાં દર્શાવેલો અભિપ્રાય કિમતી અને જાણવા જેવો છે:

"The first work, the Bhut Nibandh, has met with very marked approbation, not only on account of the purity and vigour of the language, but that it is also written in a spirit of freedom of opinion and defiance of prejudice ( rarely met with, and therefore the more highly to be prized, in bringing to light the darkness of National superstition. " )*

કેળવણીનો પ્રચાર થવાની સાથે જનતામાંથી ભૂત, પ્રેત, ડાકણ, પિશાચ વગેરે વિષેના વહેમો અને મૂર્ખાઈભર્યા વિચારો દૂર થવા પામ્યા છે; જો કે કહેવું જોઈએ કે તેનો સદંતર નાશ થયો નથી. અદ્યાપિ એવા ઘણા પુરુષો મળી આવશે કે જેઓ અંધારી રાત્રે સ્મશાનમાં જતા બ્હીશે. અમુક ઘરોમા ભૂતનો નિવાસ છે એવી ભ્રમણાથી તેને ત્યજી દેશે, અથવા આંબલી અને વડના ઝાડોમાં ભૂતાવળ વસે છે, તેથી તેની નજદિક જતાં અચકાશે; એટલુંજ નહિ પણ અવારનવાર વર્તમાનપત્રોમાં અજ્ઞાન અને નબળા મનનાં મનુષ્યો ભુવા અને મંત્રજંત્રની સિદ્ધિવાળા જતિયોના કેવળ ભોગ થઈ પડેલાના દાખલાઓ આપણે હજી પણ વાંચીએ છીએ, ત્યારે એ સમયે શી સ્થિતિ હશે તેનો માત્ર ક્યાસ કરવો બસ થશે. ઘોર અજ્ઞાનતા અને વહેમોભર્યું લોકજીવન ખાસ લક્ષમાં લઈને જ કમિટી આ વિષયને પ્રથમ પસંદ કરવા પ્રેરાઈ હશે.

તેનો પુરેપુરો ખ્યાલ આવવા વાચકે તે નિબંધ સાદ્યંત વાંચવો ઘટે છે; તે સમયનું લોકમાનસ સમજવાને એ ઉપયોગી છે; પરંતુ કવિશ્રીએ પોતાનું દષ્ટિબિન્દુ વ્યક્ત કરતાં કેટલીક હકીકત પ્રસ્તાવનામાં નોંધી છે તે એ વિષયનો પરિચય કરવામાં થોડેક અંશે સહાયભૂત થશે; તેથી ઉપયુક્ત ભાગ નીચે ઉતારીએ છીએ.

" ભૂતભ્રમ ઉત્પત્તિ ૧. ભ્રમસોધન સત્યવાર્તા ૨. ભ્રમછેદન વર્તમાન ઉપાય ૩. ભૂતભ્રમાદિક વાર્તાવિસ્તાર ૪. એવા નામથી પ્રકરણ ૪ નો આરંભ કરીશ. તેમાં મારા મનનો અભિપ્રાય એવો છે કે, મેં પ્રથમ બાળપણાથી

* Report of the G. V. Society for the year 1850, page 8.

કર્નલ પાસની સૂચનાથી કચ્છના રાવશ્રી પ્રાગમલજીએ પોતાના છેલ્લા દિવસમા રાજ્યની આંતર વ્યવસ્થાની લગામ મણિભાઇને સોંપવા લખ્યુ હતુ અને એ રિજન્સીના કાળ દરમિયાન કચ્છ પ્રાન્તમા કેળવણીના બીજ અને સંસ્કાર નાખવાની સાથે એમણે ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યુદયાર્થે પણ પ્રયત્નો આદરેલા અને તે કાર્યમા એમણે સોસાઇટીની સહાયતા મેળવી હતી. પાછલા પ્રકરણમા કચ્છ દરબારના આશ્રય હેઠળ પ્રસિદ્ધ થયલા પુસ્તકોની યાદી આપેલી છે તેમા પ્રશસાપાત્ર તત્ત્વ એ હતુ કે હરિફાઇથી લખાઇ આવતા નિબધો અને પુસ્તકોની પરીક્ષા અને છેવટનો નિર્ણય કચ્છ રિજન્સી કાઉન્સિલદ્વારા થતો અને તે કામ કેટલુ ચોક્કસ અને કાળજીપૂર્વક થતુ હતુ તે દર્શાવવા માટે સન ૧૮૮૦ ના 'બુદ્ધિપ્રકાશ'માથી એક ઉદાહરણ આપીશુ.—

## રીજંશી કૌંસીલમાં ઠરાવ નં. ૩૬૪૭ સંવત ૧૯૩૬.

ગુજરાતીને ઉત્તેજન આપવા તથા તે ભાષા સુધારવા પાછળ પ્રયત્ન કરનારાઓને આશ્રય આપવાના હેતુથી નામદાર કૌંસીલ તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી મારફત સને ૧૮૭૮ ની સાલમા કચ્છ કાઠીયાવાડ અને ગુજરાતની ખેતીવાડી સુધારવાના વિષય ઉપર નિબધ લખવા તથા ટોડ રાજસ્થાનના ૧૭૪ પાનાનો તરજુમો કરવા બાબત ઈનામ પ્રસિદ્ધ કરવામા આવ્યા હતા.

(૧) "ખેડ ખાતર ને પાણી ધાનને લાવે તાણી."
(૨) "ખેતીવાડીને ચાહાનાર" ટોડનુ ભાષાતર.
(૩) "રસિક સુધડ નાર વિગેરે."
(૪) "ધરી ખરી ધીરજ સુરલોના વિગેરે."
(૫) 'ભાવનગરથી ઓઝા દુર્લભરાય મહીપતરાય "
(૬) રાજકોટથી સત્યમેવ જયતે

આ ઉપરથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ખેતી વિષે ૨ નિબધ અને ટોડના ભાષાતર, ૪ હાસીઆમા લખી મંગાવાળા આવ્યા હતા. સિવાય સુરત બાદ ર. રૂદરજી રાણા તરફથી ખેતી વિષે એક નિબંધ અહિં પરભારો આવ્યો હતો.

નિબધો અને ભાષાતર તપાસી ઈનામ આપવા લાયક તેમા કિયો નિબધ અને ભાષાતર છે, તે વિષે રિપોર્ટ કરવા નીચે લખ્યા ગૃહસ્થોને કૌંસીલ તરફથી નિમવામા આવ્યા હતા.

ચઊદશની રાતે તથા અદલુ વેળાયે કોઈ જતીના અંસંગથી મેં પ્રથમ ઘણું-એક ઊપાય કરયા હતા. તેમાં કેટલાએક તો મોહેથી કહેવા લાયક તથા લખવા લાયક નથી, પછી સ્વામીનારાયણના સાધુનો સંગ થયાથી કેવળ જીવના કલ્યાણને અર્થે વેદના મંત્ર વિના બીજા મલીન મંત્રજંત્ર આદિકનો વિશ્વાસ ગયો. પછી તે ઊપાય પણ પડયો મુક્યો. અને એ મંત્ર આદિકમાં કાંઈ સારાંશ પણ દીઠું નહી, એ પ્રયોગની રીત આ ચોપડીમાં આગળ ત્રીજા પ્રકરણમાં થોડીએક લખીશ. પણ મંત્ર પ્રગટ લખવાની ઇચ્છા મારી નથી. અને કેટલાએક થાવની મંત્ર તથા ઔષધ મંત્ર લખવા લાયક હશે તે લખીશ, પણ એમ જાણવું કે, કોઈ મંત્રથી દીકરો તથા દીકરી ઊત્પન્ન થાય અથવા મીલકત ઊત્પન્ન થાય, કે મંત્રથી શત્રુ મરે, એવી વાત આજની વેળામાં જરૂર માનવી નહી. કેમકે અમે સર્વે પ્રકાર કરી જોયા છે, પણ કાંઈ થયું નહિ. અને એ ભૂતના ભ્રમથી તથા એ મંત્રના ભ્રમથી કેટલાએક ભોળાં માણસોના જીવ ટળી જાય છે, તથા ઊનમાદનો રોગ થઇને ઘણુ દુઃખ પામીને હેરાન થઇને મરી પણ જાય છે. તે માટે એવા ભોળા માણસોના જીવનો ઉગાર થવા સારૂ તથા તેમના સુખ સારૂ આ ગ્રંથ હું બનાવું છું. તે ગ્રંથ વાંચવાથી તથા સાંભળીને વિચારથી ભૂત આદિકનો ભ્રમ લોકોને મટશે. એવી ઇચ્છાથી આ ગ્રંથનું નામ ભૂતાદિક ભ્રમભંજન એવું ઠરાવ્યું છે." ×

બીજો એવો ઇનામી નિબંધ તે "જ્ઞાતિ વિષે" છે. મૂળ ચાર જ્ઞાતિમાંથી ચોરાશી અને તેમાંથી સેંકડો કેમ થવા પામી તેનાં કારણો, સ્થળ પરત્વે, ધંધા પરત્વે, મતમતાંતરને લઇને ઘોળ–એકડા–ના પરિણામે માલુમ પડે છે; પણ તેની અસર સમાજપર નુકશાનકારક નિવડી છે એટલુંજ નહિ પણ દેશની પ્રગતિ અને સુધારામાં વિરોધક અને અંતરાયરૂપ થઇ પડી છે. અત્યારે તેનાં બંધનો શિથિલ થયાં છે; પણ તે તોડે જ જનતાનો છૂટકારો છે.

સરકાર તરફથી બોમ્બે ગેઝીટીઅર વો. ૯ ગુજરાતી જ્ઞાતિઓ વિષે Gujarati Hindu Population અને મી. એન્થોવનનાં મુંબાઇ ઈલાકાની નાતજાતો વિષે ત્રણ ભાગો પ્રસિદ્ધ થતાં આપણને એ વિષયપર જાણવા જેવી ઘણી માહિતી પ્રાપ્ત થયલી છે; પણ સન ૧૮૫૨ માં પ્રસ્તુત નિબંધ કવીશ્વરે રચ્યો ત્યારે એવાં સાધનો છૂટાંછવાયાં, વિખરાયલાં અને જૂજાજજ હતાં, અને અત્યારે પણ એ નિબંધ વાંચતાં આપણને કેટલીક

× ભૂત નિબંધ–પ્રસ્તાવના.

આપે કે તેમાનુ કાંઈ ભાષાંતર પ્રસિદ્ધ કરવા તથા ઇનામ આપવા લાયક છે ? અને છે તો કયુ તે કોંસીલને જણાવે કે તે ધ્યાનમા રાખી ઇનામ વિષે કોંસીલ છેવટનો નિર્ણય કરી શકે

જો સદરહુ ભાષાંતર કરી મોકલનારમાથી કોઈનુ ભાષાંતર પસંદ થાય તો તેનેજ બાકીના પાનાનું ભાષાંતર કરવાનુ કામ સોપવુ ઉચિત છે કે શી રીતે તે પણ રાવસાહેબ મહીપતરામજી કોંસીલને જણાવશે તો ઉપકાર થશે જો કોઈ ભાષાંતર પસંદ ન થાય તો તેજ બાબત નવેસર ભાષાંતર કરવાનુ ઇનામ ફરીવાર પ્રસિદ્ધ કરવા તેમનો મત થાય છે કે કેમ તે પણ કોંસીલ જાણવા ઇચ્છા રાખે છે ઉપરાંત ચાલતા વર્ષમા ક્રિયા વિષય ઉપર નિબંધ કરવાનું ઇનામ પ્રગટ કરવા સોસાઈટી સૂચના કરે છે તે પણ જાણવા કોંસીલ આતુર છે

આ હુકમ રાજ્ય પત્રમા પ્રસિદ્ધ કરવો અને તેની નકલ તથા લાગતા વળગતા કાગળો ટોડ રાજસ્થાનની ચોપડી સહિત રાવસાહેબ મહીપતરામ રૂપરામ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી સાહેબ તરફ મોકલવા સંવત ૧૯૩૩ ના પોસ સુદી ૬ "*

(સહી) મણીભાઈ જસભાઈ,
દિવાન—કચ્છ

સરકાર રિજન્સી કોન્સિલના એક સભ્ય શ્રી ગિબ્સ છૂટા થતી વખતે તેમનું સ્મારક કરવાનો નિર્ણય થયલો અને તે સ્મારક ફંડ રૂ ૧૫૦૦ નુ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને, દી બા મણિભાઈની ભલામણથી ગુજરાતી ભાષા અને સાહિત્યની ખીલવણી માટે સોપાયુ હતુ સોસાઈટી ત્યા સુધી એક રજીસ્ટર મંડળ નહોતુ અને સોસાઇટી સન ૧૮૬૦ ના ૨૧ મા એક્ટ પ્રમાણે કાયદેસર નોંધાયલી હોય તો તે ફંડ લેવાનુ બની શકે તેથી એ અડચણ દૂર કરવાને આનરરી સેક્રેટરી મહીપતરામે તેને તાબડતોબ રજીસ્ટર કરાવવા તજવીજ કરી હતી ઉક્ત એક્ટ સન ૧૮૬૦ મા પસાર થયેલા અને સોસાઇટી તે પહેલા સન ૧૮૪૮ મા સ્થપાયલી એટલે કાયદાની દૃષ્ટિએ તેના નિયમોમા કાંઇ ટેકનિકલ દોષ આવતો હતો પણ તેનો તો કાંઈ કચ્છ રિજન્સી કાન્સિલ તરફનુ કર્નલ ગિબ્સ સ્મારક ફંડ સોસાઇટીએ સ્વીકાર્યું હતુ

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૦, પૃ ૧૦૯–૧૧૧

પછી એ આપત્તિ દૂર થઈ છે એમ આપણે કહી શકીએ; પણ તે કાળે એનાં અનિષ્ટ પરિણામો ઝાઝાં હતાં; તેમાં વહુઆરોને જે હાડમારી અને વિપત્તિઓ વેઠવી પડતી તે વર્ણવી જાય એમ નથી. વહુના દુઃખ સમજવાને આપણે એકાદ પ્રાચીન લોકગીત સાંભળવું જોઇએઃ—

"મારી રે સાસુ એવી તે ધૂતારી જો;
દહાડે દળાવે ને રાતડિયે ખંડાવે જો;
પાછલે તે પરોઢિયે પાણી મોકલે.

× × ×

મારી માતાને આંગણ લીમડી
તેની શીતળ આપે છાંય જો—
એ માતા કેમ વીસરે?

મારી સાસુને આંગણ બોરડી
તેના કાંટા વાગે પાય જો—
એ સાસુ કેમ સાંભરે."†

કવિશ્રીએ પ્રસ્તુત નિબંધ ત્રણ પ્રકરણમાં વહેંચી નાંખ્યો છે, પહેલા પ્રકરણમાં બાળ વિવાહનાં ફળ વર્ણવ્યા છે અને બીજામાં બાળવિવાહનાં કારણો દર્શાવ્યાં છે અને ત્રીજું પ્રકરણ બાળોઢાભ્યાસનું છે. પહેલા બે પ્રકરણનો પ્રથમ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે અને તેનું 'બાળવિવાહ નિબંધ' એવું નામ રાખ્યું છે; જ્યારે ત્રીજું એટલે કે છેલ્લું પ્રકરણ બાળોઢાભ્યાસ પ્રકરણ એ નામથી છૂટું છપાવ્યું છે અને તેમાંનો વિષય નીચે પ્રમાણે બતાવ્યો છેઃ—

"નેં નાનપણમાં પરણાવ્યાથી તે છોડીને ઘરધંધો શિખવા વગેરેની ફિકર પેસે છે, તથા વાર તહેવારે સાસરે જવું પડે છે, તેથી તેને ભણવાનો અભ્યાસ સારી પેઠે ચાલતો નથી, નેં જ્યારે વિદ્યા અભ્યાસ થઈ શકતો નથી; ત્યારે નજર બાંધવી, રેણ ચીરવું, એવા વેહેમના અભ્યાસ, તથા ફટાણાં કુટણાં ગાવાનો અભ્યાસ, તથા અવલચંડીપણા વગેરે બેવકુફીનો અભ્યાસ ચાલે છે. નેં ઘણું કરીને કુસંપથી લડાઇ ટંટામાં તેના દહાડા જાય છે, માટે નાનપણામાં કેવી કેવી ચોપડિયો છોડિયોયે ભણવી જોઇએ, તેનું

† (જુઓ 'વહુ' પરનો નિબંધ, રા. ચતુરભાઈ શંકરભાઈ પટેલ.)



મહારાવ શ્રી ખેંગારજી સવાઈબહાદુર

(કચ્છના મહારાજ)

અભ્યાસ કર્યો હતો. તે પરથી પ્રસ્તુત ગ્રંથ એમણે રચ્યો હતો. આજ દિન સુધીમાં કહેવું જોઇએ કે, એની લગભગ એક લાખ પ્રતો ફેલાવો પામી છે.

સન ૧૮૮૮ સુધી સદરહુ પિંગળ સરકારી કેળવણી ખાતુ છપાવતું; તે પછી તેનો કોપીરાઇટ કવિશ્રીને મળ્યો ત્યારે નવી આવૃત્તિ છપાવતા અગાઉ શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે, તે અભ્યાસ માટે વધુ સુતર બને તે સબબથી મૂળ પ્રતમાં કેટલાક ફેરફાર અને સુધારા સૂચવ્યા હતા, જે કવિશ્રીએ સ્વીકાર્યા હતા, અને સન ૧૯૨૨ માં તેની ૨૨ મી આવૃત્તિ છાપવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે ફરી પાછી આખી પ્રતને દી. બા. કેશવલાલભાઇએ સુધારી આપી હતી અને તેમની સૂચનાથી મૂળ નામ 'ગુજરાતી પિંગળ' ફેરવીને ને 'દલપત પિંગળ' રાખ્યું હતું.

અને તે વિષે વધારે મગરૂર થવા જેવું એ છે, કે "કવિશ્રીએ સન ૧૮૯૩ માં પિંગળ છપાવવાનો હક્ક સોસાઇટીને સોંપ્યો હતો, એવી શરતે કે, જીવનપર્યન્ત તેનો અડધો નફો કવિને મળ્યા કરે."

ચોથું પુસ્તક "સ્ત્રી સંભાષણ એટલે ગુજરાતી બાઇડિયોની વાતચીતનું વર્ણન" છે. પરભાષાથી આપણે ગમે તેટલા પરિચિત હોઇએ પણ એ તો સામાન્ય અનુભવ છે કે તે ભાષાના ઘરગથ્થુ, ચાલુ વપરાશના શબ્દો, પ્રયોગ, ઇડિયમ ( idium ) વગેરેના અર્થ બરાબર આપણા સમજવામાં આવતા નથી; અને એ મુદ્દો સ્પષ્ટ કરવા દલપતરામ નીચે પ્રમાણે ઉદાહરણ આપે છેઃ—

"એક દક્ષણી માણસ પોતાના મનમાં એવું ધારતો હતો કે હું ગુજરાતમાં ઝાઝાં વરસ રહ્યો છું, તેથી ગુજરાતી ભાષા તથા ચાલચલગત સારી પેઠે જાણું છું. એવું કોઈ ગુજરાતી માણસ આગળ તેણે કહ્યાથી, પેલા ગુજરાતીએ એ દક્ષણીને કહ્યું કે, તમે ગુજરાતમાં સરકારી કામમાં રહેલા માટે જેટલા શબ્દો સરકારી કામમાં આવ્યા હશે, તેટલા તમે જાણતા હશો. પણ અમારા ઘરમાં બાઇડિયો, છોકરાં, શી રીતે બોલે છે તે જ્યારે તમારા જાણવામાં હોય, ત્યારે તમે ગુજરાતી ભાષા સારી પેઠે જાણો છો, એમ કહેવાય. માટે તે તમે જાણતા હો તો કહો કે "ઘૂમણી ઘાલવી" એટલે શું? પછી તેનો અર્થ પેલા દક્ષણીના સમજવામાં આવ્યો નહિ."

આ પરથી ઘરવ્યવહારમાં સ્ત્રીઓ અને બાળકો શી વાતો કરે છે અને કેવી ભાષા વાપરે છે, તેનો પરિચય થવા ફૉર્બસ સાહેબ માટે કવિશ્રીએ આ પુસ્તક ખાસ લખ્યું હતું. એ વિષે "ગુજરાતી સાહિત્યના વધુ માર્ગ-

Committee welcome most heartily Your Highness's visit to this ancient Capital of Gujarat.

2 It is highly gratifying and pleasing to the Society to greet in the person of Your Highness one of the foremost Champions of Vernacular literature and advocates of the spread of education With princely munificence Your Highness has founded the Maha Rani Shri Namba Pathshala for the regeneration of Sanscrit learning and has breathed new life into the Hindi College of the Ars Poetica established by Your Highness's Royal ancestor Maha Rao Shri Lakhpatji The Alfred High School, the Middle Schools and Vernacular Schools scattered all over Kutch, along with the Art School and similar other institutions bear further testimony to the great interest Your Highness takes in the cause of education The Society is indebted to the Kutch State for the endowment of the Kutch Gibbs' Memorial Fund and it is to the Kutch State that it owes the munificent Diwan Bahadoor Manibhai Jasbhai Memorial Fund Your Highness's zeal for the cultivation of Gujarati literature is further evinced by the employment of distinguished authors like Professor Manilal N Dwivedi to write works of classical excellence and by generous encouragement to literary publications

3 The Gujarat Vernacular Society too has been working on these lines for the spread of education and cultivation of Gujarati literature Established in the year 1848 under the auspices of the Honourable A K Forbes the Society has steadily risen in the esteem and regard of the public

શા૦—આ માણુસ આવો ધબરાટમાં કેમ છે ? કોઈ લુચ્ચો માણુસ હશે ?

ભી૦—લુચ્ચો ખરો, અને એના ભુંડાજ હાલ થવા જોઇએ.

દે૦—પણ પેલો માણુસ ક્યાં ગયો ? જે આગળથી બોલતો હતો કે અમે સૌ લોકોને પૈસાવાળા કરીશું અને હવે ઉલટો કેટલાએક લોકોની ખરાબી કરે છે, પણ શું કરિયે અમારામાં ચુક આવી, નહીં તો એની પાસેથી સરકારી કાગળમાં લખાવી લીધું હોત તો ઘણું ઠીક થાત.

ભી૦—અરે કેની ખરાબી કરી છે ?

દે૦—મારી જ.

ભી૦—કેમ તમે લુચ્ચા અને હરામખોરની ગોળીમાં હતા કે શું ?

દે૦—હું જાણું છું કે તમે બને જણ, કાંઈ સારાં મનુષ્ય નથી, અને અમારી મિલકત તમે જ દબાવી રાખી હશે ?

ભી૦—અરે આ ચાડિયો આવડો આકળો કેમ બોલે છે, હડકાયો થયો છે કે શું ?

દે૦—કાંઇ ફિકર રાખશો નહી, તમે નક્કી જાણજો કે હું તમને છોડનાર નથી, ફોજદારીમાં લેઇ જઇને બેસારી મુકાવીને કબુલાત કરાવી લેઇશ.

ભી૦—લીધું લીધું, મોત.

શા૦—હે દુઃખ, આ દેવનું તો મોટું માહાત્મ જાણવું જોઇયે કે આવા પાપીસ્ટ લોકોને પીડા કરવાનો અભિપ્રાય જણાય છે.

દેશાઇ૦—અરે તમે પણ આ કામ કરવામાં છો કે, એમ જ હશે, નહીં તો કાલે તમે ફાટાં મેલાં લુગડાં પેહેર્યાં હતાં, અને આજ આવા જાનઇયા જેવા શાથી થયા ?

શા૦—અમે કાંઇ તારાથી બીતા નથી, આ ઘંટાકરણનો જંત્ર માદળીયામાં મારી પાસે છે. વિશ્વંભર જોશી પાસેથી મને મળ્યો છે, તેથી સરપ તથા વાઘનો ભય પણ અમારે નથી.

## (નં ૨.)

## મુંબઈના ગવર્નર લૉર્ડ રે

[ઈંડરના મહારાજા સાહેબને કે. સી. એસ. આઈ. ના ખેતાબનો ચાંદ અર્પણ કરવાની ક્રિયા માટે સન ૧૮૮૭ ના ડિસેમ્બર માસમાં મુંબાઈના નેકનામ ગવર્નર આનરેબલ લૉર્ડ રે અમદાવાદ પધાર્યા હતા, તે પ્રસંગે થયેલી ધામધુમ વગેરેનું વર્ણન વર્તમાનપત્રોમાં તેજ વખતે પ્રગટ થઈ ચુક્યું છે. કેળવણી અને વિદ્યાવૃદ્ધિ તરફ એ નામદારનું વિશેષ વલણ હોવાથી એવા ખાતાઓ તરફ તે બહુ પ્રેમ રાખે છે, અને તેમના ઉત્કર્ષને માટે બનતી કાળજી પણ રાખે છે, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો હેતુ વિદ્યાવૃદ્ધિનો અને કેળવણીના કામને ઉત્તેજન આપવાનો છે. એવા કામમાં હોંસ ધરાવતા આ ઇલાકાના એક સર્વોપરિ અમલદારનો સંબંધ સોસાઈટી સાથે જોડવાની આકાંક્ષાથી એ નામદારનું અમદાવાદ પધારવું થયું તેનો લાભ લેઈ સોસાઈટીની વ્યવસ્થાપક મંડળીએ એક માનપત્ર એ નામદારને અર્પણ કરી નામદાર ગાયકવાડ મહારાજા સયાજીરાવની સાથે પોતે આ સોસાઈટીના પેટ્રન (મુરબ્બી) થવાની વિનતી તેમને કરી હતી અને અમને જણાવવાને ઘણો આનંદ થાય છે કે સોસાઈટીની એ વિનતી ને નામદારે ખુશીથી કબુલ રાખી સોસાઈટીને વિશેષ પ્રતિષ્ટિત કરી છે. શાહીબાગના મહેલમાં એ નામદારનો મુકામ હતો તે સ્થળે તા. ૧૭-૧૨-૮૭ ને રોજ બપોરના બાર વાગતે સોસાઈટીની વ્યવસ્થાપક મંડળીના સદ્‌ગૃહસ્થોનું ડેપ્યુટેશન એ નામદારની પરવાનગીથી ગયું હતું અને અગાઉથી તૈયાર કરી રાખેલું માનપત્ર ત્યાં વાંચી સભાસદોએ અર્પણ કર્યું હતું. મજકુર માનપત્રનો તથા એ નામદારે વાંચેલા તેના જવાબનો ભાવાર્થ નીચે પ્રમાણે છે. ]

### માનપત્રનો ભાવાર્થ

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના પેટ્રન (મુરબ્બી) થવાને આપ નામદારને અરજ ગુજારવાની પરવાનગી માગતાં અમો એ સોસાઈટીની મેનેજીંગ કમિટીના સભાસદો, મંડળીનો નમ્રપણે અહેવાલ નિવેદન કરવાની રજા માગીએ છીએ.

ગુજરાતની પ્રાચીન વિદ્યાને જાગૃત રાખવાના અને હાલ ચાલતી ભાષામાં વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવાના હેતુથી સને ૧૮૪૮ માં આ સોસાઈટી સ્થાપન કરી હતી. આ મંડળી સ્થાપવાનું માન પ્રખ્યાત મહૂંમ

દે૦—અમને તું હળખેડુ જેવાં જાણે છે ?

**ભીમ૦**—ત્યારે તમે દેશાવરની મુલકગીરી કરીને લોકોનો ઉપકાર કીધો છે ?

દે૦—ના. એ તો કાંઇ નથી કર્યું, પણ અમે કોઇ વખત કાંધાખત કર્યાં છે ખરાં.

**ભીમ૦**—ત્યારે તો એમાં લોકોને ખરો ફાયદો દીવાની તુરંગમાં છે, એટલો પણ તને કાંઈ નવો કીસબ બજાવ્યો છે ?

દે૦—નવા કીસબની શી જરૂર છે, અશલથી જે કરતા હોઇયે, તે કરવું.

**ભીમ૦**—તે અશલથી તમારો શો ધંધો છે ?

દે૦—અમે અદાલતમાં બેશીને સરકારનું કામ અને લોકોનું કામ બજાવિયે છીયે.

**ભીમ૦**—હરેક લોકને ટંટામાં નાખવા એ ઉપકારનું કામ છે ?

દે૦—પણ શાધે રસ્તે ચાલે નહીં, તેને શિક્ષા કરાવવી એ શું સારૂં કામ નથી ?

**ભીમ૦**—તેનો તપાસ રાખનારા અમલદાર લોકો નથી ? તમારે શા ઉચાટ છે ?

દે૦—પણ અમલદારને જાહેર કરનાર કોણ ?

**ભીમ૦**—જેની મરજી.

દે૦—તે હું છું, ત્યારે જુઓ સરકારના ફાયદાનું કામ ખરૂં કે નહિ ?

**ભીમ૦**—વાહ ! વાહ ! એ તો મોટો ફાયદો. પણ એવું કામ કરવાથી અજગરની પેઠે ઘરમાં સુખે બેસી રહેવું એ સારૂં છે કે નહીં ? અને એથી બીજું સારૂં કામ કાંઈ તમને સુજતું નથી ?

દે૦—અમારે અજગર જેવા થવું નથી.

**ભીમ૦**—તારૂં અંગરખું ઉતાર.

**શાસ્ત્રી૦**—અશ્યા સાંભળતો નથી કે શું ?

સોસાઇટીનુ નવુ મકાન બંધાવવા નાણાની જરૂર હતી ને મારૂ અરજ કરતા, તેની યાદીમા નવાબ સાહેબે સારી રકમ ભરી હતી.

(૪)

મુબાઇના ગવર્નર લોર્ડ રે વડોદરા રાજાનો રાજ્યાભિષેક થતી વખતે આ તરફ આવેલા એ તકનો લાભ લઇને સોસાઇટીએ એમને માનપત્ર આપીને સોસાઇટીના પેટ્રન થવા વિનંતિ કરી હતી, તેમ લુણાવાડાના મહારાજા શ્રી વખતસિંહજીને હિંદી સરકારે કે. સી. આઇ ઇ નો માનવંતો ઇલ્કાબ બક્ષ્યો તેની ખુશાલીમા સોસાઇટીએ એઓશ્રીને અભિનંદન પત્ર મોકલ્યો હતો.

એ રાજ્ય રેવાકાંઠા એજન્સીમા આવેલુ છે એનો રાજ્યવિસ્તાર ૩૮૮ ચોરસ માઇલનો છે, અને તેની વાર્ષિક ઉપજ આશરે છ લાખની છે. એ મુલક ફળદ્રુપ છે અને રાજ્યના જંગલમાંથી સારી ઉપજ આવે છે લુણાવાડાના રાજકર્તાઓ સોલંકી કુળના છે અને તેઓ સિદ્ધરાજ જયસિંહના વંશજો છે સ્વર્ગસ્થ મહારાજા સર વખતસિંહજીને સરકાર તરફથી ૧૧ તોપનુ માન મળતુ હતુ.

સોસાઇટીને એ કાળે રાજા મહારાજાઓ તરફથી સારી સહાયતા મળતી અને તેના કાર્ય પ્રત્યે એઓની સહાનુભૂતિ હતી

આગળમા કહ્યુ તેમ આપણી વિદ્યાની વૃદ્ધિ અને કેળવણી અર્થે રાજ્યાશ્રય આવશ્યક છે એ મદદ વિના વિદ્યાના સંશોધન અને શાસ્ત્રીય અભ્યાસ અને પ્રકાશનના કાર્યો થઇ ન જ શકે આપણે ઇચ્છીશુ કે આપણા રાજા મહારાજા આપણી જુની પરંપરા ને વિદ્યાને કેળવણીના સત્કાર્યોને ઉત્તેજન અને મદદ આપીને જીવંત અને ગતિમાન રાખે

ઉપરોક્ત ત્રણે માનપત્રો નીચે આંક ૧, ૨ અને ૩ મૂકીને આપ્યા છે.

(ન. ૧)

**નામદાર શ્રી દીવાન મહાખાન શ્રી સર શેરમહમદખાનજી**
**સાહેબ બહાદુર, કે. સી. આઇ. ઇ.**
**ની હજુરમાં.**

(૧) અમો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની વ્યવસ્થાપક કમિટીના મેમ્બરો અતિ નમ્રતાથી અને માનપૂર્વક આપ નામદારની હજુરમા આવવાની રજા માગીએ છીએ અને મામાણુ કૈસરે હિંદે આપ નામદારને કે. સી આઇ ઇ નો માનભરેલો ઇલ્કાબ આપ્યો છે તેને માટે ખુશી પ્રદર્શિત કરીએ છીએ અને આપને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપીએ છીએ

(૨) ગુજરાતમા કેળવણી અને વિદ્યાનો ફેલાવ કરવા માટે તથા ગુજરાતી ભાષામા પુસ્તક વૃદ્ધિ કરવા માટે આ સોસાઇટી ૧૮૪૮મા સ્થપાઇ

## પ્રકરણ ૧૧.

## કવિતાની ચોપડીઓ.

"The poet differs from ourselves simply because inspiration comes more often to him, and when it comes, he is able to give it beautiful and satisfying expression "

**F. H. Pritchard.**

( Books and readers, page 33 )

"To classify a given metrical composition as verse rather than as poetry is not therefore to condemning it utterly

Poetry is the art which expresses in metrical and otherwise fitting or congruous launge, self, life, nature, God and all their interactions realized or apprehended in a mood of emotional and imaginative exaltation, '

(The Realm of Poetry. **S. J. Brown,** page 71)

" ભુડા ભલા લોક તણા સ્વભાવ,
તથા બનેલા નવલા બનાવ,
તે વાતનુ વર્ણન હુ કરીશ,
ધીમાનની આગળ તે ધરીશ

પરોપકારી જન જે જણાયા,
કીધા રુડા કામ, રુડા ગણાયા,
તેઓ તણી કીર્તિ વળી વખાણુ,
કવિત્વનુ સાર્થક એજ જાણું

ગૃ. વ. સોસાઇટીની વ્યવસ્થાપક મુંડળીનો એવો નમ્ર અભિપ્રાય છે યુનિવર્સિટિની પદ્વિની પરીક્ષાઓના અધ્યયન ક્રમમાંથી દેશી ભાષાઓને બાતલ રાખવાથી હાલના વિદ્યાર્થીઓ દેશી ભાષાઓના જ્ઞાનની ખીલવણી કરવામાં નિરપૃહિ થાય છે, અને તેથી કરીને દેશી ભાષામાં લખનારાઓની અછત વધતી જાય છે, તથા જે થોડાક એ ભાષાઓમાં લખવાનું કામ ઉઠાવે છે તેમનું લખાણ એક સરખી રીતનું મળી આવતું નથી. કમિટી આશા રાખે છે કે આપ નામદાર, યુનિવર્સિટિ પોતાના અધ્યયન ક્રમમાં દેશી ભાષાઓ દાખલ કરે એવું તેને સમજાવીને, સોસાઇટીના હેતુને ઉત્તેજીત કરી શકશો. આ બાબત વિષે થોડા વખતમાં યુનિવર્સિટિને એક અરજી મોકલવાનો સોસાઇટીનો વિચાર છે.

આ નમ્ર વિનંતી સાંભળવાનું આનંદપૂર્વક માન્ય રાખ્યાને માટે સોસાઇટીની તરફથી અમે આપ નામદારનો ઉપકાર માનીએ છીએ.

## નામદાર ગવર્નર સાહેબે આપેલો ઉત્તર

ગૃહસ્થો, જે કામ કરવાનું તમારી સોસાઇટીએ માથે લીધું છે તે કામને હું અતિ અગત્યનું માનું છું. એ કામ જો કે ઘણાં છે તો પણ મારે કંઇ ઉમેરો કરવાનો છે.

તમારા પ્રાંતમાં સાધારણ રીતે સર્વના ગાવામાં આવતાં હોય તેવાં ગીતોનો સંગ્રહ કરવાનું કામ તમારી સોસાઇટી કરે તો સારૂં. એ કામ ઘણું અગત્યનું છે. તમારાથી બની શકે એવી સારી રીતે પ્રયત્ન કરીને એ ભાષાના સાહિત્યને મેળવીને સંઘરી રાખવુ જોઇએ. વળી સાધારણ ગીતોનાં થોડા થોડા ભાગ મળી આવે તેમને પણ ભેગા કરીને જાળવી રાખવા જોઇએ.

ગૃહસ્થો, મનોરંજક પુસ્તકો રચવાનું કામ તમારી સોસાઇટી કરે છે એમ તમારા માનપત્રમાં જણાવ્યું છે એવા મનોરંજક ભાષાના ગ્રંથોને હું વિશેષ કીમતી ગણું છું. એક વર્ગ તરીકે રમુજ તરફ તમારા લોકનું વલણ નથી અને તેથી કરીને કામકાજમાં રોકાઈ રહેતા તમારા ઘરડા માણસો તેમની જીંદગી થોડી ઘણી પણ રમુજમાં ગાળી શકે એવું કંઈ પણ કામ તમે કરશો તો તે ઘણું ઉપયોગી થઇ પડશે.

દેશી ભાષાઓને યુનિવર્સિટીની પદ્વિની પરીક્ષાઓમાં દાખલ કરાવવા સંબંધી તમે જે કહ્યું, તેને હું સંપૂર્ણ રીતે મળતો આવું છું. પણ ગૃહસ્થો, તમે જાણો છો કે યુનિવર્સિટી એ એક સ્વતંત્ર ખાતુ છે. તેનો વહીવટ સરકારના તાબામાં નથી અને જો કે હું તેનો અધ્યક્ષ છું તો પણ તેના કામકાજમાં વચ્ચે પડવાને ઇચ્છતો નથી, કારણ કે પોતાના કામમાં બીજાઓ

એવી રીતે, સન ૧૮૫૪ ના ઓગસ્ટ માસમાં સોસાઇટીના ઓન. સેક્રેટરી મી. કરટીસે કોઈ સાર વિષય ઉપર કવિતા રચીને વિદ્યાભ્યાસક મંડળીમાં વાંચી સંભળાવવાનું નિમંત્રણ આપ્યું હતું; તે પરથી એમણે 'રાજવિદ્યાભ્યાસ' નામનું કાવ્ય રચ્યું હતું. તેઓ જણાવે છે, "એ વખતમાં રાજાના કુંવરોને ભણાવવાનો કાંઈ પણ બંદોબસ્ત નહોતો માટે તે વાત ઘણી જરૂરની જાણીને રાજ વિદ્યાભ્યાસ નામની કવિતા રચીને સાદરેથી આવીને તા. ૪ થી સપ્ટેમ્બર સન ૧૮૫૪ ને સોમવારને રોજ સભામાં વાંચી સંભળાવી."

અને એમના "રાણીજીના છંદ" સન ૧૮૫૮ માં તા. ૮ મી નવેમ્બરના રોજ મહારાણીનું જાહેરનામું સભા મળી વાંચી સંભળાવ્યું હતું ત્યારે પહેલવહેલા વંચાયા હતા.*

અંગ ઉધારનો ઝઘડો, કવિતા વિલાસ, હંસ કાવ્ય વગેરે બુદ્ધિપ્રકાશમાં કટકે કટકે છપાયલાં; અને સાબળ શતસાઈ મી. કરટીસની સૂચનાથી સાબળના ગ્રંથો પરથી ગુંથેલી. ફાર્બસ વિરહ દલપતરામે ફાર્બસનું અવસાન થતાં લખેલું. ગુજરાતી કાવ્યસાહિત્યમાં તે એક ઉત્તમ વિલાપિકા કાવ્ય છે; અને તે આપણને કવિવર ટેનિસનનું 'ઇન મેમોરિયમ'નું સ્મરણ કરાવે છે. તેની રચના સંબંધમાં કવિ લખે છે કે, "સન ૧૮૬૫ ના ઓગસ્ટની ૩૧ મી તારીખે તેણે પૂનામાં દેહ મૂક્યો તેણે સ્વર્ગવાસ કર્યાથી મુંબઈ તથા ગુજરાતના લોકો બહુ દીલગીર થયા ને વર્તમાનપત્રોમાં પોકાર થઈ રહ્યો. તેનું નામ કાયમ રાખવા સારૂ હરેક ઠેકાણેથી લોકોએ આતુરતા દેખાડી. આપણા દેશી લોકો સાથે તે બહુ મિત્રતા રાખતો હતો. તેની યાદગીરી રાખવા સારૂ મારા અંતઃકરણના સ્નેહના ઉભરાથી મેં આ ફાર્બસ વિરહ નામની ન્હાની ચોપડી રચી છે."

ખરે જ, દી. બા. કૃષ્ણલાલ ઝવેરીના શબ્દોમાં કહીએ તો, "દ્રવતા હૃદયે એમણે આ કાવ્ય લખ્યું છે. વાચકનું અંતઃકરણ દ્રવે એવા ભાવવાળી અને મિત્ર વિરહની વેદના વહન કરતી કવિતા એઓ લખી શક્યા છે."×

"ગરબાવળી ભા. ૧" લો એમની પ્રસિદ્ધ ગરબીઓનો સંગ્રહ છે અને "કચ્છ ગરબાવળી" કચ્છનાં મહારાણીશ્રી નાનીબા સાહેબની ફરમાશથી રચી હતી.

---

* જુઓ ગુ. વ. સોસાઇટીનો ૫૦ વર્ષનો રીપોર્ટ—પૃ. ૭૪.

× ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો, પૃ. ૩૫.

## (નં. ૨.)

## મુંબઈના ગવર્નર લૉર્ડ રે

[ઇંગ્લંડના મહારાણી સાહેબને કે. સી. એસ. આઈ. ના ખેતાબનો ચાંદ અર્પણ કરવાની ક્રિયા માટે ગયા ડિસેમ્બર માસમાં મુંબાઇના લોકપ્રિય ગવર્નર સાહેબ લૉર્ડ રે અમદાવાદ પધાર્યા હતા, તે પ્રસંગે થયેલી ધામધુમ વગેરેનું વર્ણન વર્તમાનપત્રોમાં તેજ વખતે પ્રગટ થઇ ચૂક્યું છે. કેળવણી અને વિદ્યાવૃદ્ધિ તરફ એ નામદારનું વિશેષ વલણ હોવાથી એવા ખાતાઓ તરફ તે બહુ પ્રેમ રાખે છે, અને તેમના ઉત્કર્ષને માટે બનતી કાળજી પણ રાખે છે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો હેતુ વિદ્યાવૃદ્ધિનો અને કેળવણીના કામને ઉત્તેજન આપવાનો છે. એવા કામમાં પ્રેમ ધરાવતા આ ધારાસભાના એક સર્વોપરિ અમલદારનો સંબંધ સોસાઇટી સાથે જોડવાની આકાંક્ષાથી એ નામદારનું અમદાવાદ પધારવું થયું તેનો લાભ લેઇ એ સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીએ એક માનપત્ર એ નામદારને અર્પણ કરી નામદાર ગાયકવાડ મહારાજા સયાજીરાવની સાથે પોતે આ સોસાઇટીના પેટ્રન (મુરબ્બી) થવાની વિનતી તેમને કરી હતી અને અમને જણાવવાને વણો આનંદ થાય છે કે સોસાઇટીની એ વિનતી તે નામદારે ખુશીથી કબુલ રાખી સોસાઇટીને વિશેષ પ્રતિષ્ઠિત કરી છે. શાહીબાગના મહેલમાં એ નામદારનો મુકામ હતો ત્યાં તા. ૧૭-૧૨-૮૭ ને રોજ બપોરના બાર વાગતે સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીના સદ્‌ગૃહસ્થોનું ડેપ્યુટેશન એ નામદારની પરવાનગીથી ગયું હતું અને અગાઉથી તૈયાર કરી રાખેલું માનપત્ર ત્યાં વાંચી સભાગાનીને અર્પણ કર્યું હતું. સદરહુ માનપત્રનો તથા એ નામદારે વાળેલા તેના જવાબનો ભાવાર્થ નીચે પ્રમાણે હતો.]

### માનપત્રનો ભાવાર્થ

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પેટ્રન (મુરબ્બી) થવાને આપ નામદારને અરજ ગુજારવાની પરવાનગી માગતાં અમો એ સોસાઇટીની મેનેજીંગ કમિટીના સભાસદો, સદરહુ મંડળીનો સક્ષિપ્ત અહેવાલ નિવેદન કરવાની રજા માગીએ છીએ.

ગુજરાતની પ્રાચીન વિદ્યાને જાગ્રત રાખવાના અને હાલ ચાલતી ભાષામાં વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવાના હેતુથી સને ૧૮૪૮ માં આ સોસાઇટી સ્થાપન કરી હતી. આ મંડળી સ્થાપવાનું માન પ્રખ્યાત મહૂંમ

તમે દિવસે સૂવું દૂર કરો;
ભલી વિદ્યાના ભંડાર ભરો,
હવે જાગૃત થઈ કાંઈ જુક્તિ કરો. દેશી મિત્રો."×

એ જ પ્રમાણે દારૂ કેરી વસ્તુનું પ્રાબલ્ય તે કાળે આજના જેટલું વિસ્તૃત પ્રમાણમાં નહોતું; તેમ છતાં એ વ્યસનમાંથી દૂર રહેવા જે ઉપદેશ તેમણે આપ્યો છે તે સદા હિતકારક માલુમ પડશે:

" સજ્જન લોક વિચારી, સારી શિખામણ મન ધરીએજી રે;
જેમ તેમ મુખ બોલાએ, જેથી દિલમાં તેથી ડરીએ.
કેફ ન કરીએજી. ૧

તાળી પાડી દોષ દેખાડી, કહું છું દહાડી દહાડીજી રે;
મારૂં વેણ તમે માનો તો, તજજો મદિરા તાડી.—કેફ. ૨

કેફ કર્યાથી ઘટશે ભાઈ, ચિતમાંથી ચતુરાઈજી રે;
ધન ખરચી લેવી લુચાઇ, મોટી એ મુરખાઈ—કેફ. ૩

લાજ ઘટે ને કાજ ન સુધરે, એમ ન વિચારે આંધોજી રે;
સાર નથી એમ અંત્યે, ઘર ખોવાનો ધંધો—કેફ. ૪

વેદ પુરાણ કુરાન કિતાબો, જોજો તેહ તપાશીજી રે;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી સાબાશી—કેફ. ૫

કાજી મુલ્લાંનો મત એ છે, એ મત અખ્યારૂનોજી રે;
હિંદુમાં ગૌદવાથી પણ, દોષ ઘણો દારૂનો—કેફ. ૬

મદિરા સારૂં મારૂં તારૂં ચોર્યાનું ચિત્ત ચાશેજી રે;
કોઈ સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે—કેફ. ૭

વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીત રખડશોજી રે;
કહે દલપત કરમાં દીવો લઇ, કોઈ ન કુવામાં પડશો—કેફ."§ ૮

વળી કરજ ન કરવા વિષે એમની શિખામણ લક્ષમાં લેવાય તો સંસારમાંથી કલેશ જરૂર ઘટે:

× હુન્નરખાનની ચઢાઇ, પૃ. ૩૦.
§ દલપતકાવ્ય, ભા. ૧, પૃ. ૨૧૨.

for the cost of publication upon the support of enlightened princes. In order to give such aid to authors some enlightened Darbars and generous Gentlemen have presented to this Society funds ranging from Rs. 500 to 7500 with directions to apply the interest on them annually towards the composition and publication of useful works in Gujarati. The list of publications given in the last annual report of the Society will show what useful work is being done in that direction on this system by the Society.

The Committee beg leave to express their admiration of Your Highness' liberal educational policy and judicious charity and express a hope that the growth of a useful and entertaining literature will also have its share of Your Highness' attention,

Praying that Your Highness will be blessed with a long and happy career and will long enjoy the most eminent order to which Your Highness has been exalted.*

We beg to remain,
Your Highness' most obedient servant,
President,
**Ranchhodlal Chhotalal.**
Hon. Secretary. G. V. Sociaety.
**Mahipatram R. Nilkanth.**
Members
**Cawasji M. Karanjewala.**
**Keshavlal Motilal.**
**Nilkanth Dahyabhai** L. M. & S.
**Sangavi Nagindas Purshottamdas.**
**Khushaldas G. Patel.**
**K. H. Dhruva** B A.
**Krishnarao Bholanath.**
**J E. Tamna.**

* કમિટીના કાગળો સન ૧૮૮૯ ૨૧.

પ્રસિદ્ધ થઈ તેનો પરિચય કરાવવાનો છે, એટલે આ વિષયને વધુ નહિ વિસ્તારતાં, લેખનકાર્ય વિષે એમણે જે સુંદર વિચારો પ્રદર્શિત કર્યા છે, તે પ્રતિ વાચક તેમ લેખક બંધુનું ધ્યાન દોરી આ પ્રકરણ પૂરું કરીશું:—

" ન લખીશ નીતિ તલમાત્ર તજી,
ન લખીશ શબ્દ દિલ દ્વેષ સજી;
ન લખીશ જુક્તિ કરી જૂઠ જરી,
ન લખીશ ધર્મ નિજ દૂર ધરી.

લખ સત્ય કૃત્ય હરિનાં હરખી,
લખ પુણ્ય કામ જનનાં પરખી;
લખ દેશ કાજ ઉપદેશ ઘણો,
લખ સંપ થાય જન જાત તણો.

**ગીતિવૃત્ત.**

કટ દઇ પડજો ફાટી, જનિતા જગમાં કપૂત જણનારી;
તેમજ જાજો તૂટી, લખતાં લેખણ અનીતિ લખનારી. "×



× દલપતકાવ્ય ભા. ૧, પૃ. ૨૪.



રા. સા. મહીપતરામ રૂપરામ

૭ જોઇએ તેટલી સરસાઇ નહિ હોય, અથવા આવેલા નિબંધો ઈનામને લાયક નહિ હોય તો ઈનામ નાહ આપે અને તે ઈનામ આવતા વરસના ઈનામમાં મેળવી દેવામાં આવશે.

૮ પાસ થયેલો નિબંધ પાસ થયા પછી એક મહિનાની અંદર, ગુજરાત વર્નાક્યુલર સોસૈટી પ્રગટ કરશે, અને તેનું ઈનામ જાહેર સભામાં આપશે.†

અમદાવાદ,
તા. ૧૨ એપ્રિલ સન ૧૮૬૪. } સહી: સોરાબજી જમશેદજી જીજીભાઈ.

પ્રસ્તુત ફંડના ઇનામમાંથી આજ પર્યન્ત ૨૧ પુસ્તકો રચાઇને બહાર પડેલાં છે; પણ આ પહેલા ખંડની કાળમર્યાદા સન ૧૮૭૮ સુધી રાખેલી છે, તેથી અમે એ ગાળામાં જે નિબંધો લખાઇને આવેલા તેની જ સમાલોચના કરીશું.

પહેલો નિબંધ 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' એ વિષયપર શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસનો આવેલો અને તેની ઉત્તમતા વિષે એટલું નોંધવું બસ થશે કે તેનું સ્થાન લે એવું બીજું પુસ્તક અદ્યાપિ ઉપલબ્ધ નથી; અને એમની એ વિષયની યોગ્યતા વિષે કવિશ્રી દલપતરામે 'ઉત્સર્ગ માળા'ની પ્રસ્તાવનામાં એમની–શાસ્ત્રીની–અન્ય કૃતિમાં દર્શાવેલો અભિપ્રાય ટાંકીશું:-

"ગુજરાતમાં શાસ્ત્રીઓ છે પણ આવો નિબંધ રચી શકે એવા તો વ્રજલાલ શાસ્ત્રી જ છે. એ શાસ્ત્રી વિદ્યા ખાતાને ઘણા ઉપયોગી છે."

સદરહુ નિબંધ રચવામાં એમણે ઘણાં હસ્તલિખિત પુસ્તકોનો ઉપયોગ કરેલો અને તે કાર્યમાં સાધનો જોતાં એમનો એ પ્રયાસ ખરેખર સ્તુતિપાત્ર લેખાય. એમણે એ નિબંધમાં નોંધેલી ઘણી ખરી હાથપ્રતો ગેરવલ્લે ગઈ છે એ બહુ શોચનીય થયું છે.

આવો બીજો ભાષા વિષયક નિબંધ "ઉત્સર્ગમાળા" નામથી એમણે રચ્યો હતો. એમાં સંસ્કૃતમાંથી પ્રાકૃત, પ્રાકૃતમાંથી અપભ્રંશ અને અપભ્રંશમાંથી જુની ગુજરાતી કેવી રીતે વિકાસ પામી હાલની સ્થિતિએ પહોંચી છે તેના ઉત્સર્ગ નિયમો સમજાવેલા છે; અને ભાષાનો વિકાસ અને વિકાર સમજવા માટે આ નિબંધ અભ્યાસીને મદદગાર અને ઉપયોગી થાય એવો છે; એટલુંજ નહિ પણ ગુજરાતીમાં આ વિષયનો અભ્યાસ કરનારને આ

† બુદ્ધિપ્રકાશ, ૧૮૬૮; પૃ. ૧૫૪–૧૫૫.

We have every hope that Your Highness will succeed in making the State of Cutch a model native state in this respect.

The first great step towards the accomplishment of this object is popular education. In this respect this Society has received the most generous aid from the Cutch Council of Regency during Your Highness's minority, and we have no doubt that having assumed the administration of the state into your own hands Your Highness will continue to patronise Gujarati literature in the same judicious and liberal manner.

We beg leave to conclude this humble letter with a prayer to Almighty that He may give Your Highness long life and health for the welfare and advancement of the subjects whom He in His Providence has committed to Your Highness's care.+

Gujarat Vernacular Society's Office,<br>Ahmedabad.<br>5th November 1884.

We beg to subscribe ourselves,

Your Highness's most obdt.<br>servants.

President.<br>
(Sd) પ્રેમાભાઈ હીમાભાઈ.

Honorary Secretary.<br>
(Sd) **Mahipatram Rupram.**

Members.<br>
(Sd.) **Narbheram Rugnathdas.**<br>
" **Motilal Lalbhai.**<br>
(સહી) કવિ દલપતરામ ડાહ્યાભાઈ.<br>
(Sd.) **Bholanath Sarabhai.**<br>
" **Abaji V. Kathavati.**<br>
" **Ghelabhai M. Laiwala.**

+ અંગ્રેજી પત્રવ્યવહારનું દફતર સન ૧૮૮૪–૮૫.

વાંચતો ગયો, તેમ તેમ મારા વિચારોને મજબુતી મળતી ગઈ. તેમાં જ્યારે પાને ૪૪ મે જરાવસ્થા વિષે દ્રિઅર્થી છપ્પય વાંચ્યો ત્યારે નિશ્ચય થયો કે આ રચના કોઈ તેજસ્વી કવિના મગજમાંથી ચમકી નીકળી છે. કેમકે થોડાં વર્ષો ઉપર અહીંના માસ્તર ચતુર્ભૂજ શિવજીએ મને સરસ કવિતા રચના વિષે એક પોતાનું જોડેલું કવિત વંચાવ્યું હતું. તે એ કે,

**કવિત—મનહર.**

કવિ કેયે તેજ જેના કથનની છબિ જાણે,
રવિના પ્રકાશ પેર હણે અંધકારને;
નીરદથી નીર ઝરે, વીર હાથ તીર ખરે,
ભેદે દિલ ભૂમિ એવા શોધે શબ્દસારને;
સ્વદેશનું પરમેશ પાસે હિત માગે સદા,
વાણી છે શિક્ષિત અને પ્યારી નર નારને;
ગાયે અહોનિશ રામ, સત્ય જે સુંદરશ્યામ,
ચતુર કરે પ્રણામ કાવ્ય કરનારને.

(એની પહેલી લીટીનો પહેલો, બીજીનો બીજો, એમ ચડતો અક્ષર લેતાં કવિ દલપતરામનું નામ નીકળે છે) એ મુજબ આ આખા નિબંધમાં આદ્યંત એ પ્રકારનીજ છુટક કવિતા મારા જોવામાં આવતાં મને તે નાટક દુરસ્ત લાગ્યું.

વિશેષ, સોસાઇટીએ પણ મારૂં પસંદ કરેલ નાટક બંહાલ કર્યું અને વળી કવીશ્વર દલપતરામની કલમથી લખાયેલું છે, એવું આપે જણાવ્યું; તો હવે તે રસયુક્ત હોય તેમાં હું કાંઈ આશ્ચર્ય સમજતો નથી. એ નાટકનો પ્રથમ છપાવ્યાનો હક મેં આગળ લખ્યો છે તેમ તેનાં રચનારનેજ આપશો, અને રૂ. ૧૦૦) તેની હકદારીથી ઈનામ આપી બીજા રૂ. ૫૦) ની હુંડી મેં આ સાથે બીડી છે, તેમાં લખ્યા રૂપિયા કવીશ્વર દલપતરામને શાબાશી કરીને આપશો, તથા જણાવશો કે, નાની રકમ ઉપર જરા પણ નજર ન પહોંચાડતાં એ નાટકના ગુણોથી મારા મોહની નિશાની તરીકે તે અંગીકાર કરશો.

તે સારા કાગળ તથા સફાઈથી તરત છપાવવા વાજબી ભાસે તો તજવીજ કરાવશો, અને તે છપાઈ બહાર પડે ત્યારે મારે માટે નકલ ૫૦ મોકલશો. તેની કીંમત હું આપીશ, એજ વિનંતી.

લી૦

ઠક્કર ગોવિંદજી વિ. ધરમશીની
સલામ.

સુધારાના વિચારોની છાપ મહીપતરામ પર છેક ન્હાનપણથી પડેલી. તે સંસ્કાર પાડનાર એમના ગુરૂ દુર્ગારામ મહેતાજી હતા. લોકોનું ઘોર અજ્ઞાન અને ખોટા વહેમો ટાળવાને મહેતાજીએ "માનવ ધર્મ સભા" નામની એક સંસ્થા સ્થાપી હતી. એમના સહાયકોમાં દાદોબા, દલપતરામ માસ્તર, દામોદરદાસ અને દીનમણિશંકર હતા; અને તેમના નામનો પ્રથમ અક્ષર "દ" થી શરૂ થતો તેથી એ ટોળી 'પાંચ દદ્દા' ના ઉપનામથી ઓળખાતી. લોકોને સસ્તું વાચન સાહિત્ય આપવા માટે તેઓએ સુરતમાં એક પુસ્તક પ્રસારક મંડળી કાઢી હતી અને તે કાર્ય માટે મુંબઈથી ગ્રંથો છાપવાનું એક શિલા છાપ મંગાવ્યું હતું. મહેતાજી દુર્ગારામ તો ચકલે ચકલે ફરી લોકોને જાદુ, ભૂતપ્રેત વગેરેમાં નહિ માનવા, બાળલગ્નનો અનિષ્ટ ચાલ બંધ કરવા તેમ વિધવા વિવાહ કરવા ઉપદેશ આપતા. આ વિચારો જુના રૂઢિચુસ્ત લોકોને પસંદ પડતા નહિ; અને તેઓ તેથી ગુસ્સે થતા અને મહેતાજીને મનમાં આવે તેમ ગાળો ભાંડતા. તેઓ એટલેથી અટકેલા નહિ. એક પ્રસંગે દાવ મળતાં, દુર્ગારામને ખોખરા કરાવવા સુદ્ધાંત ચુકેલા નહિ. મહીપતરામે એ બનાવ "દુર્ગારામ ચરિત્ર"માં નીચે પ્રમાણે વર્ણવ્યો છેઃ

"મારી ઉમર એ વેળા ૧૪ વરસની હતી તોપણ હું માનવધર્મ સભામાં વખતે જતો. ત્યાંના ભાષણોમાં થોડી સમજ પડતી તો પણ મનોરંજક લાગતા. ફરિયા મહોલ્લાથી દાદુબાના ઘર લગી જતાં કેટલાક માણસોએ મહેતાજી ઉપર હુમલો કર્યો હતો તે મેં નજરે જોયો હતો. મહેતાજીનો બચાવ કરવાને એક લકુ પારસી તેની પાછળ ચાલતો હતો અને પાછો ફરી હુમલો કરનારને દૂર કરતો હતો. તે વેળા હું બાજુએ ચાલતો હતો એટલું મને સાંભરે છે. મારૂં હૃદય એ વેળા મહેતાજીના પક્ષમાં હતું. મારૂં મન તેની ભણી ખેંચાતું અને તેની નિંદા સાંભળી હું નાખુશ થતો."*

એમના જીવન પર નવા વિચારની આ પ્રમાણે જે અસર થવા પામેલી તે પ્રતિદિન વધતી ગયેલી, અને તે વિષે એમના અભિપ્રાય એટલા દૃઢ થયા હતા કે દુર્ગારામ મહેતાજીએ તક સાંપડતાં, પુનર્વિવાહ ન કર્યો અને કુંવારી કન્યાને પરણ્યા, એ કાયર કૃત્યને તેઓ એમના ગુરુ હતા છતાં મહીપતરામે વખોડયું હતું અને એવી રીતે એમના અન્યમિત્ર કરસનદાસ મૂળજીએ ત્રીજી વારનું લગ્ન સાસરીઆઓની મૂર્ખાઈભરેલી મરજી માન્ય રાખીને કર્યું તે બદલ એમણે ઓછા સખ્ત શબ્દો વાપર્યા ન હતા. સુધારાના કાર્યમાં

* દુર્ગારામ ચરિત્ર, પૃ ૬

તે પછીનો નિબંધ "ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન" એ વિષયપર છે; અને તે માટેનું ઇનામ શ્રી. વિઠ્ઠલદાસ ધનજીભાઈને મળ્યું હતું. હિન્દુસ્તાનમાં વેપારની પાયમાલીનાં કારણો એમણે ટાઇમ્સ ઓફ ઇન્ડિયામાં-થી ઉતારો કરીને દર્શાવ્યાં હતાં. તે વખતે પણ પ્રજા સરકારની આપમતલબી રાજનીતિથી અજ્ઞાત નહોતી તે એ ઉતારો બતાવી આપે છે. જુઓ, તેમાં શું લખ્યું છે:

૧. અંગ્રેજોનું રાજ થયા પછી હિંદુસ્તાનનું બજાર માલ મોકલનારને બદલે ખરીદનાર થયું, તેથી વેપાર અને નફાને ઘણું નુકશાન પહોંચ્યું.

૨. હિંદુસ્તાનના રાજાઓ જો કે પેહેલાં નકામું લશ્કર રાખીને ઘણો ખરચ કરતા હતા, પણ તેથી વેપારને કદી કાંઈ નુકશાન થતું નહીં. પણ હાલમાં તો લશ્કરી સામાન સરંજામ વિલાયતથી મગાવતાં લાખો રૂપીઆ વિલાયત મોકલવા પડે છે.

૩. અમીર ઉમરાવો પેહેલાં પોતાનો ભભકો રાખવાને હજારો પૈસા ખરચતા હતા પણ તેઓ હાલમાં પડી ભાગ્યા છે. અને તેથી તેટલા પૈસાની છત બજારમાં ઓછી થઈ છે.

૪. અગાઉના વખતમાં મુખ્ય અધીકારીઓ દેશીઓ હતા માટે પૈસો દેશમાંજ રહેતો, પણ અંગ્રેજી રાજ્યમાં મોટા હોદ્દેદારો અંગ્રેજો છે, તેથી તેઓ ઘણો પૈસો વરસોવરસ વિલાયત મોકલે છે. તેમજ મરનાર અંગ્રેજોનાં બૈરાં છોકરાંને પેનશન તરીકે હિંદુસ્તાનને દર વરસે મોટી રકમ આપવી પડે છે.

૫. વળી હિંદુસ્તાનનું જાણીતું લશ્કરી ભારે ખરચ, તે પણ મુખ્ય કારણ છે. કેમકે તેથી હિંદુસ્તાનને દર વરસે મોટી રકમ વિલાયત મોકલવી પડે છે.

૬. રેલવે, કનાલ વગેરે યુરોપીઅનોએ (યુરોપીઅનોના પૈસાથી) સ્થાપી છે, જેથી સરકારની બાંહ્યધરીનું વ્યાજ તેમને મળે છે, ને તેનું ફળ બધું ઈંગ્લાંડ જાય છે ને તેથી પડતી ખોટ હિંદુસ્તાનને આપવી પડે છે.

૭. આ વિના વળી લોકોને ભારે કર આપવા પડે છે (તે પણ કારણ છે).

૮. ઉલટે વેપારમાં પણ યુરોપીઅનો એટલા લાગ્યા છે કે, તેમની બરાબરી દેશીઓ કરી શકતા નથી."†

---

† ગુજરાતનો ઉત્કર્ષ થવાનાં સાધન વિષે નિબંધ, પૃ. ૧૩૧ થી ૧૩૨.

સારૂં ચાલી શકે નહિ, માટે તમે ત્યાં જઇને ભણાવવાની યુક્તિઓ શીખી આવો. તમારા ખરચનો બંદોબસ્ત હું કરીશ."×

તે કાળે પરદેશ સેવવો એ એક સાહસ હતું; તેમાંય દરિયો ઓળંગવો એ રુઢિ વિરુદ્ધ હોઇને બહુ વિષમ કાર્ય હતું. હિન્દુસ્તાનની હદ છોડી કોઇ ભાગ્યેજ બહાર જતું. કદાચ કોઈ એવું જોખમ ખેડે તો તેને ગ્નાતિ ગ્નાતિ બહાર મૂકતી; અને ગ્નાતિના બંધન અને શિષ્ટ (discipline) એટલાં સખ્ત અને સજ્જડ હતા કે ભલભલા તાલેવંત અને આગેવાન પુરુષો તેના ત્રાસથી ગુંગળાઇ જાય. તેનો કંઇક ખ્યાલ આવવા ભાનુસુખરામ રચિત મહીપતરામ ચરિત્રમાંથી એક ફકરો આપીશું:

"મારા પિતામહ મહીપતરામના સાઢુ થાય, સાઢુનું સગપણ સૌથી શીળું, મોટું અને નિકટનું. કહ્યું છે કે સગપણમાં સાઢુ અને જમણમાં લાડુ, એ સગપણને લીધે મારા પિતામહનું ઘર વિલાયતી પક્ષમાં જોડાયું. મારા માતામહ લોકે માની લીધેલી મહીપતરામની કૃતઘ્નતાને લીધે એમનાથી વિરુદ્ધ એટલે તે શુદ્ધ પક્ષમાં. મારાં માતુશ્રી કહેતા કે અંટસ એવો જામ્યો હતો કે મારાથી પીયેર જવાતું નહિ, માબાપને મળાતુ નહિ. આ પ્રમાણે વહુ દીકરી સાસરા પીયેર કરી શકતી નહિ, એક બીજાનાં ઘરમાજ જવાનો પ્રતિબંધ તો પછી ખાવા પીવાની તો વાતજ શી કરવી! કદાપિ શુદ્ધ પક્ષનો સ્ત્રી કે પુરુષ વર્ગ વિલાયતી પક્ષના ઘરના દ્વાર આગળ ઉભેલો સામા પક્ષના જોવામા આવે તો આખી ન્યાતમા તેની વાતો ચાલે અને અનેક ગુલબાનો ઉડે. આથી એક પક્ષના સ્ત્રી ને પુરુષથી સામા પક્ષનાં સ્ત્રી ને પુરુષની સાથે હળાય મળાય નહિ તેમ સાધારણ વાતો પણ થઈ શકે નહિ. આવો ત્રાસ થોડો વખત રહ્યો, પણ દુઃખના દિવસ દહાડા, તેમ દહાડા જતાં એ ત્રાસ મોળો પડ્યો અને છૂપાં છૂપા વહુ દીકરીઓએ સાસરા પીયેર કરવા માડયા અને ઘરના બારણા વાસીને ખાવા પીવાનું પણ આરંભ્યુ. દિવસે દિવસે મમત ઓછો થઇ ગયો અને એક બીજા મળવા હળવા લાગ્યા તો પણ પાંચ વર્ષ સુધી નાગરી ન્યાતે મહીપતરામ રૂપી સંકટ ભોગવ્યુ. "†

મહીપતરામે બીજે દિવસે એમનાં પત્ની સૌ. પાર્વતીકુંવરની અનુમતિ મેળવી, ઇગ્લાંડ જવાની હોપ સાહેબને હા પાડી. ખરેખર તે એ જમાનામાં

× મહીપતરામ ચરિત્ર, પૃ. ૪૨.

† મહીપતરામ ચરિત્ર, પૃ. ૭૮.

એમનો જન્મ ૧૮ મી જાન્યુઆરી ૧૮૩૬ ના રોજ થયો હતો. માતપિતા ગરીબ હતાં; અને મામાને ત્યાં રહીને મોટા થયા હતા અને વિદ્યાભ્યાસ કર્યો હતો. પ્રાથમિક અભ્યાસ સરકારી ગુજરાતી નિશાળમાં તુલજારામ મહેતાજીના હાથ નીચે કર્યો હતો અને ઇંગ્રેજીનો અભ્યાસ રા. સા. ભોગીલાલભાઈ અને મી. ટી. બી. કર્ટીસ પાસે આશરે સાડાપાંચ વર્ષ કર્યો હતો. તે દરમિયાન મરાઠી તથા ઉર્દુ ખાનગી શિખ્યા હતા.

શરૂઆતમાં લશ્કરી પે-ખાતામાં નોકરી કરી હતી; પછી ખેડા વિભાગના ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર નિમાયા હતા, અને પાછળથી મામલત મેળવી હતી.

તેઓ જેમ કાર્યકુશળ અને બુદ્ધિશાળી તેમ સ્વભાવે મિલનસાર અને મમતાળુ હતા. તેના પરિણામે તેઓ ઉપરી અધિકારીની મહેરબાની મેળવી શકતા તેમ પ્રજાની ચાહના સંપાદન કરતા; અને ખેડા જીલ્લામાં ડેપ્યુટી તરીકે કામ કરતી વખતે તેઓએ એ જીલ્લાના મહેતાજીઓનો એટલો બધો પ્યાર મેળવ્યો હતો કે તેમની બદલી બીજા ખાતામાં થતાં, તેમના સંભારણામાં તેઓએ એક ઉઘરાણું કરી, તે રકમ એમની નામના કાયમ રહે એવો એકાદ વિષય પસંદ કરી, તે પર નિબંધ લખાવવા સોસાઇટીને સોંપી હતી.

આથી સોસાઇટીએ સન ૧૮૬૮ ના જાન્યુઆરીમાં જાહેર ખબર છપાવી કે, "ગુજરાતી ભાષાના શબ્દો સંસ્કૃતમાંથી કેવી રીતે અપભ્રંશ થયા અને ગુજરાતી વાક્યોમાં તે શબ્દો કેવી રીતે વપરાય છે" તે વિષે સરસ નિબંધ લખનારને રૂ. ૨૦૦ નું રાવ સાહેબ હરિલાલ મોહનલાલ ઇનામ સોસાઇટી આપશે. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસનો નિબંધ મંજુર થયો હતો અને તે "ઉત્સર્ગમાળા" નામે પ્રસિદ્ધ થયો હતો, જે વિષે પૂર્વે ઉલ્લેખ કરેલો છે.

એ નિબંધ વિષે લેખકે યથાર્થ જ કહ્યું છે કે "આ ઉત્સર્ગને ધ્યાનમાં રાખનાર પુરૂષ સંસ્કૃત ઉપરથી ગૂર્જર ભાષા આ પ્રમાણે થઇ છે તે સમજશે અને શબ્દ ઘડવાની ટંકસાલ તેને હાથ લાગશે."†

---

† ઉત્સર્ગમાળા પૃ. ૮.

મળેલી અને છેવટની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા કે તુરતજ એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટયુટમાં રૂા. ૪૦ ના માસિક પગારથી તેઓ શિક્ષક નિમાયા હતા.

આ સઘળો સમય એમણે જાહેર પ્રવૃત્તિમાંથી ચિત્ત અલગ રાખેલું. હવે ફરીહામ પડતાં, તેઓ પાછા સાર્વજનિક કાર્યમાં જોડાયા. ગુજરાતી જ્ઞાનપ્રસારક મંડળી અને સ્ટુડન્ટસ સોસાઈટીના તેઓ સભ્ય હતા તોપણ હિન્દુ સમાજની ઉન્નતિ સાધવા એક સ્વતંત્ર મંડળીની અગત્ય એમને માલુમ પડી, તે પરથી કેટલાક મિત્રો સાથે મળીને એમણે બુદ્ધિવર્ધક સભા સ્થાપી. એ સભાના ગંગાદાસ કીશોરદાસ પ્રમુખ, નર્મદાશંકર લાલશંકર ઉપ-પ્રમુખ, ચીમનલાલ નંદલાલ ને મુરલીધર ગીરધર કીલીદારો, કરસનદાસ મૂળજી, ઝવેરીલાલ ઉમિયાશંકર, કરસનદાસ માધવદાસ; ત્રિભુવનદાસ દ્વારકાંદાસ કારોબારી કમિટીના સભ્યો અને મહીપતરામ સેક્રેટરી નિમાયા હતા. વળી સદરહુ મંડળ તરફથી "બુદ્ધિવર્ધક" નામનું માસિક કાઢવા સારૂ વિચાર કરવા પ્રાથમિક સભા મહીપતરામના મકાને જ મળી હતી.

તે અરસામાં કરસનદાસ મૂળજીનું ડિસે જવાનું થયું અને તેઓ "સત્યપ્રકાશ" નામનું અઠવાડીક પત્ર ચલાવતા હતા તેનું સંપાદન કાર્ય મહીપતરામને શિર આવી પડયું. પ્રસ્તુત પત્રમાં વૈષ્ણવ મંદિરોના ગેરવહિવટ અને તેના મહારાજોની અયોગ્ય નીતિ અને વર્તન વિષે હાલની "પોલ પત્રિકા" ની પેઠે સખત લખાણ આવતું. તે પુષ્કળ વંચાતું તેમ ચર્ચાતું અને કરસનદાસ પોતે વૈષ્ણવ સંપ્રદાયના હોવાથી એમના તે આક્ષેપોની અસર વિશેષ અને જલદ થતી અને તે કારણે "સત્યપ્રકાશ" સુધારક વર્ગનું એક વાજીંત્ર ગણાતું હતું.

તે પ્રતિષ્ઠા અને રીતિનીતિ જાળવી રાખવા અને તેની સાથે જનકલ્યાણ અને સુધારાનું કાર્ય આગળ ધપાવ્યે રાખવું એ તેના નવા તંત્રી માટે ઓછું મુશ્કેલીભર્યું કાર્ય નહોતું. તે પત્રની એ વર્ષોની ફાઈલ ઉપલબ્ધ નથી કે આપણે જોઇ શકીએ કે મહીપતરામનું એમાંનું લખાણ કેવા પ્રકારનું આવતું; તેમાં કયા કયા વિષયો ચર્ચાતા અને વાંચકવર્ગ પર તેની શી અસર થવા પામતી, પણ એ ઉણપ બીજી રીતે પુરાય છે. મહીપતરામે પોતે એ કાર્યની નોંધ કરસનદાસ ચરિત્રમાં કરેલી છે. તેઓ લખે છે:—

"મેં પણ સ્વદેશીઓના કુચાલ ઉપર હુમલા જારી રાખ્યા. ઘર ખટલામાં સાસુ વહુની લડાઈથી કલેશ થાય છે, આળસથી ખરાબી થાય છે, હોળીના ભાંડથી અને લગ્નના ફટાણાથી અનીતિનાં બીજ રોપાય છે

ખોલવાની ફરજ પડી. નવી વ્યવસ્થા થઈ તેમાં ગુજરાતના સારા નસીબે મી. થિયોડર સી. હોપને સન ૧૮૫૬ માં ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નિમવામાં આવ્યા. એમના સમભાવી વર્તન અને ઊંડી નજરથી પ્રાંતમાં કેળવણીના કાર્યને પુષ્કળ વેગ મળ્યો અને એઓ જોઈ શક્યા કે એ કાર્યમાં સોસાઇટીની સેવા બહુ મદદગાર થાય એવી છે. તેથી તેઓ સોસાઇટીના લાઇફ મેમ્બર થયા એટલું જ નહિ પણ સાથે સાથે 'ગુપ્ત રીતે એક સારી રકમ સોસૈટીને ભેટ કરી.' વળી અમદાવાદમાં કૉલેજ સ્થાપવાનો વિચાર એમણે જ પ્રથમ ઉપાડી લીધો અને પ્રાથમિક શાળા માટે સારાં પાઠ્યપુસ્તકોની ખોટ પૂરી પાડવા સારૂ "વાચનમાળા" ના પ્રયોજક તેઓ જ હતા; જે વાચનમાળા પાછળથી હોપ વાચનમાળાના નામથી પ્રસિદ્ધિ પામી છે; પરંતુ તે વખતે લોક એટલા અજ્ઞાન હતા કે તેઓ કેળવણીનું મૂલ્ય સમજતા નહિ અને પાઠ્ય પુસ્તકો જેની કિંમત મોંઘી રહેતી તેથી તે ખરીદતા નહિ. પાઠ્ય પુસ્તકોના મોંઘાપણા વિષે પછાડી લખેલું છે જ. અને આ અડચણ ઓછી કરવા એક ઉપરી અધિકારીએ શરૂઆતમાં ફતેહમંદ વિદ્યાર્થીને સાલ, પાઘડી કે દુપટ્ટા આપવાનો રિવાજ હતો તે બદલીને, તેને બદલે શાળોપયોગી પુસ્તકો આપવાની પ્રથા પાડી હતી. એ વિષે સન ૧૮૫૦-૫૧ ના બૉર્ડ ઓફ એજ્યુકેશનના રીપોર્ટમાં નીચેની પંક્તિઓ મળી આવે છેઃ—

"..................this year however I ventured to supply books instead of pagrees etc. In introducing this slight change............I was principally influenced by the consideration that parents have frequently been represented as unwilling to purchase books for their children, exceeding one rupee in price, while the greater number of books yet published in Gujarati are of a considerably higher price." (Page 42)

## સસ્તાં શાળોપયોગી પુસ્તકો.

આ પરિસ્થિતિ લક્ષમાં લઇને હોપ સાહેબે સોસાઇટીને શાળોપયોગી પુસ્તકો સસ્તી કિંમતે છાપી આપવાનો આગ્રહ કર્યો. દલપતરામ એમના સોસૈટીના ઇતિહાસમાં લખે છે, "હોપ સાહેબે એવું કહ્યું કે સરકારી નિશાળોમાં ભણવાની ચોપડીઓ મુંબાઇમાં છપાય છે તેનો ભાવ ઘણો મોંઘો

નિશ્ચય વિષે સંદેહ હોવાથી તથા બીજા સુધારાવાળા થોડા અને તે થોડા જૂદી જૂદી નાતના હોવાથી તેમની મદદની આશા રાખી શકાય નહિ, આવા વિચારથી મારૂ મન ડોલવા લાગ્યુ. એ વેળા મને હિમ્મત આપનાર અને માઈ મન દૃઢ રાખનાર મારા સગા સંબંધીઓમા આ મારી પ્રાણપ્રિય ભાર્યા માત્ર હતી. સુરતમા અને મુબાઇમા તેને ડગાવવાનો પ્રયત્ન જેણે જેણે કર્યો તે વ્યર્થ ગયો."§

પ્રસ્તુત ચિત્રની પૂર્તિ રૂપે એ જ પરદેશ ગમનના વિષય પરત્વે એક હાસ્ય જનક પ્રસગ શ્રીયુત નરસિંહરાવે વર્ણવ્યો છે, તે આ ચિત્રની વાસ્તવિકતા લક્ષમા આવવા અમે નોધીએ છીએ —

"વડોદરામા એક પ્રસગે મહીપતરામ મ્હારા વડીલ બન્ધુ ભીમરાવને ઘેર પ્હરણા હતા, સાઝે ઘરના ઓટલા ઉપર ભીમરાવ, મહીપતરામ અને બીજા એક બે મિત્રો બેઠા હતા, પેલા જુનાગઢી ગૃહસ્થ પણ હતા. એઓને ભીમરાવે મહીપતરામનુ ઓળખાણ કરાવ્યુ, તરત જ એ ગૃહસ્થ બોલી ઊઠયા. 'આ મહીપતરામ કે? આપણી નાતમા ઘોળ ઘાલ્યો હતો તેજ આ મહીપતરામ? ઓ શંકરભાઇ! આમ આવો, મહીપતરામ જોવા હોય તો"×

અમદાવાદનુ એમનુ મિત્ર મડળ અને સરદાર ભોળાનાથભાઇએ મહીપતરામની પડખે ઉભા રહી એમના એ પ્રવાસન કાર્યને ઉત્તેજન આપ્યુ હતુ અને કવિ દલપતરામે એ પ્રસગ વિષે કવિતા રચી, ગાયુ હતુ કે,

"નાગર સાગર મારગે, મહા મુસાફરિ કામ;
તેમાં હિંમત તે ઘણી રાખી મહિપતરામ.

* * * *

ગણુશા ગવાશે ગીતમાં ગુણ તુજ ગામો ગામ;
રાજેથીની રીત તે રાખી મહિપતરામ.

* * * *

બકે છકે તે છો બકે દુરછ અક્કલની ટેવ;
જતાં હશે તેમજ જશે નીર નેરનાં નેવ.
સમાધાન સઘળું થશે નક્કી થશે નીરાંત;
ખાતો થાશે વાંચવા રેવાશે દષ્ટાંત."•

§ જુઓ 'પાર્વતીકુવર આખ્યાન' પૃ. ૧૩-૧૪

× સ્મરણ મુકુર, પૃ ૩૬.

• નડિયાદથી તે પહેલા એક પાટીદાર બંધુ ગયેલા પણ તેમને જ્ઞાતિ તરફથી મહીપતરામ જેવી વિટંબણા વેઠવી પડેલી નહિ

ખોલવાની ફરજ પડી. નવી વ્યવસ્થા થઈ તેમાં ગુજરાતના નસીબે મી. થિયોડર સી. હોપને સન ૧૮૫૬ માં ઉત્તર વિભાગના કેળવણી ઈન્સ્પેક્ટર નિમવામાં આવ્યા. એમના સમભાવી વર્ત્તમીટી નજરથી પ્રાંતમાં કેળવણીના કાર્યને પુષ્કળ વેગ મળ્યો અને જોઈ શક્યા કે એ કાર્યમાં સોસાઇટીની સેવા બહુ મદદગાર થાય એ તેથી તેઓ સોસાઇટીના લાઇફ મેમ્બર થયા એટલું જ નહિ પણ સાથે 'ગુપ્ત રીતે એક સારી રકમ સોસૈટીને ભેટ કરી.' વળી અમદાવાદ કૉલેજ સ્થાપવાનો વિચાર એમણે જ પ્રથમ ઉપાડી લીધો અને પ્રાથમિક શાળા માટે સાંઘી પાંઠ્યપુસ્તકોની ખોટ પૂરી પાડવા સારૂ "વાચનમાળા" પ્રયોજક તેઓ જ હતા; જે વાચનમાળા પાછળથી હોપ વાચનમાળાના નામથી પ્રસિદ્ધિ પામી છે; પરંતુ તે વખતે લોક એટલા અજ્ઞાન હતા; તેઓ કેળવણીનું મૂલ્ય સમજતા નહિ અને પાઠ્ય પુસ્તકો જેની કિંમત મોંઘી રહેતી તેથી તે ખરીદતા નહિ. પાઠ્ય પુસ્તકોના મોંઘાપણા વિષે પછાડી લખેલું છે જ. અને આ અડચણ ઓછી કરવા એક ઉપરી અધિકારીએ શરૂઆતમાં ફતેહમંદ વિદ્યાર્થીને સાલ, પાઘડી કે દુપટ્ટા આપવાનો રિવાજ હતો તે બદલીને, તેને બદલે શાળોપયોગી પુસ્તકો આપવાની પ્રથા પાડી હતી. એ વિષે સન ૧૮૫૦-૫૧ ના બૉર્ડ ઑફ એજ્યુકેશનના રીપોર્ટમાં નીચેની પંક્તિઓ મળી આવે છે:—

"..................this year however I ventured to supply books instead of pagrees etc. In introducing this slight change...........I was principally influenced by the consideration that parents have frequently been represented as unwilling to purchase books for their children, exceeding one rupee in price, while the greater number of books yet published in Gujarati are of a considerably higher price." (Page 42)

## સસ્તાં શાળોપયોગી પુસ્તકો.

આ પરિસ્થિતિ લક્ષમાં લઇને હોપ સાહેબે સોસાઇટીને શાળોપયોગી પુસ્તકો સસ્તી કિંમતે છાપી આપવાનો આગ્રહ કર્યો. દલપતરામ એમના સોસૈટીના ઇતિહાસમાં લખે છે, "હોપ સાહેબે એવું કહ્યું કે સરકારી નિશાળોમાં ભણવાની ચોપડીઓ મુંબાઈમાં છપાય છે તેનો ભાવ ઘણો મોંઘો

ઇંગ્લાંડથી પાછા ફર્યા બાદ મહીપતરામના ધૈર્ય અને હિંમતની કસોટી થવા માંડી એમની સાથે સંબંધ રાખ્યાના કારણે સગા સંબંધી અને અન્ય સ્નેહીઓની સ્થિતિ કફોડી થઈ ન પડે એ આશયથી તેઓ શરૂઆતથી જ્ઞાતિએ એમને નાત બહાર મૂકેલા હોવાથી જુદું ઘર રાખીને રહ્યા હતા એ પ્રસંગને આલેખતા, તેઓ કહે છે

'મારા બાપ તથા મારી પત્ની મારી જોડે રહેવાને તૈયાર થયા બે રોઉને ના કરી પિતા ઘણા વૃદ્ધ હતા તેમને મેં સમજાવી મારા કાકા કાકીની એકઠા રાખ્યા, પણ મારી પ્રાણપ્રિય ભાર્યાએ મારી સલાહ ન માનતા કહ્યું કે મારે મરવું જીવવું, દુઃખ સુખ જે થાય તે તમારી સાથે મારે નાતનો ખપ નથી, તમારો ખપ છે "×

તે પછી તેઓ અમદાવાદ આવ્યા, ત્યાંના આગેવાન શહેરીઓએ જાહેર મેળાવડો કરી એમનું ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું એ આખોય પ્રસંગ ઐતિહાસિક અને સમકાલીન સમાજના વિચાર અને લાગણીનું નિરૂપણ કરતો હોઇને તેનો સમગ્ર અહેવાલ પ્રસ્તુત પ્રકરણના અંતે પરિશિષ્ટ ૫ માં જોડ્યો છે

એવામાં એમના પિતા સ્વર્ગવાસી થયાના સમાચાર મહીપતરામને મળ્યા તે વખતે એમનો પુત્ર માંદો હતો તેમને લઇને તુરત તેઓ સુરત જવા નિકળ્યા તે પછીનો વૃત્તાંત એમના જ શબ્દોમાં આપીશું

'નાતનો સ્વપરૂપી અગ્નિ ધુધવાઈ રહ્યો હતો તેનો એ વેળા ત્યાં ભડકો થયો પ્રથમ મારે માટે વિચાર કરવાને સુરતના નાગર ગૃહસ્થની નાત ત્યાંના બાનાજીના દહેરામાં મળી તે વારે મારા મિત્રોના સામા થવાથી મને નાતબહાર મૂકવાનો ઠરાવ થઇ શક્યો ન હતો આ વેળા મારા સામાવાળીઆની મદદે ભિક્ષુક વર્ગ ધાયો મારા ગોરે દશમાની અગીઆર માની અને બારમાની ક્રિયા કરાવવાની ના કહી અને સઘળા બ્રાહ્મણે સંપ કર્યો કે જે મને ક્રિયા કરાવે તેને નાતબહાર મૂકવો એમ અતિ ગાઢું અંધારું આખી નાતમાં અને બીજી નાતોમાં હો હો થઈ રહી હું ઇંગ્લાંડથી આવ્યો ત્યારે મારા દર્શન કરવાને લોક આવતા, અને રસ્તેથી જતો હોઉં તે વારે મને જોવાને સૈંગ ઘરમાંથી બાયડીઓ ને ઓટલે દોડી આવતા આ વેળા ઠામ ઠામ માણસોના ટોળા મળી મારી વાતો કરે મારા ઘરમાં ન ઉતરતા પાડોશીનું ઘર ભાડે રાખી તેમાં હમે ઉતર્યા હતા કાઇએ વાત

× પાર્વતી સ્વયંવર આખ્યાન, પૃ. ૨૫

મોકલવાની ફરજ પડી. નવી વ્યવસ્થા થઈ તેમાં ગુજરાતના સારા નસીબે મી. થિયેડર સી. હોપને સન ૧૮૫૬ માં ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નિમવામાં આવ્યા. એમના સ્વભાવી વર્તન અને મીઠી નજરથી પ્રાંતમાં કેળવણીના કાર્યને પુષ્કળ વેગ મળ્યો અને એઓ જોઈ શક્યા કે એ કાર્યમાં સોસાઇટીની સેવા બહુ મદદગાર થાય એવી છે. તેથી તેઓ સોસાઇટીના લાઇફ મેમ્બર થયા એટલું જ નહિ પણ સાથે સાથે 'ગુપ્ત રીતે એક સારી રકમ સોસૈટીને ભેટ કરી.' વળી અમદાવાદમાં કૉલેજ સ્થાપવાનો વિચાર એમણે જ પ્રથમ ઉપાડી લીધો અને પ્રાથમિક શાળા માટે સારાં પાઠયપુસ્તકોની ખોટ પૂરી પાડવા સારૂ "વાચનમાળા" ના પ્રયોજક તેઓ જ હતા; જે વાચનમાળા પાછળથી હોપ વાચનમાળાના નામથી પ્રસિદ્ધિ પામી છે; પરંતુ તે વખતે લોક એટલા અજ્ઞાન હતા કે તેઓ કેળવણીનું મૂલ્ય સમજતા નહિ અને પાઠ્ય પુસ્તકો જેની કિંમત મોંઘી રહેતી તેથી તે ખરીદતા નહિ. પાઠ્ય પુસ્તકોના મોંઘાપણા વિષે પાછળ લખેલું છે જ. અને આ અડચણ ઓછી કરવા એક ઉપરી અધિકારીએ શરૂઆતમાં ફતેહચંદ વિદ્યાર્થીને સાલ, પાઘડી કે દુપટા આપવાનો રિવાજ હતો તે બદલીને, તેને બદલે શાળોપયોગી પુસ્તકો આપવાની પ્રથા પાડી હતી. એ વિષે સન ૧૮૫૦–૫૧ ના બૉર્ડ ઓફ એજ્યુકેશનના રીપોર્ટમાં નીચેની પંક્તિઓ મળી આવે છેઃ—

"..................this year however I ventured *to* supply books instead of pagrees etc. In introducing this slight change............I was principally influenced by the consideration that parents have frequently been represented as unwilling to purchase books for their children, exceeding one rupee in price, while the greater number of books yet published in Gujarati are of a considerably higher price." (Page 42)

## સસ્તાં શાળોપયોગી પુસ્તકો.

આ પરિસ્થિતિ લક્ષમાં લઇને હોપ સાહેબે સોસાઇટીને શાળોપયોગી પુસ્તકો સસ્તી કિંમતે છાપી આપવાનો આગ્રહ કર્યો. દલપતરામ એમના સોસૈટીના ઇતિહાસમાં લખે છે, "હોપ સાહેબે એવું કહ્યું કે સરકારી નિશાળોમાં ભણવાની ચોપડીઓ મુંબાઇમાં છપાય છે તેનો ભાવ ઘણો મોંઘો

ફેબ્રુઆરી સન ૧૮૬૫ ના રોજ મળેલી તેમા સોસાઈટીના કાર્ય વિષે વિવેચન કરતા, મહીપતરામે છેવટમા એ સૂચના કરેલી તે આજે પણ અવગણવા જેવી નાહ જણાય—

"હાલ સોસાઇટી એક આસીસ્ટંટ સેક્રેટરી રાખે છે. તેનું મુખ્ય કામ એ છે કે જુના ગુજરાતી લેખો શોધી કહાડી, ખરીદ કરી, અથવા બીજી ઘટતી રીતે મેળવી એકઠા કરવા, હસ્તદોષ હોય તે સુધારવા અને પછી તેઓને છપાવી પ્રસિદ્ધ કરવા. એ કામ હાલ ચાલે છે તેથી વધારે ધમકથી ચલાવવું એ વાત ઠીક છે. એ કામથી મોટા ફાયદા થાય છે, તેની હું ના કહેતો નથી, તો પણ હું એટલુ કહું છું કે આપણે ફક્ત એથી તૃપ્ત રહેવું ન જોઇએ. અંગ્રેજી અમલ બેઠાની પૂર્વે જેટલી સુધરાઇ પર આપણો દેશ હતો તેને લાયક વિચારો એ લેખોમાં છે; જે નવા અને સારા વિચાર ત્યાર પછી યુરોપમા પ્રગટ થયા છે, તેમાનો એક તેમા નથી. અને તેથી એ પુસ્તકો પ્રગટ કરેથી આપણા લોકનાં મન એક પગથીએ પણ ઉંચાં ચડવાના નથી. એ જુના ગ્રંથોની જોડે નવા અને સારા ગદ્યના ગ્રંથો છપાશે નહિ તો ઉલટો બીગાડ થશે, કેમકે એ જુની કવિતાઓ વેહેમ ભરેલા પુષ્કળ મતોથી ભરેલી છે. પુનામા "દક્ષણ પ્રાઇઝ કમીટી' છે તે નવા પુસ્તકો રચવાને માટે છે, તેમ ગુજરાતમા પણ જોઇએ. એ કામ વર્નાક્યુલર સોસાયટી કરતા વધારે સારૂં કોણ કરી શકવાનુ છે? માટે મારો મત એવો છે કે જેમ હાલ જુના ગ્રથોને બહાર પાડવાને એક આસીસ્ટંટ સેક્રેટરી છે, તેમજ અગ્રેજીમાથી તરજુમો કરવાને એક, અને અંગ્રેજી ગ્રથોમાથી સાર અને મતલબ કહાડવાને એક, એવા બે આસીસ્ટંટ સેક્રેટરીઓ મેહરબાન કરટીસ સાહેબના હાથ નીચે જોઈએ. એ અગત્યની સૂચના કરી હું બેસવાની રજા લેઉં છુ."[1]

મહીપતરામનું મુખ્ય કાર્ય તે ગુજરાતમા કેળવણીના પ્રચારાર્થે ટ્રેન્ડ શિક્ષકો તૈયાર કરવાનુ હતુ અને તે કાર્ય એમણે લગભગ ૩૦ વર્ષ સુધી કર્યું હતુ. એટલે એક પ્રખર સસાર સુધારકની પેઠે એક નિષ્ણાત કેળવણીકાર તરીકે એમનું નામ દેશભરમા એટલુજ પ્રસિદ્ધ અને કીર્તિવત છે. એમના હાથ નીચે સ્કોલરોએ તાલીમ મેળવીને ગુરુના નામને યશસ્વી કર્યું છે, તેમા સ્વ. લાલશંકર અને રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાના નામો મુખ્ય સ્થાન લે છે.

1 બુદ્ધિપ્રકાશ, સન ૧૮૬૫, પૃ. ૧૦૦.

| | | | |
|---|---|---|---|
| ૮ | નિશાળોમાં હિસાબ રાખવાના નમુના | ૬૦ | ૨૦૦ |
| ૯ | દેશી હિસાબ ભા. ૧ લો | ૪૦ | ૩૦૦૦૦ |
| ૧૦ | ,, ,, ભા. ૨ જો | ૭૮ | ૧૯૦૦૦ |
| ૧૧ | ,, ,, ભા. ૩ જો | ૧૨૪ | ૩૦૦૦ |
| ૧૨ | ભૂગોળનો ઉપયોગ કરવાની રીતિનો ગ્રંથ | ૫૪ | ૫૦૦ |
| ૧૩ | નિરખ વિષે | ૨૭ | ૫૦૦ |
| | | | કુલ. ૬૨૬૦૦ |

આ ધોરણે સન ૧૮૬૮ સુધી જે પુસ્તકો સસ્તી કિંમતે અપાયાં હતાં તેની સંખ્યા ૧૪૧૭૫૦ આપેલી છે; તેમ સોસાઇટીનાં પ્રકાશનની સંખ્યા ૨૭૫૬૯૯ જણાવેલી છે. આ સિવાય બીજા લેખકોનાં પુસ્તકો સોસાઇટી હસ્તક વેચાયાં તેની સંખ્યા ૨૫૯૩૯૮ ગણત્રીમાં લેતાં એકંદરે પુસ્તક પ્રચારનો આંકડો ૬૭૬૮૪૭ થાય છે.

કહેવાનું તાત્પર્ય કે જ્ઞાન પ્રચારની દૃષ્ટિએ સોસાઇટીનું આ કાર્ય, જનતાગાં કેળવણીનું વાતાવરણ ઉભું કરવામાં મદદગાર અને ઉપયોગી તેમ વખતસરનું હતું, એમ કોઈ પણ તટસ્થ નિરીક્ષકને કબુલવું પડશે.

આની આડકતરી બીજી અસર એ થઇ હતી કે સરકારે સોસાઈટીનાં પ્રકાશનોને ઉત્તેજન આપવા માંડ્યું; અને હોપ સાહેબે તો નિયમ કર્યો હતો કે, "તેમના તાબાની તમામ ગુજરાતી નિશાળોમાં ઇનામ વેહેંચવાને જેટલા રૂપિઆની ચોપડીઓ જોઇએ તેમાંની અરધી સરકારની અને અરધી ગુજરાત વર્નાક્યુલર સોસૈટીની ચોપડીઓ લેવા માંડી. એટલે વરસ દહાડામાં આસરે હજાર રૂપીઆની ચોપડીઓ તેઓ ખરીદ કરતા હતા; ને બુદ્ધિપ્રકાશ ચોપાનીઉં પણ નિશાળ લૈબ્રરીઓમાં તેમણે રખાવ્યું."×

## હોપ વાચનમાળા.

નિશાળ માટે સારાં પાઠ્ય પુસ્તકો તે સમયે નહોતાં અને તે ખામી પૂરી પાડવાને હોપ સાહેબે વાચનમાળાની યોજના ઉપાડી લીધી હતી; અને તે કાર્યમાં સોસાઈટીના પ્રાણરૂપ કવિ દલપતરામની સેવા સોસાઇટી પાસેથી ૭ માસ માટે ઉછીતી માગી. તેમણે કમિટીને કહ્યું કે, "૭ મહિના સુધી ચોપડીઓ રચવાના કામમાં દલપતરામને અમને સોંપો અને સોસૈટીના

× બુદ્ધિપ્રકાશ ૧૮૭૮, પૃ. ૧૪૬

પ્રેરણા મહીપતરામને નવલરામે સન ૧૮૭૦ ના મે માસના 'શાળા પત્ર'ના અંકમા જણાવ્યુ છે તેમ, મુંબાઈમાં પ્રથમ એલ્ફિન્સ્ટન સ્કુલ પેપર, જેણે પછી 'એજ્યુકેશનલ રેકર્ડ' નામ ધારણ કર્યું અને તે મરાઠી 'શાળા પત્ર જોઈને થયો અને એ વિચાર તેમણે ઘણી ઉદારતાથી અમલમા મૂકયો.[1]

સ્વર્ગસ્થ કમળાશંકરભાઇના શબ્દોમા કહીએ તો "રા. સા. મહીપતરામભાઈએ 'શાળાપત્ર' દ્વારા ગુજરાતી સાહિત્યની સેવા બજાવી ને શિક્ષકવર્ગને ઉપયોગી અનેક પ્રકારના વિષયોનું વિવેચન ઇ. સ. ૧૮૬૨ ના જુલાઇથી તે ઈ. સ. ૧૮૭૦ ના એપ્રિલ સુધી, પરોપકાર વૃત્તિએ, કંઇ પણ લવાજમ લીધા વિના કર્યું," [2] અને સન ૧૮૮૮ ના સપ્ટેંબર માસથી તે સન ૧૮૯૧ ના મે સુધી ફરીવાર 'ગુજરાત શાળાપત્ર' નું તંત્રીપદ એમના હસ્તક રહ્યુ તે પરત્વે તેઓ લખે છે, "નિશાળોના શિક્ષકોને તેમના કર્તવ્યો કરવામા વધારે મદદ કરે એવા પ્રકારના વિષયો આ 'શાળાપત્ર' મા પ્રકટ કરવા એવી આજ્ઞા કેળવણી ખાતાના ઉપરી સાહેબે કરી માટે હવેથી તેમ કરવામા આવશે. આ કારણથી ર. મા. મહીપતરામભાઈના બીજા વખતના તન્ત્રીપણાના 'શાળાપત્ર' મા સામાજિક, ધાર્મિક, રાજકીય, કે અન્ય સામાન્ય વિષયો જોવામા આવતા નથી, તેમજ ગ્રન્થ સમાલોચનાનો વિષય પણ ઓછો ઓછો થતો જાય છે, કેમકે કેળવણી સાથે પ્રત્યક્ષ સબન્ધ ધરાવનાર સિવાય અન્ય ગ્રન્થોની સમાલોચના ન કરવી એવી ખાતા તરફથી આજ્ઞા, ઉપના વાક્યથી સમજાય છે તેમ, એમને મળી હતી "[3]

મહીપતરામના અવસાન બાદ 'ગુજરાત શાળાપત્ર' જે નરને સ્વર્ગસ્થ ચલાવતા તે પ્રમાણે સોસાઇટીને તેનો વહિવટ સોપવા માગણી કરવામાં આવી હતી અને તેમ કરવાનુ કારણ એમ દર્શાવાયુ હતુ કે, ' the present offer to undertake the Gujarati Shalapatra is made solely with a view to assist the Educational Department in propagating knowledge and vernacular literature in Gujarat and to further the object of the Society."

---

1 'શાળાપત્ર' જ્યુબિલિ અંક, પૃ ૧૧
2 'શાળાપત્ર' જ્યુબિલિ અંક, પૃ. ૧૧
3 'શાળાપત્ર' જ્યુબિલિ અંક, પૃ ૧૮

કહ્યું છે. અને તેવું કરવાનો પુરો પ્રયત્ન કરવા જતાં ભાષાંતરની ભાષા બેડોળ અને ઘણે ઠેકાણે સાધારણ વાંચનારથી સમજાય નહિ તેવી થઈ જાય કારણ ઇંગ્રેજી ગ્રંથનું ગુજરાતીમાં ભાષાંતર કરવામાં એમ થવાનો સંભવ ઘણો છે. વળી ઇંગ્રેજી પુસ્તકો ઇંગ્રેજોને માટે લખેલાં હોય છે તેનું કેટલુંક લખાણ ગુજરાતી વાચનારને લાગુ પડે નહિ માટે તેનાં ભાષાંતરોમાં એ તરફની ખોડ આવ્યા વગર રહે નહિ એ વિગેરે કારણોથી ભાષાંતરને બદલે મૂળ ગ્રંથમાંથી, (પોતાની તરફનું નવું નહિ ઉમેરતાં) મતલબ લેઇ શુદ્ધ અને સરળ ગુજરાતીમા ગ્રંથ રચાવશો તો આપનો તથા કોંસિલનો હેતુ પાર પડશે અને ટોડ સાહેબના રસિક પુસ્તકનો સઘળો સાર અને સઘળી ખુબી ભરેલો રસિક ગુજરાતી ગ્રંથ બનશે. ભાષાંતરને બદલે કામ્પીલેશન કરવાના બીજા લાભો પણ છે. અઘરી ઇંગ્રેજી ચોપડીઓનાં ભાષાંતર કરવાના પ્રયત્નો આ સોસાઈટી તથા ડીરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના એ પ્રમાણે નિષ્ફળ ગયા છે. એ અનુભવ ઉપરથી શબ્દે શબ્દ અને વાક્યે વાક્યના ભાષાતર ન કરાવતાં ગ્રંથનો ભાવાર્થ લેવાની રીત અમને વધારે પસંદ પડે છે. અંબાલાલ કૃત અર્થશાસ્ત્ર એ પ્રકારનું પુસ્તક છે. એમ કરવામા ભાષાતર કરનારને કેટલીક છૂટ લેવી પડે છે પણ જે અસલ ગ્રંથમા હોય તેને ઠામે બીજું કાંઈ તે દાખલ કરે નહિ. ને જે ઇંગ્રેજને લાગતું હોય તે મુકી દે અથવા ઇંગ્રેજને માટે છે એમ સમજાય તેમ લખે. વળી કર્નલ ટૉડના વખત પછી જે જ્ઞાન વધ્યું છે કે તેની ભૂલ જણાઈ છે તે બિના નોટમા જણાવવી જોઇએ. ઉપોદ્‌ઘાત અને ભૂગોળના ભાગ વગેરેમાં ઘણુંક લખાણ છે તે ભાષાતરમા લેવા વિશે શક જેવું લાગે છે. આ બધી વાતનો વિચાર કરી નિર્ણય કરી શકે તેવા કોઇ ભાષાંતર કરવામા અનુભવી વિદ્વાનને સોપેથી કૌંસીલનો રૂડો હેતુ પાર પડવાનો વધારે સંભવ છે. એવો કોઇ પુરૂષ આપના જાણવામા ન હોય તો તેવો ખોળી કાઢવાના કામમાં હું ખુશીથી મદદ કરીશ. આખા ટૉડકૃત રાજસ્થાનનું એ પ્રકારનું ભાષાંતર કરવાને ત્રણેક વરસ લાગે. આખું પુસ્તક બહુ મોટું થઈ જશે માટે ત્રણ ભાગ કરી છપાવતા સુગમ પડશે. છપાવવા જેટલો ભાગ થાય એટલે તે છપાવવો. એમ થોડા વર્ષમા આખો ગ્રંથ પૂરો થશે."*

મહીપતરામની પ્રવૃત્તિ કોઈ એક સંસ્થામાં કેન્દ્રિત ન હતી. શહેરની તમામ પ્રવૃત્તિમા તેઓ આગેવાન ભાગ લેતા; અને ઘણીખરીના તેઓ મુખ્ય સંચાલક હતા. એ સંબંધમા ગોવર્ધનરામનો અભિપ્રાય ટાંકીશું:—

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૦, પૃ. ૧૧૧-૧૧૨.

જેણને ફરમાવતા, તે પાઠ તૈયાર કરી અમે બુક કમીટીમાં અમારા પ્રેસીડેંટ રા. સા. ભોગીલાલ આગળ વાંચી જતા ને તેમની સૂચના મુજબ ભાષામાં કે બાબતમાં જે સુધારો કરવો ઘટાર્થ હોય તે કરતા. કમીટીમાં મંજુર થયા પછી તે પાઠ હોપ સાહેબ જાતે વાંચી જોતા ને તેમાં કંઈ ફેરફાર કરવા જેવું હોય તો તે પાઠ બનાવનારને બતલાવી વધારો ઘટાડો કરવો પડે તે કરીને તેની સાફ નકલ ઉતારવા બુક કમીટીના કારકુનને આપતા.

દરરોજ અમારે એ પ્રમાણે સવારના દશથી તે પાછલા પહોરના પાંચ લગી કામ કરવું પડતું. ફક્ત પહેલી ચોપડી તૈયાર કરવાને મહીપતરામ અને હોપ સાહેબ એને અઢી માસ કરતાં ઓછી મુદત લાગી ન હતી. એવી મતલબથી એ ચોપડી રચી છે કે બાવન અક્ષરો અ થી જ્ઞ સુધી આવે ને તેની સાથે બારાખડી ને જોડાક્ષરની સમજ પણ આવી જાય; કે નાનાં બાળકોને વર્ણમાળા શીખવાને જે નીરસ શ્રમ પડે છે, તે ન લેવો પડે. એ વાત ધ્યાનમાં રાખીને વાક્યો તથા શબ્દો ગોઠવ્યાં છે. વર્ણ, બારાખડી અને જોડાક્ષર શીખતાં નાનાં છોકરાંને ૩-૪ માસ લાગે છે, તે કષ્ટ દૂર કરી અર્થસહિત વાંચન શીખે તો તેથી બાળકને આનંદ થાય, ને વળી આંખની સાથે અક્કલ પણ કેળવાય. એવી મતલબ એ પહેલી ચોપડીમાં રાખેલી હતી, પણ મૂળ ધારણા રાખનાર પુરૂષની ઇચ્છા ફળીભૂત થઇ નહિ...વાંચનમાળાના પાઠોની વહેંચણ એવી રાખી હતી કે વિદ્યા સંબંધી તથા સાધારણ (સામાન્ય) જ્ઞાન સંબંધી પાઠો તૈયાર કરવાનું મને સોંપવામાં આવ્યું હતું. નીતિ સંબંધી ને ભૂગોળ સંબંધી પાઠો રચવાનું કામ રા. સા. મહીપતરામને તથા વનસ્પતિ ને પ્રાણી સંબંધી પાઠો લખવાનું રા. સા. મયારામને, ઇતિહાસ સંબંધીના પાઠો રા. સા. પ્રાણલાલ લખતા. ઇતિહાસના પાઠો અંગ્રેજીમાં જે. બી. પીલ સાહેબ તૈયાર કરતા...કવિતાના પાઠ રચવા સારૂ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇને બુક કમીટીમાં દાખલ કર્યા હતા. કયા વિષયપર કવિતા કરાવવી તે કામ રા. સા. મહીપતરામની મુનસફીપર છોડવામાં આવ્યું હતું, તથા બીજાં ગુજરાતી કવિતાનાં પુસ્તકોમાંથી યોગ્ય પાઠ તૈયાર કરવાનું કામ પણ રા. સા. મહીપતરામ જ કરતા. પ્રત્યેક પાઠ ચાર વખત વાંચવામાં આવતો. પ્રથમ બુક કમીટીમાં પ્રેસીડેંટની રૂબરૂ વંચાય, પછી હોપ સાહેબ વાંચે, તેમાંની કાઢેલી ખામીઓ સુધારી બીજી વખત બુક કમીટીમાં વંચાય, ને હોપ સાહેબની મંજૂરી અંતે થાય ત્યારે તેની સાફ નકલ થાય. એવી રીતે એ કામ અમે જૂનથી અકટોબર આખર

તેમ છતાં આપણે નવાઈ પામીશું કે એમણે 'વનરાજ ચાવડો' 'સિદ્ધરાજ જયસિંહ' 'સાસુ વહુની લડાઈ' અને 'ભવાઈ સંગ્રહ' જેવા સ્વતંત્ર પુસ્તકો રચીને ગુજરાતી સાહિત્યને જુદા જુદા વિભાગમાં સમૃદ્ધ કર્યું હતું. 'અકબર ચરિત્ર' તો એમણે "બુદ્ધિ પ્રકાશ" માં કટકે કટકે લખીને પ્રસિદ્ધ કરેલું અને 'ગ્રીસ દેશનો ઇતિહાસ' પ્રથમ કેળવણી ખાતા માટે સ્મિથના ઇતિહાસની ન્હાની આવૃત્તિ પરથી લખેલો તે પાછળથી સોસાયટીએ છપાવ્યો હતો. 'દુર્ગારામ ચરિત્ર' અને 'કરસનદાસ મૂળજી ચરિત્ર' એ બે પુસ્તકો લખીને એમણે પોતાના ગુરુ પ્રત્યેનું અને મિત્ર પ્રત્યેનું ઋણ અદા કર્યું હતુ અને એ ચરિત્ર ગ્રંથો, કહેવાની જરૂર નથી કે એ સમયનું સમાજચિત્ર અવલોકવાને અન્ય સાધનોને અભાવે ખરેખર કિંમતી નિવડયા છે.

સંસાર સુધારાનો ઉપદેશ કરવાને બહાર પડયા ન હોય એમ એમના ઉપરોક્ત ગ્રંથમા તેમણે પ્રસ્તુત અપ્રસ્તુત સ્થાને અનિષ્ટ સાંસારિક રિવાજોને ચર્ચ્યા છે. 'સાસુ વહુની લડાઈ' એક સુધારકની વૃત્તિમાંથી ઉદ્‌ભવેલી અને 'ભવાઇ સંગ્રહ'મા પણ એમનો એજ સુધારાનો હેતુ જણાય છે. "સાઠીના સાહિત્યનું દિગ્દર્શન" માં શ્રીયુત ડાહ્યાભાઈ લખે છે, "દરેક ચાલુ રિવાજ અથવા સંસ્થાને સુધારવા એ રા. સા મહીપતરામનો સ્વભાવ જ પડી ગયલો એટલે તે વખતે ભજવાતી ભવાઇઓમા બિભત્સપણુ છે એમ સમજવા છતા પણ ભવાઇની સંસ્થા જળવાઈ રહેવાની અગત્ય એમને દેખાઇ. આથી એમણે તેમાના વાધાભર્યા તત્વો દૂર કરવા અને પાત્રોને અસભ્ય ભાષા વાપરતા છોડાવવાના પ્રયત્નો આદર્યા."+

ટ્રેનિંગ કોલેજમા રાત દિવસ ગુજરાતીમાજ વ્યવહાર રાખવાનો હોઇને એમનુ ગદ્ય લખાણ આપણે ઇચ્છીએ એવું જોમવાળુ, અસરકારક અને લાલિત્યભર્યું તો નથી, એમ કહેવું જોઇએ. તેનું કારણ શ્રીયુત નરસિંહરાવે એમનું સંસ્કૃત જ્ઞાનનુ અજ્ઞાન "સ્મરણ મુકુર"માં કેટલાક ઉદાહરણો આપીને બતાવ્યું છે તે હોય, અથવા તો દિ. બ. ઝવેરી જણાવે છે તેમ 'લેખકની જેવું હોય તેવુ જણાવી દેવાની ટેવ અને તેમના વ્યવહારોચિત વ્યક્તિત્વ જેવું તે ગદ્ય પણ—અકલ્પનાત્મક અને નિરસ રહ્યું." અને તેના પરિણામે એમની લેખન શૈલીએ 'એકસરખી જ જડસમતા ધારણ કરી" હતી.†

+ 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' પૃ. ૧૮૭ [ ફુટનોટ ]

* જુઓ 'સ્મરણ મુકુર' પૃ. ૪૩.

† જુઓ 'ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો' પૃ. ૧૭૭.

આગળ વધ્યા એમ કહી શકાય. જ્યાં સુધી ગુજરાતી શબ્દકોષ તૈયાર થાય નહિ ત્યાં સુધી એ પ્રશ્નનો છેવટનો નિર્ણય કરવો એ એક કઠિન કાર્ય રહેશે.

૪૮. પ્રસ્તુત વાચનમાળાનું કામ પુરૂં થયે તેની પ્રત તપાસવા માટે ડૉ. ગ્લાસગોને મોકલી અપાઇ હતી. એ કાર્ય પસંદ પડયું છે, એવી નોંધ સાથે એમણે કેટલીક કિંમતી સૂચનાઓ લખી મોકલી, તે જોડણીના નિયમાનુસાર વ્યવસ્થિત કરી, તેની સાફ નકલ રા. સા. ભોગીલાલને રાજકોટ મોકલી આપવામાં આવી હતી."

Orthographical
Reading
of the Gujarati Language

Compiled in 1858,
for the purpose of regulating the orthography
of the New Reading Series,
by a Committee composed of
Rao Saheb Bhogilal Pranvallubhdas,
Rao Saheb [illegible] Kuvardas,
Mr. Mahipatram Rupram,
Kavi Dalpatram Dayabhai,
Mr. Mayaram Shambhunath,
Rao Saheb [illegible] [illegible],
under the direction of
Theodore C. Hope
Educational Inspr N.D.

આર્યના સમાજના કાર્યનો દ્વિગુણ ભાર મહીપતરામે પૂર્ણ બળથી વહ્યો; પણ તે પાંચ વર્ષ સુધીજ; ૧૮૯૧ ના મે માસમાં આ ભક્તવર્ગની સૂર્ય-માળામાના મુખ્ય ગ્રહોમાંનો એક એ ગ્રહ પણ અસ્ત પામ્યો; 'અસ્ત થયો ગ્રહ આદિ ઊગ્યો પણ બીજે ઠામે,' એમ આશ્વાસન ભક્તવૃન્દે લીધું. "†

છેલ્લે આપણે એમની સોસાઇટીની સેવા વિચારીએ. સોસાઇટીનું કાર્ય વેગવંતુ અને વ્યવસ્થિત રીતે થાય તે માટે એમણે સન ૧૮૬૫ ની સાલમા વાર્ષિક સામાન્ય સભામાં જે વિચાર દર્શાવ્યા હતા, તેની અગાડી નોંધ લેવામાં આવેલી છે. સોસાઇટીના કામકાજમા તેઓ ખૂબ રસ લેતા અને તેથી જ્યારે રાવબહાદુર ગોપાળરાવ સન ૧૮૭૭ મા થોડાક સામ માટે જાત્રાએ ગયા ત્યારે મેનેજીંગ કમિટીએ ઓનરરી સેક્રેટરીનો ચાર્જ મહીપતરામને સોંપ્યો હતો. તે પછી ગોપાળરાવ અમદાવાદ છોડી જતા, મહીપતરામ એ પદે કાયમ થયા; અને સન ૧૮૯૧ ના મે માસમા તેઓ કાલેગના ભોગ થઈ પડયા, એ તેર વર્ષ દરમિયાન સોસાઇટીની એમણે એકનિષ્ઠાથી અને કર્તવ્ય બુદ્ધિથી, સતત અને ખંતપૂર્વક, સુંદર અને સંગીન સેવા કરી હતી, એમ સોસાઇટીના એ સમયની સઘળી પ્રવૃત્તિના પ્રોસિડિંગ્સ અને રીપોર્ટ જોયાથી ખાત્રી થાય છે.

આપણે ઉપર વિચારી ગયા છીએ કે તેઓ અનેક વ્યવસાયના રોકાયલા રહેતા, તોપણ સોસાયટી એમનુ પ્રિય બાળક હતુ, અને તેના કામકાજમા તેઓ ઘણો સમય વ્યતીત કરતા. ઘણુંખરૂ પત્રવ્યવહારનુ કાર્ય તેઓ જાતે કરતા; એટલુંજ નહિ પણ નવી નવી પ્રવૃત્તિઓ ઉપાડી લેતા. સોસાઇટીનુ કેમ શ્રેય થાય અને તેની પ્રવૃત્તિ શ્રેયસ્કર અને પ્રાણવાન નિવડે એવા ઉપાયો તેઓ યોજતા. માત્ર પુસ્તક પ્રકાશન પુરતી સંકુચિત દૃષ્ટિ તેમની ન હતી; પણ ગુજરાતી સંસ્કૃતિ કેવી રીતે વિકસે અને વિસ્તરે, એ તેમની મુખ્ય નેમ હતી.

હંટર કમિટી સમક્ષ માધ્યમિક શિક્ષણ સંબંધમા સોસાઇટી તરફથી જે નિવેદન એમણે રજુ કર્યું હતુ તે, તેમજ મુમ્બાઈ યુનિવર્સિટીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમા માતૃભાષાને સ્થાન આપવા જે અરજી મોકલી હતી, તેમા, એમની દીર્ઘદૃષ્ટિ અને ઉંડી સમજણ જણાઈ આવે છે.

સર સયાજીરાવ ગાયકવાડને, ફ્રેન્ચના મહાગર્ભોથી એ ગારફને, લૉર્ડ રે વગેરેને માનપત્ર અર્પવામા તેમજ દેશી છાપાઓ પરના બંધનો કાઢી

† જુઓ 'સ્મરણમુકુર' પૃ. ૪૦.

છે. વળી ઘણાએક શબ્દો એવા પણ છે કે તે હ્રસ્વ તથા દીર્ઘ બંને રીતમાં લખાય છે. તેનું કારણ એવું જણાય છે કે કેટલાએક વિદ્વાનોનું મત હ્રસ્વ લખવાનું, અને કેટલાએકનું દીર્ઘ લખવાનું હશે, તેથી છેવટ તે બંને રીત કબુલ રાખવી પડશે.

હવે કીડી શબ્દ વિષે છેવટ એવો વિચાર ઉઠ્યો કે સંસ્કૃતમાં કીટ શબ્દ છે, તેનો સંસ્કૃતના નિયમ પ્રમાણે નારી જાતિમાં કીટી શબ્દ થાય. તે ઉપરથી અપભ્રંશ થઇને કીડી શબ્દ થયેલો જણાય છે. માટે અસલ શબ્દ ઉપર વિચાર રાખીને કીડી એ રીતે બંને અક્ષરો દીર્ઘ લખવા.

અસલ શબ્દ ઉપર નજર રાખવી, એ વિચાર પણ કેટલાએકને પસંદ પડ્યો નાહ, તોપણ છેવટ ઘણાખરા શબ્દોનો ઠરાવ અસલ ઉપર નજર રાખીને કર્યો. માટે દશ, વીશ, ત્રીશ, ચાળીશ, પચાશ. એ રીતે લખવાનો ઠરાવ થયો. તેના અસલ શબ્દો એવા છે કે, दश, विंशति, त्रिंशत, चत्वारिंशत, पंचाशत. અનુસ્વાર ગયા તેને બદલે દીર્ઘ થયા. જ્યાંથી અનુસ્વાર અથવા વ્યંજન જાય, ત્યાં દીર્ઘ થવાનાં ઉદાહરણો આગળ શુદ્ધિપ્રકાશમાં ઘણાં આપેલાં છે. ષનો અપભ્રંશ સ થાય છે; જેમકે ષોડશ તેના સોળ. ષષ્ઠિ તેના સાઠ. અને શત એ અસલ શબ્દ ઉપર નજર રાખિયે તો 'શો' એમ લખવું પડે, પણ તે સૌની નજરમાં ઉતર્યું નહિ. માટે 'સો' એમ લખવાનો ઠરાવ રાખ્યો. ઘરના કરા વિષે લખવાની તકરાર નિકળી. ત્યારે ફક્ત એક જણ સિવાય તે બધા વિદ્વાનોએ એવું મન આપ્યું કે 'કહરો' એમ લખવું. ઘણી વાર સુધી તકરાર ચાલી, છેવટ બીજા દિવસ ઉપર વિચાર રાખ્યો. બીજે દિવસે રાવ સાહેબ મોહનલાલ રણછોડદાસે કહ્યું કે, એતો આપણી ભૂલ થઈ અને 'કહરો' એમ તો કોઈ બોલતું નથી. માટે 'કરો' એમ લખવું ઠીક છે. સાબાશ છે એ વિદ્વાનને કે મનમાં વાત ઉતર્યા પછી મમત ખેંચ્યો નહીં. પછી સૌએ તે વાત કબુલ રાખી. અસલ શબ્દ ઉપર નજર રાખવાનું જેઓનું મન હતું તેઓએ પણ કહ્યું કે, કર એટલે હાથ. ઘરના બે હાથ તે કરા. પછી ચસમાં, ગુમાસ્તો અને તરેવાર. એ શબ્દો વિષે તકરાર ચાલી. જે વિદ્વાનનો ફારશી, અરબીનો વિશેષ અભ્યાસ હતો તેણે કહ્યું કે અસલમાં ચશમા, ગુમાસ્તેઃ, અને તરેહવાર એ રીતે છે માટે તે તેમજ લખવા જોઇએ. બીજા કેટલાએકને તે વાત પસંદ પડી નહિ. બે ત્રણ દિવસ સુધી તેની તકરાર રહી હતી, છેવટ એવું થયું કે બીજા કેટલાએક શબ્દો, સંસ્કૃત અસલ ઉપર નજર રાખવાની તમે ના

કાગળ નઈ સેક્રેટરીએ હજુર ડેપ્યુટી કલેક્ટરની ઓફિસમા જાતે જવાની જરૂર છે મુબઈ બેંકમા વ્યાજ ચઢાવવાને ચોપડી મોકલવીજ જોઈએ. ક પ્રેસમાથી બુદ્ધિપ્રકાશનો ફરમો લઈને સુધરાવાને ઉભો છે. ષોડશ સંસ્કારના પુસ્તકનો ફરમો સુધારતા વેદનો મંત્ર ઘુચવાડા ભરેલો છે તે બાબતની શંકા નિવારણ કરવા પુસ્તકની જરૂર છે, અને પ્રેસમા કામ અટક્યું છે માને શિખામણનો ફરમો કાતનો આવીને પડ્યો છે વિધવા વપનના પુસ્તકની ખબર કાઢવાને છાપખાનામા શીસુભીયાને મોકલ્યો છે ગ્રીસના ઇતિહાસનુ આગળ મેટર જોઈએ છીએ પણ તે ગ સા માધવલાલભાઈને ત્યા છે ૧૮૦૦ રૂપિયાની નોટો મગનભાઈ શેઠની દુકાનેથી લઈ આવવાની છે પણ સેક્રેટરીના જવા સિવાય સીપાઈને આપશે નહિ ગ. શંકરપ્રસાદ દેસાઈના ૧૦ ) રૂપિયા ભરવાને તેમના મુનીમ સોસાઈટીમા ગયા છે. ખેરાળુ મેમાણા અને સિદ્ધપુરની નિશાળના મહેતાજીઓને બુદ્ધિપ્રકાશ આજની ટપાલમા રવાના કરવાના છે રા. નગીનદાસે કાવ્ય કલાપની ચોપડી મંગાવી છે તે આપો, તેમનો માણસ ચીઠી લઈને લેવા આવ્યો છે, રા કેશવલાલ કવિ નર્મદ અને પ્રાણગોવિંદ મહેતાજી પોતાની ચોપડીયોને માટે મદદ માગે છે, તેમના પુસ્તકોના સંબંધમા વિચાર કરવાનો છે વેણીલાલને આજની ટપાલમા સોસાઈટીમા વેચાતા પુસ્તકોનુ લીસ્ટ માગ્યુ છે મુબઈથી પત્ર છે કે આમારા પુસ્તક વેચવા રાખશો કમીટીએ કરેલા ઠરાવ પ્રમાણે જે ગૃહસ્થોને પુસ્તક આપ્યા છે અને આપવાના છે તેમને ખબર આપવાના પત્રો લખવાના છે સોસાઈટીની ચોપડીયો તપાસવી જોઈએ, ગઈ ખપી, નવુ બજેટ કરવાનો વખત થયો છે વગેરે '

આ તેમની પાસેથી કામ લેવામા મહીપતરામભાઈ જેટલા ઝીણા તેટલા ચિવટવાળા હતા તેનો એક દાખલો આપીશુ ચાલતુ શિરસ્તા મુજબ આસિ. સેક્રેટરીએ ઉનાળામા મકાન ની ઑફીસ કરવા એમની પાસે પરવાનગી માગેલી તેના ઉપર એમણે નીચે પ્રમાણે શેરો લખી મોકલ્યો હતો —

' એ રિવાજ ઘણાંક વર્ષથી ચાલે છે તે હું બંધ કરવા ચાહતો નથી, તથાપિ મને એમ લાગે છે કે ચોપડી વેચાતી લેવા આવનારો એ વખત અનુકૂળ નહિ પડતો હશે ચૈટામા ચોપડી વેચવાની દુકાન માટે છે તેઓ એમ કહી કરવાના નહિ કેમ જેથી ઘરાકી ઓછી થાય માટે વેચાણ પત્રક પરથી નક્કી કરવુ કે આ ધારણા ખરી છે કે નહિ ?

નહીં પણ 'નહોતું' લખવું. તુરત નહીં પણ તરત લખવું. આંહીં નહીં પણ 'અહીં' લખવું. એવો ઠરાવ થયો. હવે સંસ્કૃત શબ્દોમાં કેટલાએક હ્રસ્વ અને કેટલાએક દીર્ઘ લખવા. તે નીચે પ્રમાણેઃ

પ્રીતિ, રીતિ, નીતિ, ગતિ, રવિ, કવિ, આકૃતિ, પૃથ્વી, નદી, નારી, સ્ત્રી, લક્ષ્મી, બુદ્ધિ, વાણી, પ્રાણી, ઇત્યાદિ ઘણા શબ્દો યાદ રાખવાની જરૂર પડશે. ફક્ત વાંચતાં લખતાં શિખીને નિબંધ લખવાની આશા રાખે તે નિષ્ફળ થશે એવું થયું. સાત ચોપડિયોમાં જેટલા તકરારી શબ્દો આવ્યા, તેનો કોશ લખીને તે મેંબરોએ સહીઓ કરી. અને તેની એક એક નકલ કરાવીને તે દર એક મેંબરને આપવાનો ઠરાવ થયો. દર એક જણના મનમાં એટલું તો રહ્યું ખરૂં કે તમામ શબ્દોનો મારી મરજી પ્રમાણે લખવાનો ઠરાવ થયો નહીં. તોપણ લખવાની રીત એક મુકરર થઈ તેથી સૌને સંતોષ થયો. એ કોશની નકલ અમારી પાસે આવી હતી પણ તે ખોવાઇ છે, માટે મેહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી ફરી નકલ મળવા અમે રીપોર્ટ કર્યો છે, તે મળ્યા પછી તેમાંના યાદ રાખવા લાયક શબ્દો બુદ્ધિપ્રકાશમાં થોડે થોડે પ્રગટ કરીશું. અમારી સોસાઇટીને મદદ આપનારા કોઈ એક વિદ્વાન એવી તકરાર લે છે કે સ્ત્રિયો એ રીતે ગુજરાતીમાં ઉચ્ચાર થાય છે, તથા એજ રીતે સંસ્કૃતમાં શુદ્ધ લખાય છે, તેમ છતાં સ્ત્રીઓ લખવું તે અમને પસંદ નથી, તથા નાહ શુદ્ધ સંસ્કૃત છતાં નહીં લખવું તે પણ ઠીક નથી.

તે ખરૂં તોપણ જ્યાં સુધી બીજો ઠરાવ થાય નહીં ત્યાં સુધી મી. હોપ સાહેબના ઠરાવ પ્રમાણે લખવાની એકજ રીત રહે તો ઘણું સારૂં; એવો અમારો વિચાર છે. કવિતામાં લખનારની મરજી મુજબ લખે એવો ઠરાવ રાખેલો છે.

જેમ ગુજરાતીમાં મારૂં, મહારૂં, મ્હારૂં, એ રીતે જુદી જુદી તરેહથી કેટલાએક લખે છે, તેમજ સંસ્કૃતમાં પણ ઘણા શબ્દો જુદી જુદી તરેહથી લખાય છે. જેમકે નાળીએરના ઝાડને नारिकेल, नालिकेर, नारिकेली नारिकेलि એમ લખે છે. ઉંવટ કોશ કરનારાઓએ, એ તમામ રીતો કબુલ રાખી છે એટલુંજ નહીં પણ કેટલાએક શબ્દો એક જાતમાં, બે જાતિમાં અથવા ત્રણે જાતિમાં લખાય છે. તેમજ હિંદી ભાષામાં ઘણું એક શબ્દ બે ત્રણ રીતે લખાતા આવ્યા છે. પણ ગુજરાતી ભાષા સુધારવા ચહાનારાઓનો

૧. મેહેતાજી દુર્ગારામ મંછારામ. ૨. કવિ નર્મદાશંકર લાલશંકર. ૩. કવિ દલપતરામ ડાહ્યાભાઇ. ૪. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ.

એમાંના પહેલા બે ગૃહસ્થે સ્વતંત્ર છે અને સ્વદેશના લાભને અર્થે જ એમણે તસદી લીધી છે. એઓની જોડે ખૂબ વિચાર કરી એમના અનુમતથી નીચેના ઠરાવ કર્યા.

૧. શબ્દના સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડોજ ફેર હોય તો તેને મૂળ પ્રમાણે લખવો; જેમ "દાશી" ને બદલે "દાસી" 'પરમાણે' ને બદલે 'પ્રમાણે'. 'મારગ' ને બદલે 'માર્ગ', 'વના' ને બદલે 'વિના'.

૨. અસલ અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય, તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવા. જેમ 'માર્ગશિર્ષ' ને બદલે 'માગશર,' 'ક્ષેત્ર' ને બદલે 'ખેતર' 'ગૃહ' ને બદલે 'ઘર.'

૩. શુદ્ધ સંસ્કૃત કે ફારસી શબ્દ આવે તો તેને અસલ પ્રમાણે લખવા જેમકે 'સૂક્ષ્મદર્શક' 'દૂરબીન.'

૪. ગુજરાતી શબ્દો ગુજરાતના ઘણા ભાગોમાં જે પ્રમાણે બોલાતા હોય તે પ્રમાણે લખવા.

૫. એકજ અર્થના છેક જૂદા જૂદા શબ્દો ગુજરાતના જૂદા જૂદા ભાગમાં બોલતા હોય તો તે બધા રાખવા; જેમ 'આબવું' (પહોંચવું), 'પૈડું' (પૈ), 'ગોતવું' (શોધવું), 'ઓલ્યું' (પેલું), 'નોખું' (જૂદું).

૬. સંસ્કૃત તથા હિંદી ધાતુ પરથી ક્રિયાપદ અને તેની જોડણી મૂળ પ્રમાણે રાખવી, જેમ કહેવું, સહેવું, રહેવું. ઇત્યાદી.

૭. ઇકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઈ દીર્ઘ રાખીને તે સ્વર લખવો. જેમ 'નદીઓ' પણ હ્રસ્વ ઈ કરીને ય ઉમેરે તોએ ચાલે; જેમ 'નદી', 'નદિયો'; 'છોડી' 'છોડિયો,' ઉકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઉ જ રાખવું, જૂ, જૂઓ; લીંબુ, લીંબુઓ; ઇત્યાદી.

૮. કાંસું, રાતું વાંચવું વગેરે શબ્દોમાં નાન્યતર જાતિ જણાવનારો જે સ્વર તે અનુસ્વરવાળો હ્રસ્વ ઉકાર છે; અને અંત્યાક્ષરી ઉ પણ હ્રસ્વ લખવો. જૂ, લૂ, વગેરે ઉકારાંત એકાક્ષરી શબ્દોમાં અંત્યસ્વર દીર્ઘ છે. બે અક્ષરના શબ્દોમાં ઉકાર પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉકાર દીર્ઘ

"મર્હૂમ રાવસાહેબ મહીપતરામ રૂપરામે ૧૮૭૭ ની સાલથી ઘણી લાંબી મુદત સુધી ઑનરરી સેક્રેટરી તરીકે સોસાઇટીની ઘણી સારી સેવા બજાવી છે. સોસાઇટી જે હાલ આટલી ઉન્નતિએ પહોંચી છે, તે તેમનેજ લીધે છે. તેથી હું ધારૂં છું કે સોસાઇટી તરફથી તેમનું કંઇક સ્મારક થવું જોઇએ. એ પ્રમાણે અગાઉ સોસાઇટી તરફથી થયલું છે. તેથી હું એવી દરખાસ્ત કરૂં છું, કે 'રાવ સાહેબ મહીપતરામ રૂપરામના સ્મારક માટે રૂ. ૧૫૦૦) ઉત્તાવધા કાઢવા; અને તેમાંથી એક ઑઇલ પેન્ટિંગ તસવીર તૈયાર કરાવી હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટમાં મૂકવી, અને બાકીના રૂપિયાના વ્યાજમાંથી દર વર્ષે બે રૂપાના ચાંદ (મેડલ) કરાવવા, અને તેમાનો એક ચાંદ અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજમાં સૌથી ઊંચા વર્ગની પરીક્ષામાં સૌથી ઉપર નંબરે ગુજરાતી ભાષા જ્ઞાનમાં પાસ થનારને આપવો, તથા ટ્રેનિંગ કૉલેજમાં સૌથી ઊંચા વર્ગમાં સૌથી ઉપર નંબરે શિક્ષણ પદ્ધતિમાં પાસ થનારને આપવો."×

સન ૧૮૯૫ મા સ્વર્ગસ્થની છબી હિમાભાઈ ઇન્સ્ટીટ્યુટમાં મૂકવાને એક જાહેર સમારંભ એ પુસ્તકાલયના મધ્યસ્થ હૉલમાં અમદાવાદના જીલ્લા જડજ મી. મેકાર્થિના પ્રમુખપદે થયો હતો * અને એમના સ્મરણાર્થે પ્રજા તરફથી જાહેર ઉઘરાણું થયું હતું તેમાથી મહીપતરામ રૂપરામ અનાથાશ્રમની સંસ્થા સ્થાપવામાં આવી હતી. એ આશ્રમ આજે ગુજરાત-મા પહેલે નંબરે છે તેમ હજારો અનાથ બાળકો અને વિધવાઓને આશ્રય અને સહાયતા આપીને તેમના જીવન સુખી કરે જાય છે, તે નિહાળીને સ્વર્ગસ્થનો આત્મા ખરેખર સંતુષ્ટ થતો હશે!

× જુઓ ગુ. વ. સોસાઇટીનો સન ૧૮૯૧ નો વાર્ષિક રીપોર્ટ, પૃ. ૧૨

* જુઓ "બુદ્ધિપ્રકાશ," સન ૧૮૯૫, પૃ. ૨૫.

હોપ વાચનમાળાનું કામ પૂરું ન થયું એટલામાં તો ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન મી. હાવર્ડની માગણીથી કવિ દલપતરામે "શેહેર સુધરાઈ" પર એક નિબંધ લખી આપ્યા હતો; અને એમના આ અને અન્ય કાર્યોથી પ્રસન્ન થઈ, તેની કદર તરીકે, કવિશ્રી દલપતરામને કેળવણી ખાતાએ સન ૧૮૬૦ માં અમદાવાદ હાઇસ્કૂલમાં અને સન ૧૮૬૧ માં ટ્રેનિંગ કૅાલેજમાં એકેક કલાક કવિતા શિખવવાની પરવાનગી આપી; એ રીતે રૂ. ૫૦) ની માસિક આવક કરી આપી.

## ગુજરાતી કાવ્યદોહન

તદુપરાંત મે. હાવર્ડ સાહેબે ગુજરાતી કાવ્યદોહનનું પહેલું પુસ્તક સંપાદન કરવાનું કામ તેમને સોંપીને કહ્યું કે "જો તે પુસ્તક સારું થશે તો ડાયરેકટર સાહેબ રૂ. ૫૦૦) ઇનામના આપશે;" અને સદરહુ કાર્ય માટે સોસાઇટીની મેનેજીંગ કમિટીની અનુમતિ મેળવીને એમને એવી સવડ કરી આપવામાં આવી હતી કે, તેઓ એ પુસ્તક સોસાઇટીની નોકરીના વખતમાં રચે, એટલુંજ નહિ પણ લખવા વાંચવાને વાસ્તે કારકુન રાખવા વગેરેનું જે ખર્ચ થાય તે સરકાર આપશે.*

ખૂબ પરિશ્રમ લઈ તેમણે નવ માસમાં તે પુસ્તક તૈયાર કરીને મે. ડાયરેકટર સાહેબને સોંપી દીધું અને તે એટલું બધું લોકપ્રિય નિવડ્યું કે જુજ સમયમાં તેની બે આવૃત્તિઓ નિકળી, ૩૦૦૦ પ્રતો ખપી ગઈ; એથી ખુશ થઈ મે. હાવર્ડ સાહેબે તેનું બીજું પુસ્તક રૂ. ૧૦૦૦ નું પારિતોષિક આપીને કવિશ્રી પાસે રચાવ્યું હતું.

આપણા પ્રાચીન કાવ્ય સાહિત્યનો પરિચય કરાવતું આ પહેલવહેલું પુસ્તક હતું; પ્રથમ ભાગ, ત્રણ ખંડમાં વહેંચાયો હતો અને ત્રણ ખંડોનું એક પુસ્તક સન ૧૮૭૬ માં થયું. જુના કાવ્યદોહનનાં પુસ્તકો છપાવવાનો હક્ક સરકારે સોસાઇટીને સોંપ્યો તે પછી તરતજ તે બહાર પડયું હતું. એ જ વર્ષના સપ્ટેમ્બરના અંકના પુંઠાપર કાવ્યદોહનનો સ્વીકાર કરતાં લખેલું છે કે "કાવ્યદોહનનું પેહેલું પુસ્તક જેમાં ત્રણ ભાગ છે તે, કવિ દલપતરામ ડાહ્યાભાઇએ છપાવી પ્રસિદ્ધ કર્યું છે, તેની એક નકલ ભેટ દાખલ અમને પહોંચી છે."×

* જુઓ 'બુદ્ધિપ્રકાશ,' સન ૧૮૭૮; પૃ. ૧૪૮.
× 'બુદ્ધિપ્રકાશ,' સન ૧૮૭૬; પૃ. ૧૯૩.

પોતાના હાથે એક બ્રાહ્મણ લીધો હતો, તેના ખર્ચને સારૂ સર ખરસેદજી જમસેદજી, શેઠ જગન્નાથ શંકર શેઠ, શેઠ મંગળદાસ નથુભાઇ, શેઠ નસરવાનજી ખરસેદજી કામાજી, દાક્તર ભાઉ દાજી વગેરે મુંબાઇના કેટલાએક સખી ગૃહસ્થોએ મદદ કરી હતી ઇંગ્લાંડમા રહ્યા એ વખતમાં એમને ત્યાંના મુખ્ય શહેરો, ને સારામા સારા અને ડાહ્યામા ડાહ્યા પુરૂષોમાના ઘણાંક સાથે સમાગમ થયો. હવડા એઓ જે કહેશે તે ઉપર તમારૂ ધ્યાન પોહો-ચાડવાને વધારે કેહેવાની જરૂર નથી.

બીજી એક બાબત ઉપર હું થોડું બોલીશ. હિંદુસ્તાનના પશ્ચિમ ભાગમાના ઉંચી જાતિના બ્રાહ્મણોમાથી રાવ સાહેબ મહિપતરામજી સ્વધર્મ પાળીને પહેલા વિલાયત જઇ આવ્યા. એથી આગ્રહ અને હિંમતના મોટા સદ્ગુણો એમનામા છે એવુ મારી નજરમા આવે છે.

જ્ઞાતિ ભેદથી ઉત્પન્ન થતા વિચારો અને વેહેમો, કોઇ નવી વાત પછી ભલેને ગમે તેવી સારી હોય તો પણ તે કરનાર ઉપર, આ દેશના અજ્ઞાની લોક તેમા સઉથી વધારે પોતાની નાતના આદમિયો, કેવો દ્વેષ કરે છે, કેવુ અપમાન કરે છે, ને કેવું દુખ દે છે, એ સર્વને ધ્યાનમા લાવિયે છીએ ત્યારે, આ દેશનુ કલ્યાણ અને સુધારાના ઇચ્છનાર મિત્રોને એમના પરાક્રમથી અતિ સંતોષ થયા વગર રેહેશેજ નહિ. ભાઇ મહિપતરામ આંઠ પધાર્યા ત્યારે મુંબાઇના ઊંચી પદવીના અને દેશહિત ઇચ્છનારા સઘળી વરણના પુરૂષોએ એમને ઘણુ આદરમાન આપ્યુ તેમજ સુરત અને નડીઆદમા સારા વિચારના માણસોએ આપ્યુ. ને તેથી, એમણે કરેલા કામને મંજુર કર્યું. એ મંજુરીઆત તુચ્છ બુદ્ધિના કે ઘણાજ મુર્ખ હશે તેઓજ નહિ આપે, બીજા સર્વે આપશે એમ હું ધારૂ છુ. હું આશા ગણું છુ કે જેવુ ખરા દીલનુ આદરમાન એમને બીજા શેહેરોમા મળ્યુ છે, તેવુજ આ શહેરમાથી પણ મળશે. સુધારાઇની ઇમારતને સારૂ પાયો ખોદ-નાર માફક એ ભાઇ એ માનને કેવળ યોગ્ય છે. એમની મેહેનતે, વિલાયતી દેશો જોએથી આ દેશના ગૃહસ્થોના મન ઉપર જે અસર થશે, ને વાતો તેમના જાણવામા આવશે તેથીજ દેશી લોકના ઉત્તમ લક્ષણો બહાર પડશે, ને જોરાવર થશે.

પછી રાવસાહેબ મહીપતરામભાઇએ પોતાની મુસાફરીનો હેવાલ સૌને પ્રાક સમજાય અને રસ ઉપજે એવી રીતે દોઢેક કલાક સુધી અંગ્રેજીમા અને ગુજરાતીમા કહી સંભળાવ્યો તે નીચે પ્રમાણે:

ગણી શકાય. કવિ દલપતરામે તેને "કાવ્યદોહન" નામ આપ્યું છે. મારા મત પ્રમાણે આ નામ ઘણું શોભતું છે.

૩. પ્રતાવના, અનુક્રમણિકા, તથા કઠણ શબ્દના કોશ સુદ્ધાં, હાથે લખાએલાં કાવ્યદોહનનાં ૫૦૦ પૃષ્ટ થયાં છે. જ્યારે તે છપાશે ત્યારે તેનાં મશકી નવનીતનાં પૃષ્ટ જેવડાં ૪૦૦ થશે. એના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. તે પ્રત્યેક સંપૂર્ણ છે. તેની અનુક્રમણિકા કાળના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવી છે.

૪. ૧૦૬ કવિયોનાં પુસ્તક જાણ્યા પ્રમાણે છતમાં છે. તેમાંની સરસ ઉપયોગી કવિતા લેવામાં આવી છે. તે કવિયોનાં નામની ટીપ સાથે તેમની જન્મભૂમિ, રહેંવાસ અને તેમને લગતી બીજી કેટલીક બિના મળી શકી, તે આ કાવ્યદોહનમાં દર્શાવેલું છે. આગળ કોઈ સમય ઉપર અમે આ કવિયોનાં નામની સંપૂર્ણ ટીપ આપવાની આશા રાખીએ છિયે, પણ હવણાં જેટલાં નામની ટીપ આપી છે તેટલી તૈયાર કરતાં ઘણી મહેનત પડી છે.

૫. આ ટીપમાં પ્રથમ નામ કાઠીઆવાડમાં જૂનાગઢના નાગર બ્રાહ્મણ નરસિંહ મહેતાનું છે. તે પંદરમા સૈકામાં થયા. તે ગુજરાતી કાવ્યનો પિતા નહિ હશે તો, જેટલા કવિયોના ગ્રંથ હયાત છે, તેમાંનો જૂનામાં જૂનો કવિ છે, એટલું તો સહુ કોઈ માન્ય કરે છે. તેણે કૃષ્ણનાં વખાણ વિષેનું હારમાળા નામનું મુખ્ય પુસ્તક શુદ્ધ ગુજરાતીમાં રચેલું છે; તેમાં સંસ્કૃત શબ્દ ઝાઝા નથી. તે સંવત ૧૫૧૨ અથવા સન ૧૪૫૬ માં રચાયું હતું. આ કાવ્ય કદાપિ સર્વોપરી નહિ હશે, તો પણ ઘણુંજ લોકપ્રિય છે, અને ગુજરાતી સ્ત્રીઓને તે બહુ વાહાલું લાગે છે.

૬. તેના પછી તુળશીદાસ, દેવીદાસ, વિષ્ણુદાસ, શિવાનંદ અને શિવદાસનાં નામ ટીપમાં આવે છે. તેમના ગ્રંથમાં સન ૧૫૫૮, ૧૫૬૨, ૧૫૯૮, ૧૬૦૧ અને ૧૬૧૭નાં વર્ષ દીઠામાં આવે છે. કવિયોના ગ્રંથમાં મારા ધાર્યા કરતાં થોડા સંસ્કૃત શબ્દ ભાળવામાં આવ્યા; અને મને લાગે છે કે, ઉરદુ શબ્દ તો એકે નથી. વિષ્ણુદાસના મુખ્ય ગ્રંથ સંસ્કૃત રામાયણ અને મહાભારતનાં ગુજરાતી ભાષાંતર છે.

૭. ત્યારપછી પ્રેમાનંદ ભટ, સામળભટ, વલ્લભભટ, અને પ્રીતમદાસ થયા. તેમની ભાષાની શુદ્ધતા તથા તેમણે ઘણાં પુસ્તક રચ્યાં છે, એ બેહુ વાતથી, તેઓ ગુજરાતના કવિયોમાં નામાંકિત ગણાયલા છે. તેઓ સન ૧૬૭૭, ૧૭૨૫, ૧૭૩૪, અને ૧૭૮૨ માં થયા.

આ દેશમાં જેમ આપણે વહાણથી મુસાફરી કરતી વેળા ખાવાનું ને પાણી જોડે લઈ જઈએ છિયે, તેજ પ્રમાણે ગેં કર્યું હતું. આપણા વહાણો જે કિનારાના બંદરોમાં ફરે છે તે ઘણીજ માઠી હાલતમાં છે, તેમાં ઉતારૂના સુખને સારૂ કાંઇ સંભાળ લેતા નથી. વિલાયત જનારાં વહાણોમાં તેમ નથી. તેમાં ઉતારૂઓને જેટલું સુખ અપાય તેટલું આપે છે. કેટલાક માણસને દરીઆમાં આગબોટના ડોલવાથી દુઃખ થાય છે, તેમ તે થતું નથી. મારી જોડે બ્રાહ્મણ હતો તે એથી જરા હેરાન થયો. મુંબાઈ મુકયા પછી આઠ દહાડે અમો એડન પોહોંચ્યા. એડનમાં થોડુંજ જોવાનું છે. ઉજડ ડુંગરો બધે જોવામાં આવે છે. એ જગામાં અંગ્રેજ સરકારનું રાજ્ય છે, ને બ્રાહ્મણ વગેરે હિંદુઓ ત્યાં જાય છે. અહીં મારી આગબોટ સાંજ સુધી રહી. રાતના અમો રાતા સમુદ્રમાં પેઠા, ને સાતમે દિવસે સુવેજ ઉપર ઉતર્યા. ઉતરતાં વારનેજ આગગાડીમાં ચડયા, ને ૭ કલાક નહિ થયા એટલામાં કેરો શહેરમાં પોહોંચ્યા. એ શહેર આ દેશના શહેરોને મળતું છે. રસ્તા સાંકડા ને ધૂળથી ભરેલા. કેટલાક મોટા રોજા છે. તેમાં ત્યાંના માજી પાદશાહ મહમદઅલીએ બંધાવ્યો છે તે ઘણોજ સુંદર અને મોટો છે. આરસ અને સુનાથી ઘણોજ શોભીતો કર્યો છે. કેરોથી બીજી મંજળ સિકંદ્રિયામાં થાય છે. ત્યાંનો પાદશાહનો નવો મેહેલ મેં જોયો ત્યારે મને એમ લાગ્યું કે, આટલે સુધી આવ્યાની મારી મેહેનત સફળ થઈ, પણ પેરીશના મેહેલો આગળ એ કાંઇ નથી. એ મને પાછળથી પેરીશ ગયો ત્યારે માલમ પડયું. સિકંદ્રિયાના ઘરોની તરેહ યુરોપના ઘરોને મળતી છે. અહીંથી અમે બીજી આગબોટમાં બેઠા, ને ચોથે દિવસે માલટા પોહોંચ્યા. અહીં આગબોટ કોઇલા તથા મીઠું પાણી લેવા ૭ સાત કલાક ઉભી રહે છે. તે વારે ઉતારૂઓ તે બેટ જોવા જાય છે. માલટાથી ચાર દહાડે અમે જીબ્રાલ્ટર પોહોંચ્યા. અહીં થોડા કલાક રહીને વહાણ ઉપડયું, તે ઉત્તર આટલાન્ટીક મહાસાગરમાં પેઠું. સ્પેનને કાંઠે કાંઠે આગબોટ ચાલતી હતી. એક બે વાર પવનનું જોર પણ વધ્યું હતું. આઠમે દિવસે અમે સાઉથામ્પટન પોહોંચ્યા. દુનિયામાં જે સર્વથી મોટું વહાણ આજ સુધીમાં બંધાયું છે, તે મેં અહીં જોયું. એનું નામ 'ગ્રેટ ઇસ્ટરન' છે. એ એવડું મોટું છે કે, જો ભુમિયા વગર માહે ફરવા ગયા હોઇએ તો ભૂલા પડીયે. આ મકાનને તેમાં મેલીયે તો એના એક ખુણામાં માઈ રેહે. એના તુતક ઉપર એક છેડેથી બીજે છેડે ખબર મોકલવાને તાર કર્યો છે.

ગણી શકાય. કવિ દલપતરામે તેને "કાવ્યદોહન" નામ આપ્યું છે. મારા મત પ્રમાણે આ નામ ઘણું શોભતું છે.

૩. પ્રસ્તાવના, અનુક્રમણિકા, તથા કઠણ શબ્દના કોશ સુદ્ધાં, હાથે લખાએલાં કાવ્યદોહનનાં ૫૦૦ પૃષ્ટ થયાં છે. જ્યારે તે છપાશે ત્યારે તેનાં મરાઠી નવનીતનાં પૃષ્ટ જેવડાં ૪૦૦ થશે. એના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. તે પ્રત્યેક સંપૂર્ણ છે. તેની અનુક્રમણિકા કાળના ક્રમ પ્રમાણે ગોઠવવામાં આવી છે.

૪. ૧૦૬ કવિયોનાં પુસ્તક જાણ્યા પ્રમાણે છતમાં છે. તેમાંની સરસ ઉપયોગી કવિતા લેવામાં આવી છે. તે કવિયોનાં નામની ટીપ સાથે તેમની જન્મભૂમિ, રહેવાસ અને તેમને લગતી બીજી કેટલીક બિના મળી શકી, તે આ કાવ્યદોહનમાં દર્શાવેલું છે. આગળ કોઈ સમય ઉપર અમે આ કવિયોનાં નામની સંપૂર્ણ ટીપ આપવાની આશા રાખીએ છિયે, પણ હવણાં જેટલાં નામની ટીપ આપી છે તેટલી તૈયાર કરતાં ઘણી મહેનત પડી છે.

૫. આ ટીપમાં પ્રથમ નામ કાઠીઆવાડમાં જૂનાગઢના નાગર બ્રાહ્મણ નરસિંહ મહેતાનું છે. તે પંદરમા સૈકામાં થયા. તે ગુજરાતી કાવ્યનો પિતા નહિ હશે તો, જેટલા કવિયોના ગ્રંથ હયાત છે, તેમાંનો જૂનામાં જૂનો કવિ છે, એટલું તો સહુ કોઈ માન્ય કરે છે. તેણે કૃષ્ણનાં વખાણ વિષેનું હારમાળા નામનું મુખ્ય પુસ્તક શુદ્ધ ગુજરાતીમાં રચેલું છે; તેમાં સંસ્કૃત શબ્દ ઝાઝા નથી. તે સંવત ૧૫૧૨ અથવા સન ૧૪૫૬ માં રચાયું હતું. આ કાવ્ય કદાપિ સર્વોપરી નહિ હશે, તો પણ ઘણુંજ લોકપ્રિય છે, અને ગુજરાતી સ્ત્રીઓને તે બહુ વાહાલું લાગે છે.

૬. તેના પછી તુળશીદાસ, દેવીદાસ, વિષ્ણુદાસ, શિવાનંદ અને શિવદાસનાં નામ ટીપમાં આવે છે. તેમના ગ્રંથમાં સન ૧૫૫૮, ૧૫૬૨, ૧૫૯૮, ૧૬૦૧ અને ૧૬૧૭નાં વર્ષ દીઠામાં આવે છે. કવિયોના ગ્રંથમાં મારા ધાર્યા કરતાં થોડા સંસ્કૃત શબ્દ ભાળવામાં આવ્યા; અને મને લાગે છે કે, ઉરદુ શબ્દ તો એકે નથી. વિષ્ણુદાસના મુખ્ય ગ્રંથ સંસ્કૃત રામાયણ અને મહાભારતનાં ગુજરાતી ભાષાંતર છે.

૭. ત્યારપછી પ્રેમાનંદ ભટ, સામળભટ, વલ્લભભટ, અને પ્રીતમદાસ થયા. તેમની ભાષાની શુદ્ધતા તથા તેમણે ઘણાં પુસ્તક રચ્યાં છે, એ બેઉ વાતથી, તેઓ ગુજરાતના કવિયોમાં નામાંકિત ગણાયલા છે. તેઓ સન ૧૬૭૭, ૧૭૨૫, ૧૭૩૪, અને ૧૭૮૨ માં થયા.

હોય તો મારી શક્તિ નથી. ત્યા ટવર નામે એક જુનો કિલ્લો છે; તેમા અ ગ્રેજી ઇતિહાસના વાચનારને કેટલીક મનોરંજક વસ્તુઓના ઠેકાણા જોવામાં આવે છે. ત્યાં મેં રાણીજીના મુગટ, હીરાના હાર વગેરે શણગાર જોયા. એની કિંમત કરીએ તો કરોડો રૂપિયાની થાય. કોહીનુર (એટલે તેજનો પર્વત) નામે પ્રખ્યાત હીરો મેં ત્યા જોયો. એ હીરો મોટી સોપારી જેવડો કે તેથી મોટો છે. એ હીરો અસલ આપણા દેશનો છે. એવા હીરા કરતાં વધારે વખાણવા જોગ ને આશ્ચર્ય પમાડે તેવી ચીજો લંડનમા છે તે જોવાને જેનાથી બની શકે તેમણે જવુ જોઇએ. વસ્તુઓ ને મકાનો કરેતા ત્યાંના માણસો અને તેમની રીતભાત અને સ્વભાવનુ જ્ઞાન મેળવવાની વધારે જરૂર છે, ને તેથી વધારે લાભ છે. આપણા લોક અને ત્યાના લોક વચ્ચે જે મોટો તફાવત છે તે જોઇને સ્વદેશનુ હિત ઇચ્છનારની આખોમા આંસુ આવશે. માણસ શબ્દનો અર્થ ત્યાજ સમજાય છે. આપણમે માણસનો આકાર અને બુદ્ધિ છે પણ માણસના ઉત્તમ લક્ષણોમાના થોડાજ આપણામા છે એવુ ત્યાની પ્રજાને આપણા લોકો સાથે સરખાવી જોતાં તુરત માલમ પડે છે. મારી પક્કી ખાતર નિશા છે કે જ્યાં લગી આપણે દુનિયાની બીજી પ્રજાઓથી વેગળા રહીશું ત્યા લગી આપણા દેશની સ્થિતિ સારી થવાની નથી, એટલુજ નહિ પણ ઉલટી બગડતી જશે. વખતની તંગાસથી હુ વધારે કહી શકતો નથી.

## નગરશેઠ પ્રેમાભાઇનું ભાષણ.

ત્યારપછી નગરશેઠ પ્રેમાભાઇએ ઉભા થઇને કહ્યું કે ભાઈ મહિપતરામે વિલાયતની મહામોટી મુસાફરી લગભગ એક વરસ સુધીની કરી, આવ્યા તે વિષેનુ ભાષણ તેઓએ આ વખત આ સભાની આગળ તસદી લેઇને આપણને સભળાવ્યુ વાસ્તે આપણે તેમને શાબાશી આપવી જોઈએ, ને ઉપકાર માનવો જોઇએ. એજ મહીપતરામે વિલાયત જવામા પહેલવેલી હિમ્મત ધાલીને રસ્તો ખુલ્લો કર્યો છે, તેથી કરીને હવે બીજા આપણા લોકોને જવાને ઘણી હિમત આવશે, ને જાણુ છું કે હવે હજારો લોકો જવાને ઉમેદવાર થશે. ભાઈ મહિપતરામ પોતાને અરથેજ ગયા હતા એમ નથી. આપણા દેશમા વિદ્યાભ્યાસ વગેરેનો સુધારો કરવા સારૂ તથા બીજા કેટલાક પ્રકારના સુધારાને સારૂ, તે નજરે જોવાથી ઘણોજ ખુલાસો થઈ આવે છે.

૧૫. મેહેરબાન હોવર્ડ સાહેબે હાથે લખાયલા કાવ્યદોહનની પહોંચ કબુલ કરતી વખતે કવિ દલપતરામના શ્રમના પેટામાં તેમના ઉપર રૂ. ૫૦૦) મોકલ્યા. પહેલા કાવ્યદોહનની પહેલી આવૃત્તિની માત્ર ૧૦૦૦) નકલો છપાવી પ્રગટ કરવામાં આવી હતી, તે થોડા માસમાં ખપી ગઈ, તેથી બીજી આવૃત્તિ કરવામાં આવી તેની ૨૦૦૦) નકલો છપાવી હતી."*

વળી સદરહુ સંપાદન કાર્યમાં કવિ દલપતરામનું દૃષ્ટિબિન્દુ જાણવા સમજવાને એ બે ભાગમાં જે પ્રસ્તાવના એમણે લખી છે, તેમાંનો ઉતારો લંબાણના ભયે નહિ કરતાં, પ્રાચીન કાવ્ય સાહિત્યના અભ્યાસીને તે જોઈ જવા વિનતિ કરીશું.×

એ પછી સન ૧૮૭૫ માં "કાવ્ય સંક્ષેપ" નામથી ગુજરાતી કાવ્યદોહનનું ૩ જું પુસ્તક મે. ડાયરેકટર સાહેબની આજ્ઞાથી, રા. રા. મહીપતરામની દેખરેખ હેઠળ કવિશ્રીએ યોજ્યું હતું અને તે બદલ એમને રૂા. ૩૫૦ નું પારિતોષિક આપવામાં આવ્યું હતું. તે પુસ્તક બાળબોધ લિપિમાં છાપવામાં આવ્યું હતું અને તેની સરકારે ૬૦૦૦ પ્રત કઢાવી હતી. સન ૧૮૭૫ના રીપોર્ટના શબ્દો વાપરીએ તો "એ પુસ્તકમાં ફક્ત ત્રણજ કવિયોની કવિતા લીધી છે. તેમાં પ્રથમ ગીરધરકૃત રામાયણમાંથી કેટલીએક કવિતા ઇતિહાસ દાખલ છે, તેમાં અસલના અયોધ્યાના રામની વાત છે. તે પછી લલ્લુરામકૃત અભિમન્યુના આખ્યાનમાંથી કેટલોએક ભાગ લીધો છે. તે પછી શામળભટના વિવિધ વિષય તથા પદ્માવતીની વાર્તા સંક્ષેપમાં લીધી છે. એ વાર્તામાં સતિયો સ્વયંવરથી પરણેલી એ ચાલ ઘણો વખાણવા લાયક છે. એમાં અઘટિત શૃંગાર રસ નથી પણ યોગ્ય રીતે શૃંગાર રસ છે. એ ત્રણે કવિઓની કવિતામાંથી ધર્મને લગતાં વાક્યો તથા અઘટિત શૃંગાર રસને લગતાં વાક્યો આમાં લીધાં નથી. માટે એ પુસ્તકનું નામ 'કાવ્ય સંક્ષેપ' રાખ્યું છે."÷

ઉપરનાં વાક્યોમાં વિક્ટોરિયન યુગના ધર્મ નીતિ અને શૃંગાર રસ વિષે જે વિચારો પ્રવર્તતા હતા તેનો સાફ પડઘોજ સંભળાશે.

---

* ગુ. વ. સોસાઈટીનો વાર્ષિક રીપોર્ટ સન ૧૮૬૦ થી ૧૮૬૪, પૃ. ૭ થી ૧૧

× જુઓ "ગુજરાતી કાવ્યદોહન" સન ૧૮૮૯ ની બીજી આવૃત્તિ.

÷ જુઓ ગુ. વ. સોસાઈટીનો રીપોર્ટ સન ૧૮૭૫, પૃ. ૯–૧૦.

અતિશે ટાઢ પડે છે તેથી આપણાથી ત્યાં રહી શકાય કે નહિ. અન્ન ખાઇને ત્યાં જીવાય કે નહિ, તે વિશે સંશય હતો તે હવે મટયો કેમકે મહિપતરામ હતા તેથી શરીરે સારા થઇ આવ્યા દેખાય છે.

ત્રીજું એ કે ત્યાં હિંદુ ધર્મ સચવાય કે નહિ એવો શક હતો તે પણ મહિપતરામના કહેવાથી મટયો છે. આપણા ઘણા લોકોને તો ખાતરી હશે કે મહિપતરામ સત્યવાદી છે. જુઠું બોલતા નથી. તો જાણવું કે ત્યાં જતા આપણે ધારતા હતા એટલી અડચણો હોત તો તે કહ્યા વિના રહેત નહિ.

હિંદુશાસ્ત્રમા પાળવાના આચાર ચાર પ્રસંગે જુદી જુદી રીતે કહેલા છે.

શ્લોકઃ—

સ્વસ્થે શુદ્ધ સમાચારસ્ત્વર્દ્ધાચારઃ પરગૃહે
આતુરસ્ત્વેહિનાચારઃ પાથે શૂદ્રવદાચરેત્ ॥ ૧ ॥

અર્થ:—પોતે સ્વતંત્ર હોઇયે ત્યારે શુદ્ધ સારો આચાર પળાય,
પારકે ઘેર તો અર્ધો આચાર પળાય;
મંદવાડમા આચાર પળાય નહિ.
અને મુસાફરીમાં શુદ્રની પેઠે આચરવું. ૧

જેણે મુસાફરી કરી નથી તે એમ જાણે છે કે આપણા ઘરમાં દેવસેવા હોય તે ઓરડીમા અંગરખુ કે પાઘડી પહેરીને જવાયજ નહિ. પણ જે મુસાફરી કરે છે તેને ખબર છે કે એજ દેવસેવા બચકામા બાંધી લઇને જોડા પહેરીને તે બચકો ઉપાડીને ચાલવુ પડે.

મુબાઈ સુધી જતા જેટલી અડચણો પડે છે તેથી ઓછી પણ વધારે ધર્મની અડચણો, વિલાયતમા જતા પડતી હોય એવું જણાતુ નથી એવી ખાતરી મહિપતરામભાઇએ કરી આપી, માટે તેમને માન આપવું યોગ્ય છે.

રસ્તામા કોઈ ઠેકાણે ઢીંચણ સમાણુ પાણી ભર્યું હોય, પણ ઘણું ઉંડું હશે એવા વહેમથી ઘણા મુસાફરો અટકી રહ્યા હોય તે વેળાએ કોઈ બહાદુરી કરીને તે પાણીમા આગળ ચાલે તેને પણ માન આપવું જોઇએ. ત્યારે મહિપતરામભાઇએ ખરેખર મોટું કામ કર્યું છે.

સારુ કામ કરનારને પણ કોઇ વખતે લોકો પ્રતિકુળ થાય છે પણ પછીથી તેને સારી કીર્તિ મળે છે. નરસિંહ મહેતાના પક્ષમાં તે વખતે

વળી એ વિદેશી વિદ્વાનને આપણી ગુજરાતી ભાષા માટે કેવું મમત્વ અને પ્રેમ હતાં એ એમના નીચેના ઉદ્ગારો પરથી સ્પષ્ટ થશેઃ-

"સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુવો. તુકે તુકે આયાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ; હા, સણગારેલી પણ દેખાય, ગુજરાતી, આર્યકુલની, સંસ્કૃતની પુત્રી, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદિ અધમ કહે."

"પ્રભુ એને આશિર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં સદ્વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો, અને પ્રભુ કર્તા ત્રાતા, શોધક એનું વખાણ સદા સુણાવજો."*

સન ૧૮૬૭ માં એ વ્યાકરણ પ્રસિદ્ધ થયું ત્યારે એને હર્ષપૂર્વક વધાવી લેવામાં આવ્યું હતું અને તે વર્ષના "બુદ્ધિપ્રકાશ" માં તેની સમાલોચના કરતાં ગ્રંથકર્તા વિષે જે કહેવામાં આવ્યું છે તે જાણવા જેવું હોઇને, તેટલો ભાગ અહિં આપીએ છીએઃ—

"ગુર્જરદેશમાં પણ ન્હાનાં વ્યાકરણ થતાં થતાં હવણાં મોટું ટેલર વ્યાકરણ થયું છે. ટેલર સાહેબ યદ્યપિ ઈંગ્રેજ છે, પણ તેમણે ગુર્જર ભાષા વિષે વધારે જ્ઞાન મેળવ્યું છે. એ સાહેબ લાટીન જેવી મોટી ઘણી ભાષાઓ જાણે છે, તથા ભાષાઓનાં વ્યાકરણોનાં મૂળ તત્વ સમજે છે; તેણે કરીને ગુર્જર ભાષાના વ્યાકરણમાં એમણે વ્યાકરણના મૂળતત્વ જણાવ્યાં છે. ટેલર વ્યાકરણ વાંચનારાઓને વ્યાકરણ સંબંધી જ્ઞાનમાં ઘણોજ વધારો થશે. ગુર્જરભાષા મૂળ સંસ્કૃત વિકાર પામીને થઇ છે. એ વાતનું ટેલર સાહેબને સારૂં જ્ઞાન છે, તેથી તેમણે પોતાના વ્યાકરણમાં સંસ્કૃત ઉપરથી ગુજરાતી શબ્દો થયાનાં ઉદાહરણ ઘણે ઠેકાણે લખ્યાં છે. ઇંગ્રેજ લોકોમાં એક મોટો સદ્ગુણ એ છે કે, જે જણ જે કામનો આરંભ કરે છે, તે જણ તે કામની પરિસમાપ્તિ લગી તેમાં મંડ્યો રહે છે. ટેલર સાહેબ ઘણા વર્ષથી તળ ગુજરાતમાં રહે છે, અને ગુજરાતના લોકોના પરિચયથી તેમણે ગુજરાતી ભાષાનું જ્ઞાન સંપૂર્ણ મેળવ્યું છે. એ સાહેબ જે વેળાએ ગુજરાતી ભાષામાં બોલે છે, તે વેળાએ કોઈ જાણે જે આ તો ગુજરાતી જ છે પણ પરદેશી છે

* ટેલરના 'ગુજરાતી વ્યાકરણ'ની પ્રસ્તાવના—ત્રીજી આવૃત્તિ, ૧૮૯૩.

ફાયદા કરવાની જેની શક્તિ ને ખુશી છે, તેઓ ઉપર આપનુ દબાત વ્યર્થ જશે નહિ

પછી પાન, બીડા, ફુલના ગોટા, ગુલાબજળ સભાસદોને આપ્યા ને નવ વાગ્યા પુરી સભા બરખાસ્ત થઈ એ સભામા આશરે ૭૫૦ સભાસદ બિરાજ્યા હતા અને જગાની સંકડાશને લીધે કેટલાક સારા સારા માણસોને પણ નીચેના દીવાનખાનામા ઉભા રેહેવુ પડયુ હતુ.

### કવિત.

વિચરી વિલાયતમાં લાયક વિલોક્યા લોક,  
વિલોક્યા વિશાળ સમૃદ્ધિવાળાં વળી ગામ તે,  
મેળવ્યુ વિશેષ જ્ઞાન મેળવ્યુ વિશેષ માન,  
મેળવ્યુ વિશેષ દેશ હિતકારી કામને.  
જાણીતા ન હતો પંથ, જોઈને જાણીતો થયો,  
જાણીતા થઈને કીધા જાણીતા તમામને,  
મોટું એણે કીધું કામ માટે દેશો મોટું માન,  
મોટા મોટા મહિપતિ મહિપતરામને. ૧

સભારી સભારી ભારી ભારી શુભકારી કામને  
મભારી સભારી થે આભારી એના નામને;  
વખાણી વખાણી હર્ષ આણી રાજારાણી સુધા,  
વદશે સુવાણી શાણી જાણી એની હામને.  
પરઉપકારી કામ કારી કષ્ટ નષ્ટકારી,  
કરી, નરનારી ધારી ધારી જોશે ધામને,  
મોટું એણે કીધું કામ માટે દેશો મોટું માન,  
મોટા મોટા મહિપતિ મહિપતરામને. ૨

વળી એ વિદેશી વિદ્વાનને આપણી ગુજરાતી ભાષા માટે કેવું મમત્વ અને પ્રેમ હતાં એ એમના નીચેના ઉદ્ગારો પરથી સ્પષ્ટ થશેઃ-

"સામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુવો. ઠુકે ઠુકે આયાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારના યત્ન સંપૂર્ણ તો ગુજરાતી પણ સંપૂર્ણ; હા, સણગારેલી પણ દેખાય, ગુજરાતી, આર્યકુળની, સંસ્કૃતની પુત્રી, ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદિ અધમ કહે."

"પ્રભુ એને આશિર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં સદ્વિદ્યા, સદ્જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો, અને પ્રભુ કર્તા ત્રાતા, શોધક એનું વખાણ સદા સુણાવજો."*

સન ૧૮૬૭ માં એ વ્યાકરણ પ્રસિદ્ધ થયું ત્યારે એને હર્ષપૂર્વક વધાવી લેવામાં આવ્યું હતું અને તે વર્ષના "બુદ્ધિપ્રકાશ" માં તેની સમાલોચના કરતાં ગ્રંથકર્તા વિષે જે કહેવામાં આવ્યું છે તે જાણવા જેવું હોઇને, તેટલો ભાગ અહિં આપીએ છીએઃ—

"ગુર્જરદેશમાં પણ ન્હાનાં વ્યાકરણ થતાં થતાં હવણાં મોટું ટેલર વ્યાકરણ થયું છે. ટેલર સાહેબ યદ્યપિ ઈંગ્રેજ છે, પણ તેમણે ગુર્જર ભાષા વિષે વધારે જ્ઞાન મેળવ્યું છે. એ સાહેબ લાટીન જેવી મોટી ઘણી ભાષાઓ જાણે છે, તથા ભાષાઓનાં વ્યાકરણોનાં મૂળ તત્વ સમજે છે; તેણે કરીને ગુર્જર ભાષાના વ્યાકરણમાં એમણે વ્યાકરણના મૂળતત્વ જણાવ્યાં છે. ટેલર વ્યાકરણ વાંચનારાઓને વ્યાકરણ સંબંધી જ્ઞાનમાં ઘણોજ વધારો થશે. ગુર્જરભાષા મૂળ સંસ્કૃત વિકાર પામીને થઇ છે. એ વાતનું ટેલર સાહેબને સારૂં જ્ઞાન છે, તેથી તેમણે પોતાના વ્યાકરણમા સંસ્કૃત ઉપરથી ગુજરાતી શબ્દો થયાનાં ઉદાહરણ ઘણે ઠેકાણે લખ્યાં છે. ઇંગ્રેજ લોકોમાં એક મોટો સદ્ગુણ એ છે કે, જે જણ જે કામનો આરંભ કરે છે, તે જણ તે કામની પરિસમાપ્તિ લગી તેમાં મંડ્યો રહે છે. ટેલર સાહેબ ઘણા વર્ષથી તળ ગુજરાતમાં રહે છે, અને ગુજરાતના લોકોના પરિચયથી તેમણે ગુજરાતી ભાષાનું જ્ઞાન સંપૂર્ણ મેળવ્યું છે. એ સાહેબ જે વેળાએ ગુજરાતી ભાષામાં બોલે છે, તે વેળાએ કોઈ જાણે જે આ તો ગુજરાતી જ છે પણ પરદેશી છે

* ટેલરના 'ગુજરાતી વ્યાકરણ'ની પ્રસ્તાવના-ત્રીજી આવૃત્તિ, ૧૮૯૩.

રાજતંત્ર વિષે ઉપયુક્ત હકીકત તારવવામાં આવી છે અને ચાવડા, સોલંકી તથા વાઘેલા રાજાઓનો સમગ્ર ઇતિહાસ અવલોકવાને ફક્ત જૈન ઇતિહાસ, સાહિત્ય અને ધર્મ ગ્રંથો ઉપયોગી થયા છે.

આ વસ્તુઓનું મૂલ્ય વા ઉપયોગિતા પૂરી સમજવામાં નહિ તેથી આપણે અજ્ઞાનતામાં એ સાધનોનો ઘણો નાશ થવા દીધો છે. હજી પણ જાગૃત થઈ એ મહત્વની અને કિમતી વસ્તુઓના સંગ્રહ અને સંરક્ષણ માટે ચાપતા ઉપાયો હાથ ધરીએ તો આપણા પ્રાચીન ઇતિહાસના જે અંકોડાઓ ખૂટે છે તે મેળવવા આપણે શક્તિમાન થઈએ.

પૂર્વના ઘણાખરા દેશો, જેવા કે ઇજીપ્ત, પેલેસ્ટાઈન, ખાલ્ડિયા, ઇરાન, ઇરાક તેમ યુરોપમા ગ્રીસ અને રોમનો ઇતિહાસ લુપ્ત થયલો તે-એ ભાગોમા પદ્ધતિસર અને સમજપૂર્વક ખોદકામ થઈને, ત્યાંથી પ્રાપ્ત થયલી અનેક પ્રકારની ચીજો અને ઇષ્ટિકા લેખો વગેરે પૂર્વના વૃત્તાંતો પરથી, ખંડિત પણ પ્રાચીન ભવ્યતાનો ખ્યાલ આપતો–ફરી ઉપજાવી કઢાયો છે અને તે ભૂતકાલને અલાદીનની ગુફાની પેઠે આપણી આંખ સમક્ષ ખડો કરી આપણને સાનંદાશ્ચર્ય પમાડે છે.

ઓગણીસમી સદીના પૂર્વાર્ધમા કર્નલ ટૉડે રાજસ્થાનનો ઇતિહાસ રચી આપણને રાજપુત સંસ્કૃતિ અને શૌર્યનો પરિચય કરાવ્યો; મહારાષ્ટ્રની મહત્તા ગ્રાન્ટ ડફે દર્શાવી; સર જાન માલ્કમે મધ્ય પ્રાંતનો ઇતિહાસ રસિક રીતે ગૂંથ્યો. અને ગુજરાતનુ ગૌરવ અલેકઝાંડર કિન્લોક ફૉર્બસે જૈન રાસાઓ પરથી રાસમાળાનુ પુસ્તક તૈયાર કરીને જગતને બતાવ્યું. ગુજ-રાતનો ઇતિહાસ લખવાનો એ પ્રથમ પ્રયત્ન હતો. તેના સાધનો પણ પૂરા સંગ્રહાયલા નહિ કે જાણવામા નહિ તેથી ફૉર્બસે ગુજરાતનો ઇતિહાસ ચાવડા વંશથી શરુ કર્યો હતો. પણ ગિરનાર પરના લેખોની ભાળ લાગતા અને ક્ષત્રપ રાજાઓના સિક્કાઓ મળી આવતાં, એટલું નક્કી થયું કે ઇસ્વી સન પૂર્વે મૌર્ય રાજાની રાજ્યસીમા પશ્ચિમ હિન્દુસ્તાનમા છેક જુનાગઢ સુધી વિસ્તરી હતી.

એ ઐતિહાસિક માહિતી અને સાધનસામગ્રી મેળવવામા ફૉર્બસને કેવી મુસિબતો નડેલી અને કેટલો શ્રમ ઉઠાવવો પડેલો એ બીના ઇતિહાસ રસિકોને સુવિદિત છે.

નાણાંસ્થિતિ નહોતી. તેથી કેળવણી ખાતાના વડાને વિનંતિ કરતાં, સર એ. ગ્રાન્ટે રૂ. ૬૦૦ મદદમાં આપી, તે પુસ્તક સરકાર તરફથી પ્રકટ કરવાનું માથે લીધું; નહિ તો સેક્રેટરી જણાવે છે તેમ, તે "આપણી (સોસાઇટીની) શક્તિ ઉપરાંતનું થઈ પડત."

આ તો કોના તરફથી, શા સંજોગમાં અને કેવી રીતે એ પુસ્તક લખાયું અને છપાયું, તેની વાત કરી; પણ તેનો વિષય, કેવા પ્રકારનો હતો, તેનું નિરૂપણ કયા ધોરણે થયું હતું, એ બધું જાણવા સારૂ રેવ. મી. ટેલરે, એ પુસ્તકની હાથપ્રત કમિટીને મોકલી આપતાં જે રીપોર્ટ કર્યો હતો, તેનું વાચન ઉપયોગી થશે.

તેનો પરિચય કરાવતાં તેઓ લખે છેઃ—

"તમારી અગાડી રજુ કરેલા પુસ્તકનું નામ ધાતુસંગ્રહ પાડ્યું છે. સંસ્કૃતમાં અને ઉત્તર હિંદુસ્તાનની દેશી ભાષાઓમાં ધાતુ કે મૂળના નામથી જણાવેલા તમામ શબ્દોનો કક્કાવારી પ્રમાણે ગોઠવેલો સમુદાય છે. ગુજરાતી વિદ્યાર્થીઓને માટે તૈયાર કરેલો આવો ગ્રંથ છે નહીં, તેટલા માટે તેમને ફાયદો થયો નથી માટે આ પુસ્તક એ ખોટ પૂરી પાડવાના ઇરાદાથી રચ્યું છે.

ધાતુસંગ્રહમાં આપેલાં મૂળ આશરે ૨૪૦૦ છે. જે રીત અમે આ બાબતમાં પકડી છે તે નીચે પ્રમાણેઃ

**પ્રથમઃ**—માત્ર મૂળ આપ્યાં છે.

**બીજુંઃ**—જે ગણનો ધાતુ હોય તે ગણ બતાવ્યો છે. જો ધાતુ બે કે વધારે ગણમાં વપરાયો હશે તો દરેક ગણ સ્પષ્ટ રીતે જણાવ્યો છે. આ તફાવત વારંવાર માત્ર ગણમાં હોય છે, કેમકે રૂપના તફાવતથી શબ્દાર્થમાં કાંઈ ફેરફાર થતો નથી, પણ કોઇ કોઇવાર ગણની સાથે અર્થ પણ જુદો પડે છે. અને આ જ તફાવતને લીધે જુદા જુદા ગણ બતાવવાનું ઘટારત ગણવામાં આવ્યું છે.

**ત્રીજુંઃ**—ધાતુના નામ જણાવેલા છે.

**ચોથુંઃ**—હિંદુસ્તાનના વિદ્વાનો જે રૂપ વાપરે છે તે રૂપમાં અર્થ આપેલા છે. ત્યાર પછી ગુજરાતીમાં ભાષાંતર આવે છે. કેટલાક ફાયદા સંપાદન કરવાની ઉમેદથી આ રીત પકડી છે; અને જેમ તેમ કરી આપેલા માયનાને માટે આધારવાળી અસલ રીત દરસાવેલી છે. આ દેશની અસલની વિદ્વત્તા અને હાલના કેળવણીના યત્નો વચ્ચેનો સંબંધ સ્થાપિત

તેના પરિણામે અત્યારે એવી પરિસ્થિતિ ઉદ્ભવી છે કે આપણા દેશના સાહિત્ય, ઇતિહાસ, ધર્મશાસ્ત્ર અને સંસ્કૃતિના પુસ્તકોની જુની પ્રતો માટે આપણને ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલિ આદિ દેશોના મ્યુઝિયમો અને પુસ્તક સંગ્રહો જોવા અને તપાસવા જવું પડે છે.

નવશિક્ષિત વર્ગનું પ્રસ્તુત વિષય પ્રતિ ધ્યાન જતાં, તેમના તરફથી સોસાઇટીને તે ગાળામાં જુના પુસ્તકોનો સંગ્રહ કરવા અને તે પુસ્તકોનું સંશોધન કરાવી છપાવવાને સૂચનાઓ થવા માંડી હતી. અને સોસાઇટીના છાપેલા રીપોર્ટમાં નોંધેલી વિગતો પરથી જણાય છે કે તેના સંચાલકો જુના પુસ્તકોની હાથપ્રતો મેળવવા સતત પ્રયાસ કરતા હતા. સન ૧૮૮૧ ના રીપોર્ટમાં નીચેની હાથપ્રતો ખરીદ કર્યાની નોંધ મળે છે

| પુસ્તકનું નામ. | | કિંમત |
|---|---|---|
| પ્રબંધ ચિંતામણી, ભોજપ્રબંધ | ( સંસ્કૃત ) | ૧—૧૪—૭ |
| પ્રબંધ રત્નમાળ | ( ,, ) | ૨—૬—૦ |
| નર્મભેરામની કવિતા | (ગુજરાતી) | ૫—૬—૭ |
| કુમારપાળ ચરિત્ર | ( સંસ્કૃત ) | ૨૦—૮—૦ |
| ભડળી વાક્ય | ( સંસ્કૃત અને ગુજરાતી ) | ૦—૬—૬ |
| શારીર સંગ્રહ નિબંધ | ( સંસ્કૃત ) | ૭—૧૦—૧૧ |
| ભોજ પ્રબંધરાજ [સટીક] | ( સંસ્કૃત ) | ૮—૭—૧ |
| પ્રબંધ ચતુર્વિંશતિ | ( ,, ) | ૧૨—૪—૦ |
| ક્ષેમકુતુહલ ગ્રંથ—પાકશાસ્ત્ર | ( ,, ) | ૪—૬—૯ |
| ધર્મારણ્ય—મોઢપુરાણ | ( ,, ) | ૦૬—૭—૯ |
| સુકૃત સંકિર્તનમ્ (કાવ્ય) | ( ,, ) | ૨—૧૨—૬ |
| | | ૮૩—૧૦—૮ |

આ પુસ્તકો કેવી રીતે ખરીદ થતાં તેનો કંઇક ખ્યાલ આવવા સદ્ગત ઝવેરલાલ જીવણલાલની હાથપ્રતો લેવાના સંબંધમાં સરદાર ભોળાનાથ ભાઇએ સેક્રેટરીને લખી મોકલેલો અભિપ્રાય કંઇક મદદગાર થશે—

રસસિંધુઃ—' જુના પુસ્તકનો સંગ્રહ કરી રાખવા તરીકે એ પુસ્તક સોસાઇટીએ રાખવું હોય તો અસલ પુસ્તક થોડી કિંમતમાં આવતું હોય તો ખરીદ કરવું એ ઉપરથી એટલું જણાય છે કે અમુક વખતમાં કોઇ ગામમાં પાટીદારમાં વેણીદાસ શીઘ્ર ભાષામાં કવિ થઇ ગયો છે ભાષા

તેમાંના કેટલા શબ્દો શુદ્ધ ગુજરાતીમાં આવવાના નહીં. તેમજ કેટલાક અપ્રસિદ્ધ ધાતુઓના લોપ કરવા, કે નજર તળે કાઢી નાખવા, એ અમે વ્યાજબી ધારતા નથી; કેમકે એક તરફ પદ્ય સંબંધી વિદ્યાનું અને બીજી તરફ પ્રાંતની ભાષાઓનું આપણું જ્ઞાન એટલું થોડું છે કે આપણને ખાત્રી થઈ શકતી નથી કે કોઈ અમુક ધાતુ ઉપરથી આ ભાષામાં કોઈ શબ્દ નિકળ્યો નહીં હોય, તેટલા માટે તમામ સ્વીકારાએલા ધાતુઓની પૂર્ણ યાદી ગુજરાતી વિદ્યાર્થીઓને જણાવવી, અને ગુજરાતી ભાષા સંબંધી દરેકની કીંમત મુકરર કરવાનું ભવિષ્યના શોધ ઉપર રાખવું એ અમને સારૂં લાગ્યું.

ગયાં થોડાં વર્ષમાં ગુજરાતી વિદ્યાએ ભારે ડગલાં ભર્યાં છે, ને અતિ ઉતાવળથી તે વિદ્યા વધશે એવી ખાતરી થાય છે. આ બાબત પરથી એવું લાગે છે કે આ પુસ્તકમાં આપ્યા છે એવા ધાતુનો સંગ્રહ વિચારવંત ગુજરાતી લખનાર અને વિદ્યાર્થીને ઉપયોગી પડશે, કેમકે વપરાતા અપ્રસિદ્ધ શબ્દોના મૂળ અને સો વસા શુદ્ધ અર્થ નક્કી કરવામાં તેઓ મદદ કરશે, અને હમેશ સુધરતી ભાષામાં તંગીને લીધે તેમને જે નવા શબ્દોની જરૂર પડશે તે શબ્દો તેમને સુઝી આવસે. જેઓ એવો મત ધરાવે છે કે કોઇ પરાયા શબ્દો ભાષામાં દાખલ ન કરવા, તેમના મતનો હું કેવળ નથી પણ હિંદુ ભાષામાં પરાયા શબ્દોના શુદ્ધ ઉપયોગ દાખલ કરવા ? એ કેટલું બધું મુસ્કેલ છે ? એવું જ્યારે કોઈને લાગે છે, ત્યારે ભાષાના શબ્દોનો સાધારણ સમુદાય જે મૂળ ઉપરથી નિકળ્યો છે, તે મૂળમાંથી નીકળનારા શબ્દો વાપરવામાં સારો લાભ લેવાનો મત ધરાવવાની તેઓની મરજી થશે. વળી આ ખજાનામાંથી નીકળેલા નવા શબ્દો પારકી ભાષાના મૂળ ઉપરથી નીકળનારા શબ્દો કરતાં વધારે જલદીથી ભાષામાં દાખલ થઇ શકે છે."*

## ગુજરાતી શબ્દ સંગ્રહ.

ગુજરાતી ભાષાનો શબ્દકોષ રચાવવાનો અભિલાષ. મી. ફૉર્બસને સોસાઈટી સ્થાપી તે સમયથી હતો. પહેલા વર્ષના રીપોર્ટમાં પ્રાચીન કાવ્યોની નકલ ઉતરાવવા વિષે ઉલ્લેખ કરતાં, એમણે શબ્દકોષ માટે તેના ઉપયોગ પર ભાર મૂક્યો હતો. આ રહ્યા એમના શબ્દોઃ

"The person employed in taking charge of the

* ગુ. વ. સો. નો સન ૧૮૬૮-૬૯ નો રીપોર્ટ, પૃ. ૬, ૭, ૮.

"અમારો છેલ્લો રીપોર્ટ વાંચતી વખતે ખુશી સાથે અમે જાહેર કર્યું હતું કે લવાજમની મોટી રકમ ભરાઇ છે, અને એવી ઉમેદ રાખવામાં આવી હતી કે એક ગુજરાતી ભાષાનો સારો અને પૂર્ણ કોશ કે જેની ઘણી તંગી છે તે રચવાનો આરંભ કરવાને અમારાથી બની શકશે, પણ જણાવવાને દીલગીર છીએ કે જે ભારે રકમ મળવાની અમને આશા મળી હતી તે રકમ આજસુધી નહી મળવાથી કોશ કરવાની બાબતમાં અમે કશું કરી શકયા નથી; અને જેવી રીતે મરેઠી ભાષાનો કોશ સરકારે કરાવ્યો તેવી રીતે ગુજરાતી ભાષાના કોશની તંગી પુરી પાડવાનું કામ સરકાર ઉપર અમારે નાંખવું પડે છે."×

આ વિષે વધુ માહિતી બીજા વર્ષના એટલે કે સન ૧૮૬૮ ના રીપોર્ટમાં એવી મળે છે કે "માજી આકટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તે—બ્યુલર સાહેબ સોસાઇટીના લાઇફ મેમ્બર થયા છે અને સોસાઇટીએ ઘણા કાળથી ધારેલો ગુજરાતી કોશ શરૂ કરવામાં ને ચલાવવામાં એઉ સાહેબની ભારે મદદ સોસાઇટીએ ગણી હતી; પરંતુ તેઉના મંદવાડથી તથા હિન્દુસ્તાન છોડવાથી તે કામ મૂલતવી રાખવાની જરૂર પડી છે. પણ તેમણે લખવાનું તથા બને તેટલી મદદ આપવાનું વચન આપ્યું છે."*

તે પ્રમાણે હિન્દમાં તેઓ પાછા આવ્યા બાદ ગુજરાતી કોશનું કામ હાથમાં લેવામાં આવ્યું હતું. સન ૧૮૭૧ માં વાર્ષિક સામાન્ય સભામાં એમણે જ કોશ વિષે ઠરાવ રજુ કર્યો હતો કેઃ—

"ગુજરાતી કોશ વાસ્તે શબ્દો એકઠા કરવાનું જે કામ સોસાઇટીમાં ચાલે છે તેનો તપાસ રાખવાને એક સબ કમીટી ઠરાવવી; તેમાં મી. સ્કોટ સાહેબ અને ડાયરેકટર ઓફ પબલીક ઇન્સ્ટ્રક્શન સાહેબ જે ઓફીસરને નીમે તે બંને મળીને તેનો તપાસ રાખે."

તે પછીના વાર્ષિક રીપોર્ટમાં એ કામનો આગળ વધારો (પ્રોગ્રેસ) નીચે મુજબ જણાવ્યો છેઃ

"સન ૧૮૭૦ ના ડીસેંબરમાં ગુજરાતી શબ્દોનો મોટો કોશ રચાવવાનો વિચાર કર્યો હતો. તેનું કામ હાલ ઠીક ચાલે છે. આ સાલમાં કાવ્યદોહનનાં બે પુસ્તકોમાંથી શબ્દો કાઢયા તે આશરે ૧૧૦૦૦ નીકળ્યા છે

× ગુ. વ. સો. નો સન ૧૮૬૫–૬૬–૬૭ નો રીપોર્ટ, પૃ. ૭.

* ગુ. વ. સો. નો રીપોર્ટ, સન ૧૮૬૮, પૃ. ૧૨.

સંખ્યાબંધ એમના લેખો બુદ્ધિપ્રકાશમાં લખેલા મળી આવે છે ગઈ સદીની છેલ્લી વીસીમાં એમની સાહિત્ય પ્રવૃત્તિ મહત્ત્વાકાંક્ષાભરી અને આગળ પડતી તેમ મહત્ત્વની અને નવી નવી માહિતી આપનારી હતી. તે પ્રવૃત્તિ એટલી પ્રતિષ્ઠાવાળી જણાઈ હતી કે એમને સ્ટૉકહોમમાં ભરાયલી પૌર્વાત્ય પરિષદમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા. મુંબાઈ યુનિવર્સિટી તરફથી વિલ્સન ફાઇલોલૉજીકલ વ્યાખ્યાનો આપવાનું માન મેળવનાર એ પહેલા ગુજરાતી હતા, તેમ મુગ્ધાવબોધ ઔક્તિક અને ભૂમિતિના સંસ્કૃત પુસ્તક પ્રતિ વિદ્વદ્વર્ગનું ધ્યાન ખેંચવાનો યશ એમને છે ભૂમિતિનું પુસ્તક એમના અવસાન બાદ સ્વર્ગસ્થ કમળાશંકરે મુંબાઈ સંસ્કૃત સિરિઝમાં એડિટ કર્યું હતું અને મુગ્ધાવબોધ ઔક્તિકને હરિલાલે "પ્રાચીન રત્નમાળા" એ નામથી એક ગ્રંથમાળા પોતા તરફથી યોજી, તે માળાના પ્રથમ રત્ન તરીકે પ્રસિદ્ધ કર્યું હતું. તેમાં પ્રાચીન ગુજરાતી સાહિત્ય વિષે કેટલાક ચર્ચાપત્રો અને લેખે એમણે મુંબાઈના વર્તમાન પત્રોમાં લખેલા તે પણ ભેગા છાપ્યા હતા

કંઇક નવીન માહિતી કે લેખ ઉપલબ્ધ થતા, તેઓ તેના પ્રકાશન માટે બહુ અધીરા થઈ જતા, અને એમના એ ઉતાવળા સ્વભાવને લઈને મુગ્ધાવબોધ ઔક્તિકનો એક જુના ગુજરાતી વ્યાકરણ તરીકે એમણે પરિચય કરાવ્યો હતો, તેમજ તેમાંના 'ઔક્તિક" શબ્દને ભૂલથી "મૌક્તિક" શબ્દ વાંચ્યો હતો વસ્તુત તે પુસ્તક બાળકોને શિખવવાનું ગુજરાતી પર્યાય-વાળું સંસ્કૃત વ્યાકરણ હતું એ ભૂલની સાક્ષરશ્રી નરસિંહરાવભાઇએ તેજ વખતે ઇન્ડિયન એન્ટીકવેરી ( Indian Antiquary ) નામના ઇંગ્રેજી માસિકમાં સખ્ત ખબર લીધી હતી અને દી. બા. કેશવલાલભાઇએ પણ એ ગ્રંથની સમાલોચના બુદ્ધિપ્રકાશમાં• કરી હતી તે લેખ આપણી ભાષાના અભ્યાસીએ વાંચવા જેવો છે

હરિલાલભાઇ આ પ્રમાણે સાહિત્યાકાશમાં એક મોટા ગ્રહની પેઠે ખૂબ પ્રકાશમાન અને ઝગઝગતા હતા, અને સોસાઈટી માટે એમનું બહુ મમત્વ ધરાવતા કે તેની પ્રતિષ્ઠા વધે એવા કાર્યો ઉપાડી લેવા તેઓ વારં-વાર ઓનરરી સેક્રેટરીને સૂચનાઓ લખી મોકલતા. એવો એક પત્ર મુંબાઈ સંસ્કૃત સિરિઝના ધોરણે પ્રાચીન ગુજરાતી કાવ્યમાળા સોસાઈટી તરફથી શરૂ કરવા તેમણે લખ્યો હતો, તે પ્રસ્તુત વિષયના અંગે તેમ બીજી રીતે મનનીય હોઇ તે આખો આપ્યો છે

• બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૧ પૃ ૧૭૭

મુકરર કરવાના હેતુથી ગુજરાતી શબ્દસંગ્રહ કરવાનું કામ કેળવણી ખાતાના મેહેરબાન ડિરેકટર સાહેબે સોસાઇટીને સોંપ્યું છે, અને વધુમાં એવી રીમાર્ક કરેલી છે કે એ શબ્દ સંગ્રહ પર અન્ય વિદ્વાનોના લખાઈ આવેલા અભિપ્રાયો લક્ષમાં લઇને છેવટની જોડણી સોસાઇટી તરફથી નિમેલા બે અને કેળવણી ખાતા તરફથી નિમેલા બે, એમ ચાર ગૃહસ્થોની કમિટી મુકરર કરે. એ કમિટીમાં નીચેના ચાર ગૃહસ્થો નિમાયા હતાઃ

રા. બા. લાલશંકર ઉમિયાશંકર
રા. રા. રમણભાઈ મહીપતરામ
રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈ
(પ્રિન્સિપાલ ટ્રેનિંગ કૉલેજ).
રા. રા. જમિયતરામ ગૌરીશંકર શાસ્ત્રી
(વાઇસ-પ્રિન્સિપાલ ટ્રેનિંગ કૉલેજ).

એ જ વર્ષમાં ઉપર નિર્દેશ કરેલ શબ્દ સંગ્રહ—ચાર ખંડમાં, ડેમી આઠ પેજી ૨૫૮ પૃષ્ટનાં—સોસાઇટીએ છપાવી, તેની પ્રતો વિદ્વાનોને અભિપ્રાય અર્થે મોકલી આપી હતી.

આ વિષયને અહિંથી છોડીશું; કેમકે પ્રથમ ખંડ માટે જે કાળમર્યાદા બાંધી છે, તેની સીમાબહારનો આ વૃત્તાંત છે. વિશેષ હકીકત બીજા ખંડમાં યોગ્ય સ્થળે આપવામાં આવશે.

પણ આ પ્રકરણને પુરૂં કરતાં પહેલાં એક મુદ્દાપર અમે જરૂર ભાર મુકીશું કે સરકારી કેળવણી ખાતું સોસાઇટી જેવી સાહિત્ય અને જ્ઞાન પ્રચારનું કાર્ય કરતી સાર્વજનિક સંસ્થા સાથે ચાલુ સહકાર કરે, તેને હમેશાં આર્થિક મદદ આપે, તેની સાહિત્ય અને વિદ્યાને લગતા મહત્વના પ્રશ્નોમાં સલાહ અને અભિપ્રાય લે, તો ઉભયના એકત્ર પ્રયત્નથી જે પરિણામ નિપજે, તે જરૂર લોકોપકારી અને પ્રગતિમાન થઇ પડે, તેમજ તેનું કાર્ય સરસ અને સંગીન થાય; જેનાં પ્રત્યક્ષ પ્રમાણો ઉપર નોંધેલી હકીકતમાંથી મળી રહે છે. એક લેખકે સાચું જ કહ્યું છે કે,—

"વિના સહકાર નહિ ઉદ્ધાર."

ભોગીલાલ પ્રાણવલ્લભદાસની મેહનતથી તા. ૨ જી માહે ફેબ્રુઆરી સને ૧૮૫૧ ને રોજ સ્થાપવામાં આવી ત્યારે તો તેમાં અંગ્રેજી સ્કુલના વિદ્યાર્થીઓ ફક્ત સભાસદ હતા. તેમને નિબંધ લખવાનો અને ભાષણ કરવાનો અભ્યાસ થાય એજ (હેતુથી) મુખ્યત્વે કરીને એ સભા સ્થાપી હતી, ને પછી ગુજરાતી સરકારી નિશાળોના મહેતાજીઓ પણ તેમાં દાખલ થયા, ને સભાનું કામ વધતું ગયું; "* એટલું જ નહિ પણ તેણે બંધ પડી ગયલું "બુદ્ધિપ્રકાશ" માસિક પાછું ચાલુ કર્યું હતું, અને સન ૧૮૫૪ માં કેટલાક યંત્રો મંગાવવાને સોસાઇટી પાસે મદદ માગતાં તેને રૂ. ૫૦ બક્ષીસ આપવામાં આવ્યા હતા.

તે વખતે જાહેર વ્યાખ્યાનો વગેરે એ મંડળના આશ્રય હેઠળ અપાતાં હતાં અને તેના કામકાજમાં સોસાઈટીના મુખ્ય સંચાલક મી. ટી. બી. કર્ટિસ જેઓ હાઇસ્કુલના હેડમાસ્તર હતા, ખાસ રસ લેતા હતા. એક રીતે તેની પ્રવૃત્તિ સોસાઇટીના કાર્યની પૂર્તિરૂપ હતી. બુદ્ધિપ્રકાશમાં તેનો સઘળો વૃત્તાંત છપાતો હતો. એ મંડળની સભાઓ શરૂઆતમાં ઇંગ્લિશ સ્કુલના મકાનમાં મળતી અને પછીથી હિમાભાઈ ઇન્સ્ટીટ્યુટ બંધાતાં જાહેર સભાઓનું તે એક કેન્દ્રસ્થાન થઈ પડ્યું હતું.

દરેક જાહેર સંસ્થામાં બને છે તેમ એની પ્રવૃત્તિ પણ એક સમય મંદ પડેલી અને નિરાશા છવાયલી, તેનું રસિક બ્યાન તેના સેક્રેટરીએ "વિદ્યાભ્યાસક સભા અને તેની અરજી" એ નામથી કર્યું છે. તત્કાલીન પરિસ્થિતિ જાણવાને તે વર્ણન ઉપયોગી છે. તેમાંથી મંડળ વિષે પણ કેટલીક ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે.

## વિદ્યાભ્યાસક સભા અને તેની અરજી.

"સર્વે શ્રોતાજનો માંહેથી ઘણાખરાને માલુમ હશે, કે ગયે ફેરે ફક્ત દશ બાર સભાસદો આવેલા હતા, તેથી સભા ભરાઈ નોહોતી. છેક સાડા સાત વાગી ગયા પછી નિરાશ થઇને હું ઘેર ગયો. રસ્તામાં જતાં તરેહ તરેહના વિચારો આવવા લાગ્યા, તે ફક્ત એક બે અવર સુધી રહ્યા એટલુંજ નહિ, પણ પથારીમાં જતા સુધી એ વાત મારા દિલમાંથી ગઈ નહિ. વારે વારે એજ વિચારો આવે કે સભા શું ભાગી પડશે? આખરે નિશ્ચય થયો કે ના ના એમ તો શું થાય. આવી રીતે મન સાથે ગડભાંગ થવા લાગી, ઊંઘ ક્રમે કરી આવે નહિ. ઘણી રાત ગયા પછી મારી આંખ મળી કે તુરત સ્વપ્ન આવ્યું, તેમાં કોઈ સ્ત્રીની આકૃતિ મારી

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૯, પૃ. ૫૭.

## અરજી

આજમ મેહેરબાન, કદરદાન, નેકનામ.

(ઈત્યાદિ જે કિતાબો આપીશ તે ઓછા છે.)

સભાસદો-અને શ્રોતાજનોની જનાબમાં,

અરજદાર **વિદ્યાભ્યાસક સભાની** સલામ દિગર અરજ એ છે જે હાલમાં મારી નવ વર્ષની ઊમ્મર થવા આવી, તેમાં શું શું થયું તે વિષેની વાત મારા જન્મ ચરિત્રની જુદી જુદી ચોપડીઓ ઉપરથી મારા સન ૧૮૫૮ ની સાલના રિપોર્ટમાં જણાવી છે, તેથી ઈહાં તે વાત દાખલ કરીને તમારો અમુલ્ય કાળ રોકવા દુરસ્ત ધારતી નથી. મને જે ખલેલ પોહોંચેલાં છે તે ઘણાખરાના જાણવામાં છે. હું વચ્ચે પાંગળી થઇ ગએલી હતી, પણ ગઇ સાલમાં સારાં થવાનો સમય આવ્યો હતો, મને સારી પેઠે સાંભરે છે કે મારી મુલાકાત લેવા એ સાલમાં સરાસરી ૧૦૮ માણસ આવતું હતું. ઓછામાં ઓછી સંખ્યા ૫૫ ની હતી ને ઘણામાં ઘણી ૨૧૦ ની હતી. બેસનારાઓને જગ્યા પણ મળી શકતી નહોતી. ભાષણ પણ ઘણાં સારાં, રસિક અને ઊપયોગી થયાં હતાં. પ્રેમાભાઇ શેઠ પ્રેમથી પધારતા હતા. તેમજ બીજા સારા સારા લોકો પણ આવતા હતા. આ બધું સારી રીતે કેમ ચાલ્યું એનો વિચાર કરું છું તો માલુમ પડે છે કે, હોપ સાહેબે પોતાના સર્વે ડેપ્યુટીઓ સાથે પોતાનો મુકામ આ શહેરમાં કર્યો હતો, તેથી મારી મુલાકાત લેવાને તેઓ સર્વ આવતા; તેમાંથી કોઇ કહીં ને કોઈ કહીં વેરાઈ ગયા. વળી કરટીસ સાહેબ ચાહીને મારી મુલાકાત વાસ્તે આવનાર તેમને થોડા દિવસ પરગામ જવું પડયું તેમાં વળી તેમની પ્રકૃતિમાં થોડો બિગાડ થયો હતો તેથી એ સાહેબ પણ આવી શકયા નહિ. રાવસાહેબ પ્રાણલાલને સરકિટમાં જવું પડયું. તેમજ મહિપતરામ પણ પોતાના જીલ્લામાં ગયા. આવી રીતે રંગમાં ભંગ થઇ ગયો, કેટલાએક લોકો દેખાદેખીથી આવતાં તે પણ બંધ થયા. તેમજ જે ફક્ત લાજને વાસ્તે દેખા દેતા તે સારા માણસો, આવતા બંધ થયા તેની જ સાથે તેઓ પણ બંધ થયા. નાનાં નાનાં છોકરાંની અંદર આવીને બેસવામાં શરમ ગણનારા પણ અટકી પડયા એટલે રેહેવામાં તો ફક્ત નાર્મલ સ્કાલરો કે જે બિચારા જયારે કહ્યું ત્યારે હાજર. વળી સ્કુલના પેહેલા વર્ગના થોડા ઘણા છોકરાઓ બીજાઓ પુરાઇ ગએલા એટલે તેમનો તો ઉપાય નહિ. બીજા આસપાસના બે ચાર. હવે

મેળવી તેઓ મળી ને એડિટ કરવા કબૂલ થાઉં છઉં. માત્ર એટલું કે અશ્લીલ કે ગ્રામ્ય ભાગ સિવાય કઇ પણ તેમાથી કાઢી નાખવું નહિ. અને પશ્ચિમ દેશની આવા પુસ્તકો પ્રસિદ્ધ કરવાની પદ્ધતિ છે તેને અનુસારે તેમા એડિટર તરફનો કંઇ પણ ફેરફાર કર્યા સિવાય જે સમયના તે પુસ્તક હોય તે સમયની ભાષાનુ તેમણે ખરેખર અને તાદશ પ્રતિબિંબ આપવુ જોઇએ, કે તેથી ભાષાશાસ્ત્રના અભ્યાસીઓને તેમજ શોધકોને ઉપયોગી થઈ પડે. તેની સાથે ઘટિત પ્રસ્તાવના અને નોટમા જે સમજૂત, ખુલાસો કે ફેરફાર જણાવવા હોય તે એડિટર ખુલાસાવાર જણાવે–પણ મુળને છેડે નહિ. આ બાબતનુ ઉપયોગીપણુ આપ તથા આપણી કમીટિ અને સોસાઇટિ સારી રીતે સમજે છે તેથી તેમાં વિસ્તાર કરવાને હું કઈ જરૂર જોતો નથી. આ વિષય ઉપર આપણે વારંવાર વાતચીત થઈ છે. તેથી આ પત્ર કમીટિ કે સોસાઈટી આગળ મૂકતા તેમને આપણા વિચારો વિસ્તારપૂર્વક પ્રદર્શિત કરશો તેથી તે અહિં લખતો નથી.

આપણે કંઈ શાળા ગ્રંથ કાઢવા નથી–કે છોકરા છોકરીઓના હાથમા મૂકતા અચકાઇયે. વિદ્યાની ખાતર, ભાષાના ઇતિહાસની ખાતર, આપણા કવિયો આદિના પુસ્તકોના યુગાનુક્રમની તાદશતાની ખાતર આ મહત્કૃત્ય કરવાનું છે.

ભીમ કવિ–નરસિંહ મહેતાનો સમકાલીન કવિ છે. અને ભાલણ તેના પછીના સૈકાનો છે. પણ આનો દાખલો લેઇને ભાષાતરની જે પદ્ધતિ સામળ, પ્રેમાનંદમા ખીલી નીકળી છે તે તેમણે પકડી છે. ને આપણી ભાષાના પૈહેલવેહેલાના યુગના કવિયોનુ કંઇક દર્શન થાય.

આવા પ્રાચીન ગૂજરાતીના પુસ્તક મળે તો તેની અમે ખોળમા છીએ. તે હાથ આવ્યે સોસાઈટી માટે રખાવીશુ કે ઉતરાવીશુ, ને. તે પણ સોસાઈટી કબૂલ કરે તેની ગોઠવણ કરશો.

આટલુ પાર પડયે યથાવકાશ વળી આગળ પ્રાર્થના કરીશ. એજ વિનતિ.

લી. સેવક,

હરિલાલ હર્ષદરાય ધ્રુવના પ્રણામ.

સદરહુ પત્રમાની સૂચના પરથી એમ સમજાય છે કે* સોસાઇટીએ ભાલણકૃત કાદમ્બરી, હરિલાલ પોતે તેનુ એડિટીંગ કાર્ય લઇ શકે એવી

* જુઓ ગુ. વ. સોસાઇટીનો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૮૫, પૃ ૮

સર્વ પત્યું. મારે કોઇના આગળ રોદણું રોવાના રહ્યાં નહિ. જ્યારથી હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટે મને પોતાની ગોદમાં લીધી ત્યારથી તો મારી ઘણી અડચણ દુર થઇ છે; રેહેવાને વાસ્તે સાત હજાર રૂપિયાની હવેલીનો મેડો મળ્યો છે; નીચે મનભાવ્યાં પુસ્તકો અને વર્તમાનપત્રો ગોઠવાએલાં છે; આ વગેરે સર્વ સુખ સારૂ છે, પણ મારૂં જીવતર તમારા હાથમાં છે. જો મારા આવરદાની દોરી તમે તાણી, તો તુટી ગયા વગર રેહેનાર નથી, અને જ્યારે એમ થયું ત્યારે ઉપરનું સર્વ સુખ શા કામનું.

શેહેરના શેઠીઆઓ અને ગ્રહસ્થો તમારે પણ મારી મુલાકાત અવસ્ય લેવી જોઇએ. વિદ્વાન લોકો સુધારા વાસ્તે જે જે મેહેનત કરે તેમાં તમારે તન મન ને ધનથી મદદ કરવી. તે લોકો તો ફક્ત સારા રસ્તા બતાવશે અને તમને બનતા સુધી મદદ કરશે. પણ જ્યારે તમે મારી મુલાકાત સારૂ આવશો નહિ ત્યારે તમારા જાણવામાં સર્વ વાતો કયાંથી આવશે માટે અવસ્ય તમને ઘટે છે, કે પંદર દહાડે એક બે અવર ફુરસદના કહાડવા. બીજાની ખાતર ના આવો તો મારી ખાતર વાસ્તે આવો. પણ મારી મુલાકાત લ્યો લ્યોને લ્યો. તમને ઘણા આગ્રહથી અને નમ્રતાથી કહું છું કે તમે મારૂં કેહેવું ભૂલી જશો નહિ. કેવલ છે કે "સમજુને ઇશારત ને મુરખને ટોકણી." તમે ભુલશો નહિ એવી મને આશા તો છે પછી કોણ જાણે. આટલું કહીને તમને અરજ કરવી તો બંધ કરૂ છું પણ તમારા ઉપરી જે નગરશેઠ પ્રેમાભાઇ છે તેમને ઉપરના કરતાં વધારે એટલુંજ કહું છું કે તમારા સ્વર્ગવાશી પિતાજીનો કીર્ત્તિસ્થંભ જે "હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટ" તેણે મને પોતાના ખોળામાં લીધી છે, માટે તમે જો મને વિસારી મુકશો તો ઘણું અઘટિત કર્યું કેહેવાશે. મને તમારી ખાતરી છે કે તો પણ વખત છે માટે યાદ દેવરાવ્યું. આગળ તો તમે મારી મુલાકાત લેવા ચુકયા નથી પણ હાલમાં ફુરસદ નહિ મળવાના સબબથી અવાતું નહિ હોય, પણ હવેથી તો આવશો. તમને વધારે કાંઈ કેહેવાનું નથી એટલીજ મારી અરજ છે તે દિલમાં રાખવી.

વિદ્વાનો, જ્યારે તમારી તરફ નજર કરૂં છું, ત્યારે મારા દિલમાં ઘણા વિચારો ઉઠે છે; પણ તે આ અવસરે તો સર્વ જવા દઉ છું; તોપણ એક વાત કહું છું કે સર્વ જગ્યાએ મારો ભભકો ઘણો વાગેલો છે; મારૂં નામ દેશાવરો ખાતે ફેલાઇ ગએલું છે તેથી દુરના માણસો તો ધારે છે કે મારાથી, કોણ જાણે શોય સુધારો થતો હશે, મેં શાં શાં કામ કર્યાં તે જાણવા

કાંટાવાળાને વાર્ષિક રૂ. ૫૦૦) ની મદદ આપવાનો કમિટીએ ઠરાવ કર્યો હતો;* અને સન ૧૮૯૦ માં ઉદ્ધવકૃત રામાયણ સંશોધિત કરી તૈયાર કરી આપવાનું કામ એમને સોંપ્યું હતું.

દરમિયાન વડોદરા રાજ્ય તરફથી પ્રાચીન કાવ્યમાળાનું કામ પદ્ધતિસર આરંભાયું હતું પણ તે માળાનું કામ બંધ પડતાં, તેના મુખ્ય સંચાલક હરગોવિંદદાસભાઇએ તેમની પાસેના બાકી રહેલા કાવ્યગ્રંથો સોસાઇટી છપાવવાનું ઉપાડી લે એવી મતલબનો પત્ર લખ્યો હતો અને તેની સાથે જે કાવ્યગ્રંથો છપાયા વિના પડી રહ્યા હતા તેની સૂચી પણ ઉતારી મોકલી હતી. સોસાઈટીએ તે માગણી અમુક સરતે માન્ય રાખી હતી; પણ પછીથી નાથાશંકર મરી જતાં, એ યોજના અમલમાં મૂકાઇ નહોતી. વડોદરા રાજ્ય સાથે સોસાઈટી સહકાર સાધતી તેના એક દાખલા તરીકે તેમ ઉપરોક્ત પત્રવ્યવહારમાંની જુનાં કાવ્યગ્રંથોની સૂચી પ્રાચીન સાહિત્યની શોધખોળ કરનારાઓને દૃષ્ટિએ મહત્વની હોવાથી પ્રાચીન કાવ્યમાળાના મંત્રી તરફથી લખાઈ આવેલો મૂળ પત્ર અને સોસાઇટીનો ઉત્તર એ બંને પરિશિષ્ટમાં આપ્યાં છે.

સોસાઇટી આ પ્રમાણે પ્રાચીન કાવ્યસાહિત્યના સંગ્રહ, સંશોધન અને પ્રકાશનના સંબંધમાં તેના આરંભ કાળથી કંઈ ને કંઇ પ્રયત્ન કરતી રહી છે; અને પ્રાચીન કાવ્યનો જનતાને પ્રથમ પરિચય કરાવનાર કવિ દલપતરામનું સ્મારક કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે તેના સ્મારક ફંડનાં નાણાનો વ્યય ગુજરાતી પ્રાચીન કાવ્યનાં સંશોધન અને પ્રકાશનમાં થાય એ ઉદ્દેશ નક્કી કરવામા પણ સોસાઈટીની ઉપરોક્ત અખત્યાર કરેલી નીતિ અને ધોરણ નજરે પડે છે.

---

* જુઓ ગુ. વ. સોસાઇટીનો રીપોર્ટ, સન ૧૮૮૮.

તમે જ્યાંહાં જ્યાંહાં જાઓ ત્યાં તમારા મનની ઇચ્છા પૂરી થાય અને ત્યાંહાંની મંડળિયોમાં પણ પ્રખ્યાત થાઓ. અને આવી રીતે માંનપત્ર પામો.

સહી ટી. બી. કરટીસ સાહેબ આનરેરી પ્રેસિડેન્ટ
,, રાવસાહેબ પ્રાણલાલ મથુરાંદાસ.
,, મેહેતાજી તુળજારામ સુખરામ.
,, રણછોડ ઉદેરામ સેક્રેટરી.
,, લાલભાઇ રૂપરાંમ પ્રમુખ.
,, કવીશ્વર દલપતરાંમ ડાહ્યાભાઇ ઊપ પ્રમુખ.
,, હરીલાલ દામોદર (નાર્મલ કલાસની તરફથી)"×

ગુજરાતમાં આ જાતનું મંડળ અમે જાણીએ છીએ ત્યાં સુધી એ પ્રથમ હતું અને તેનું કામકાજ સભાએ ઘડેલા અને મંજુર કરેલા નિયમપૂર્વક થતું હતું. કાયદાકાનુનની દષ્ટિએ તે ખરડો બહુ ઉપયોગી નહિ હોય; પણ તેમાંની કેટલીક માહિતી જરૂર રમુજ આપશે તેમ તેનો વહિવટ કેમ થતો હતો તે લક્ષમાં આવશેઃ

## વિદ્યાભ્યાસક મંડળી.

(સ્થાપવામાં આવી તારીખ ૨ ફેબરૂઆરી સન ૧૮૫૧)

તા. ૨ જી જાન્યુઆરી સન ૧૮૫૮ સુધી સુધારેલા કાયદા.

૧. આ મંડળી દર પખવાડિયે શનીવારે સાંજના ૭ કલાક વાગતે ભરાશે.
૨. એક આનરેરી પ્રેસીડેન્ટ, પ્રમુખ, ઊપપ્રમુખ, સેક્રેટરી અને બીજા કારોબારિયો મળીને આ સભાનું કામ ચલાવશે.
૩. આ સભામાં જે કોઈ સખસ સભાસદ થવાની ખાએસ રાખતાં હશે તેને કારોબાર મંડળીના અનુમત્તથી સભાસદ કરવામાં આવશે.
૪. આ સભાના ખરચ સારૂ દર સભાસદ પાસેથી દર વર્ષને આરંભે ઓછામાં ઓછા બે આના લવાજમ લેવામાં આવશે. તે ઊપરાંત જે કોઇ સાહેબ આપશે તે ઉપકાર સાથે લીધામાં આવશે. અને જે કોઇ બક્ષિસ દાખલ આપશે તે પણ મોટા એહશાનથી લીધામાં આવશે.
૫. આ મંડળીની વર્ષોવર્ષની છેલ્લી બેટકે પ્રમુખ, ઉપપ્રમુખ, સેક્રેટરી અને કારોબારિઓને છુપા મતથી પસંદ કિધામાં આવશે.

---

× બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૭, પૃ. ૧૩૧–૧૩૨.

રકમ કમિટીને આપે, એટલે રૂ. ૪૦૦૦) ની મદદ સરકારથી મળી છે તે તથા સોસાઇટી તરફથી જે રકમ મળ્યા કરે તે વડે કમિટીનું કામ લાંબી મુદત ચાલી ઘણા ગ્રંથો પ્રકટ કરી શકાય. જો સોસાઇટી વધારે મદદ કરી શકે એમ ન હોય તો નિદાન એકેક ગ્રંથ માટે રૂ. ૧૦૦) કમીમાં કમી આપે, અને કમિટીને ૧૦ પ્રત બક્ષિસ આપે. હાલ સુધીમાં જેવા કદના ગ્રંથો પ્રકટ થયા છે તેવા કદના ગ્રંથો હવે પછી પણ તૈયાર થશે. દર વર્ષે દશ ગ્રંથ ઘણું કરીને અમે તૈયાર કરી શકીશું. સોસાઇટી જો વર્ષે બધાય ગ્રંથ છપાવી ન શકે તો છ ગ્રંથ છપાવશે તોપણ ચાલશે. એટલે છાપવાનું કામ વધારે મુદત પહોંચશે.

આશા છે કે આવા અગત્યના કામમાં સોસાઇટી મદદ આપ્યા વગર રહેશે નહીં.

સેવક,

**હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા**

સેક્રેટરી પ્રાચીન કાવ્ય કમિટી-વડોદરા.

વડોદરા પ્રાચીન કાવ્ય ઓફિસ તરફથી અમદાવાદ વર્નાક્યુલર સોસાઇટીને બહાર પાડવાના કુલ ગ્રંથોની યાદિ—

| નંબર | પુસ્તકનું નામ. | ગ્રંથકારનું નામ. | વિષય | પૃષ્ઠ સંખ્યાનો આશરો. |
|---|---|---|---|---|
| ૧ | લોપામુદ્રાખ્યાન | પ્રેમાનંદ | નાટક કે આખ્યાન | ૧૭૫ |
| ૨ | મારૂતી વિજય | વલ્લભ | નાટક | ૨૫૦ |
| ૩ | દષ્ટાંતાબ્ધિ | ,, | સાહિત્ય ગ્રંથ | ૩૦૦ |
| ૪ | અધ્યાત્મ રામાયણ | ભીમકવિ | વેદાંત-કથા | ૫૦૦ |
| ૫ | પંચતંત્ર | જૈનકવિ | નીતિસાહિત્ય | ૪૦૦ |
| ૬ | કેવળપુરીકૃત કવિતા | કેવળપુરી | જ્ઞાન-બોધ-વૈરાગ્ય | ૨૫૦ |
| ૭ | સુદર્શનાખ્યાન | પ્રેમાનંદ | આખ્યાન | ૨૦૦ |
| ૮ | યોગરત્નાકર | નયનશેખર | વૈદક | ૪૦૦ |
| ૯ | જાલંધર આખ્યાન | વિષ્ણુદાસ | આખ્યાન | ૧૫૦ |
| ૧૦ | કાદંબરી | ભાલણ | કવિતામય ભાષાંતર | ૩૦૦ |
| ૧૧ | અશોકચંદરાજાનો રાસ | સુખસાગર | જૈન વાર્તા | ૨૦૦ |
| ૧૨ | રઘુવંશનું ભાષાંતર | પ્રેમાનંદ | કવિતા | ૪૦૦ |
| ૧૩ | કર્ણચરિત | ,, | મહાકાવ્ય | ૪૦૦ |

૧૬. રસાળો વાંચી રહ્યા પછી સભામાં બિરાજનાર હરેક જણને તે રસાળાની બાબત ઊપર તકરાર કરવાનો હક છે અને તે તકરારનો નિવાડો પ્રમુખ પોતાના હાથમાં રાખશે.

૧૭. સભાસદે વિવેક અને અદબથી ચાલવું અને રસાળા લખવામાં અથવા વિવાદ કરવામાં પરસ્પર નિંદા કરવી નહીં.

૧૮. સભા બાહારના હરકોઈ માણસને વિષય અથવા ભાષણ કરવું હોય તો કારોબારી મંડળીની રજા જોઈયે.

૧૯. એ સભા શ્રાવણ માસમાં બંધ રેહેશે.

૨૦. પરગામીને સભાસદ થવાની મરજી હશે તો તેને પણ સભાસદ કીધામાં આવશે.

૨૧. જે કોઈ નવો સભાસદ દાખલ થશે તેની પાસેથી ઓછામાં ઓછા બે આના આગળથી લીધામાં આવશે.

૨૨. હરેક સભાનો વહિવટ નીચે લખ્યા પ્રમાણે થશેઃ—

૧ લું. પ્રમુખે સાંજના ૭ કલાકે ખુરશિયે બિરાજવું.

૨ જું. ગઈ સભાના વહિવટની હકીકત સેક્રેટરીયે વાંચી સંભળાવવી.

૩ જું. દરખાસ્તો કરવી.

૪ થું. રસાળો વાંચવો અથવા ભાષણ કરવું અને તે ઊપર ઘટતી રીતે વિવાદ કરવો.

૫ મું. આવતી સભામાં રસાળા વાંચવાના હોય અથવા ભાષણ કરવાનું હોય તે વિષે સેક્રેટરીયે ખબર આપવી.

૬ ઠું. સભા બરખાસ્ત કરવી.

સહી. રણછોડ ઊદેરામ.
સેક્રેટરી.*

રણછોડભાઈએ પ્રસ્તુત મંડળને ટકાવી રાખવામાં સારો ઉત્સાહ દાખવેલો, તેથી અમદાવાદમાંથી છેવટ જતી વખતે એક માનપત્ર એમને મંડળ તરફથી આપવામાં આવ્યું હતું. એ માનપત્રમાં નોંધેલી કેટલીક બિના સોસાઇટીનો ઇતિહાસ અને રણછોડભાઇના ચરિત્ર પરત્વે ઉપયોગી છે; અને આપણા સાહિત્યના ઇતિહાસમાં એ બનાવને સ્થાન ઘટે છે. એ પ્રસંગનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છેઃ—

"ભાઈ રણછોડ ઉદેરામને માનપત્ર આપવા સારૂ તા. ૧૪ મી ડીસેમ્બરને રોજ સાંજના ૬ વાગતાં હીમાભાઈ ઇન્સટીટયુટમાં સભા ભરાઈ

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૮, પૃ. ૩ થી ૫.

# પ્રકરણ ૬

## સ્ત્રી કેળવણીને ઉત્તેજન

" Only by setting their women free and opening wide to them the door to absolute self-determination in all forms of expression and development, by restoring to them their Vedic status-the unrestricted use and training of all bodily, mental, and spiritual faculties both in the home and in Society, will Indian men be able to achieve their own personal emancipation. Only free adult girls will be able become true mates and balanced mothers, break through the vicious circle of misdirected emotional and physical strength, and in addition, restore the wasted physical forces of the Hindu race. Only sons reared by such fully and freely living mothers will have the inner independence and assurance needed to lead a normal healthy life of social constructiveness. "•

[ The 'Pardah', by Mrs. Sarangdhar das. ]

પોતાના પહેલા વર્ષથી જ સોસાઇટીએ છોકરીઓને શિક્ષણ આપવાની તજવીજ કરી હતી અને તેના થકી ચાલતી કન્યાશાળા પછીથી શેઠાણી હરકુંવરબાઇ કન્યાશાળાનું નામાભિધાન પામી તેનો સર્વ વૃત્તાંત પ્રથમ વિભાગમાં આપાયો છે.×

પ્રજાને પ્રાથમિક કેળવણી આપવી એ સરકારનું કર્તવ્ય છે અને એ સિદ્ધાન્તનો સરકાર તરફથી અમલ થવા માંડ્યો એટલે સોસાઇટીએ એ ક્ષેત્રમાં તેની પ્રવૃત્તિ બંધ કરી; પરંતુ જે કન્યાઓએ અધવચમાં સંજોગવશાત્ અભ્યાસ મૂકી દીધો હોય, અથવા જેમને પ્રાથમિક ધોરણો પૂરાં કર્યા બાદ વધુ અભ્યાસ કરવાની ઉત્કંઠા હોય અથવા મોટી વયની સ્ત્રીઓ જે કેળવણીના સંસ્કાર પામવા ઉત્સુક હોય તેમના માટે અવલંબનનો અને

---

• The Servant of India, May 11, 1933.

× જુઓ ગુ વ. સોસાઇટીનો ઇતિહાસ વિભાગ ૧, પૃ. ૩૦.

પછી ગુજરાતી ટ્રાન્સલેટર સાહેબની હજુરમાં ગુજરાતી ટ્રાન્સલેશન એક્ઝીશનરની રૂ. ૪૦ ના પગારની જગો તમને મળી તે કામ હાલ સુધી તમે કર્યું. તમ સરખા કેળવણી પામેલા અને પ્રમાણિક માણસ અમદાવાદમાંથી જવાથી અમે દિલગીર છૈયે પણ આશા છે કે બુદ્ધિપ્રકાશમાં તમારા સુંદર વિષયોના લખાણથી હમેશાં તમારી યાદગીરી અમને આપતા રહેશો. અહિંના વિદ્યાખાતામાં કેળવણી પામેલા ભાઈ વીરચંદ દીપચંદ વગેરે મુંબઈમાં છે, અને વળી તમારા જવાથી અમદાવાદના કેળવણી ખાતાની ખુબી મુંબઈમાં વધારે થશે. તમને સજ્જનતાનો ગુણ પરમેશ્વરે બખશીશ આપેલો છે. કહ્યું છે કેઃ—

છપા.

સજ્જનતા ગુણ સરસ, મળે નહીં ખરચે મૂલે;
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતી કો ફૂલે;
વિચરે દેશ વિદેશ, લેશ જિવમાં નહિ જામે;
પવિત્ર તીર્થ પ્રવેશ, કિધે પણ કોઈ ન પામે;
કદિ પ્રગટે નહિં દલપત કહે, ઘર ઘર અથડાયે ઘણું;
ઈશ્વર કરૂણાથી ઉપજે, પુરૂષ વિષે સજ્જનપણું. ૧

તરૂવરનો નહિ તાગ, ભાગ્યથી સુરતરૂ ભેટે;
હીરા મળે હજાર, કોહિનુર છેકજ છેટે;
બગલા બાણું કરોડ, હંસ તો ન મળે હળવો;
સમળા મળે અસંખ્ય, ગરૂડમહિમા ક્યાં મળવો;
જન તો બહુ જડશે જગતમાં, તન તાપ ન તેથી ટળે;
દિલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે. ૨

માટે તમારા જેવા સજ્જન મળવા ઘણા દુર્લભ છે. અમે તમને જેટલું માન આપિયે તેટલું તમારી લાયકી પ્રમાણે થોડું છે. અમે પરમેશ્વર પાસે માગિયે છૈયે કે તમે જ્યાં બિરાજો ત્યાં, સુખ, આબરૂ અને આવાં માનપત્ર તમને ઘણાં મળે. એજ અમારો આશિર્વાદ છે.

| પછી રણછોડ ગલુરામે કવિતા, અને સ્કુલના શાસ્ત્રીએ શ્લોક રચેલા વાંચ્યા હતા.* | તા. ૧૪ મી ડીસેમ્બર સન. ૧૮૬૩. |
|---|---|

* 'બુદ્ધિપ્રકાશ' સન ૧૮૬૪, પૃ. ૮ થી ૧૦.

| | | | |
|---|---|---|---|
| ૪૫ શિવભક્તની ભક્તમાળ | ,, | ભક્તિ | ૨૦ |
| ૪૬ કૃષ્ણ નામાના કુંડળીઆ | ,, | ભક્તિ | ૪૦ |
| ૪૭ મહસ્રપદનો રાસ | નૃસિંહમહેતો | ,, | ૫૦૦ |
| ૪૮ સતી ધર્મ | કમળાગવરી | નીતિ | ૪૦ |
| ૪૯ કૃષ્ણચરિત્ર | ,, | ભક્તિ–સાહિત્ય | ૨૦ |
| ૫૦ પતિ વિગ્રહાખ્યાન | ,, | આખ્યાન | ૫૦ |
| ૫૧ ભક્ત મહિમા | ,, | ભક્તિ | ૨૦ |
| ૫૨ ગોડાણાની કથા | ત્રીકમદાસ | આખ્યાન | ૨૦ |
| ૫૩ સત્યભામાનુ રૂષણું | મીરાંબાઈ | ,, | ૧૦ |
| ૫૪ ધ્રુવસ્વામિ આખ્યાન | ,, | ,, | ૨૦ |
| ૫૫ દૃઢભક્તિ આખ્યાન | ,, | ,, | ૨૦ |
| ૫૬ છુટકપદ | ,, | ઉપદેશ | ૧૦૦ |
| ૫૭ કપીનાજીનુ આખ્યાન | ગમદાસ | આખ્યાન | ૨૦ |
| ૫૮ ચંડીપાઠ | રણછોડજી દિવાન | ,, | ૭૦ |
| ૫૯ અંબાજીના ગરબા | ,, | સ્તુતિ–ભક્તિ | ૨૦ |
| ૬૦ છૂટક કવિતા | ,, | સાહિત્ય | ૫૦ |

Hargovind D. K
પ્રાચીન કાવ્ય કમીટિના સેક્રેટરી

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફિસ.
અમદાવાદ, તા. ૩–૫–૧૮૯૪.

**મહેરબાન પ્રાચીન કાવ્યમાળાના સેક્રેટરી સાહેબ,**
**વડોદરા.**

આપનો જાવક નં ૫૪ તા. ૩ ચાલુ માસનો પત્ર પહોંચ્યો તે વ્યવસ્થા કમીટી રૂબરૂ મુકતા એવો ઠરાવ કરવામા આવ્યો છે કે આપના તરફથી સોસાઇટીના હેતુ પ્રમાણે તૈયાર થઈ આવેલા પુસ્તકો સોસાઇટી છપાવશે પરંતુ તેને માટે નીચેના નિયમ સોસાયટીની નજરમા યોગ્ય લાગે છે માટે તે ઉપર વિચાર થઇ આપના તરફથી લખાઇ આવવું જોઇએ

(૧) એક કવિના પુસ્તક હાથમા લીધા પછી બનતા સુધી તેની કવિતા પૂરી કરીને બીજાને હાથમા લેવો.

(૨) પ્રેમાનંદના પુસ્તક પ્રથમ તૈયાર થવા જોઇએ

(૩) જે પુસ્તક તૈયાર કરવાનુ હોય તે પ્રથમથી સોસાઇટીને જણાવવું કે જેથી સોસાઇટીના હેતુ પ્રમાણે છપાવવા જેવું છે કે નહિ તેનો પ્રથમ નિર્ણય થય

# પ્રકરણ ૧૫.

## બુદ્ધિપ્રકાશ

"સન અઢાર ચોપન તણો, મનહર મારચ માસ,
પ્રથમ થકી ચોપાનિયું, પ્રકટયું બુદ્ધિપ્રકાશ.
શશિ સૂરજ તારા તડિત, આપે ભલે ઉજાશ,
જડતા તિમિર ટળે નહિ, જ્યાં નહિ બુદ્ધિપ્રકાશ."
(દલપતકાવ્ય, ભા. ૧, પૃ. ૩૨૩.)

"We are happy to state this publication, (Buddhiprakash) which contains articles on History, Natural Philosophy, Morality, the general news of the month, and anything that is likely to be of interest has met with a success greater than was anticipated and bids fair to become (if it is not so already) one of the most popular Magazines in the Gujarati language."

**T. B. Curtis.**

(*Report, G. V. Society, 1854–55.*)

ગયા પ્રકરણમાં મંડળીઓ વિષે લખતાં અમે જણાવ્યું હતું કે "બુદ્ધિપ્રકાશ" નામના મંડળે એજ નામનું એક ચોપાનિયું કાઢ્યું, તેનો પહેલો અંક ૧૫ મી મે સન ૧૮૫૦ ના દિવસે પ્રસિદ્ધ થયો હતો. તે પખવાડિક હતું, અને તેની પૃષ્ટ સંખ્યા ૧૬ ની હતી અને વળી તે લીથોમાં છપાતું હતું. તે લેવાનું સૌને અનુકૂળ થાય તે માટે છુટક નકલ દોઢ આને વેચાતી મળતી હતી. એ માસિક કાઢવામાં તેના પ્રયોજકોનો શો આશય હતો એ પ્રથમ અંકની શરૂઆતમાં સમજાવેલો છે, તે પરથી એની રીતિ-નીતિનો ખ્યાલ આવશે.

### પ્રસ્તાવના અથવા દીબાચો.

"આ ચોપાનીયું છપાવનારાઓની એવી ખાતરી થઈ છે કે જે દેશમાં બોલીનું કોઇ ઠેકાણું નથી, તરે તરે વાર ચોપડી થએલી નથી, લોકોનું મન વિદ્યા તરફ લાગેલું નથી, ને તેને લીધે વિદ્યા એ શી વસ્તુ છે. તે ભણ્યાથી શા શા ફાએદા થાએ છે. એવા દેશમાં સુળ પગરણમાં કંઇ બુદ્ધિ ઉપરે,

સ્ત્રી અને પુરુષ માટે સમાન શિક્ષણક્રમ ન રાખતાં તેમની સ્વાભાવિક પ્રકૃતિ અને પરસ્પરનું જીવનધ્યેય ધ્યાનમાં રાખીને તેમના માટે જુદા અભ્યાસક્રમ યોજવાની માગણી શરૂઆતથી ચાલુ છે અને તેને અનુલક્ષીને સન ૧૮૯૪ માં મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાના વડાએ કન્યાશાળાઓ માટે જુદાં પુસ્તકો રચાવવાના સંબંધમાં એક પત્ર સોસાઇટીને લખી મોકલ્યો હતો. મેનેજીંગ કમિટીમાં તે રજુ થતાં એવાં પુસ્તકો રચાવવાની એક યાદી તૈયાર કરવાનું કામ રણછોડલાલ છોટાલાલને સોંપાયું હતું. તેમની ભલામણનો રીપોર્ટ જોવામાં આવ્યો નથી, પણ નારી શિક્ષા, ભા. ૧ અને ભા. ૨ નું પ્રકાશન પાછીથી કરવામાં આવ્યું તે આ વિષયની ચર્ચાનું પરિણામ હતું એમ અમારૂં માનવું છે.

તે પછી એ પ્રકારના સ્ત્રી ઉપયોગી પુસ્તકો રચાવવા સારૂ સોસાઇટીને નીચે મુજબ ૮ ફંડો મળેલાં છેઃ—

૧. સૌ. કંકુબાઇ સ્મારક ફંડ.
૨. સૌ. કીર્તિલક્ષ્મી પત્રમાળા ફંડ.
૩. સૌ. મોંઘીબાઈ રામજી ઇમજી ફંડ.
૪. સૌ. ગોધીબાઈ વંદ્રાવન દયાળ ફંડ.
૫. સૌ. ગુલાબ ઝવેરી ફંડ.
૬. સૌ. દિવાળીબાઈ ફંડ.
૭. બાઈ હમાબાઇ મોદી સ્મારક ફંડ.
૮. સૌ. લક્ષ્મીબાઇ હરિયાણી ફંડ.

પણ જમાનો એટલા વેગથી આગળ વધતો જાય છે, સ્ત્રી કેળવણીમાં અને સ્ત્રી જીવનમાં એટલી મોટી ક્રાન્તિ થવા પામી છે અને વળી યુવક યુવતીઓ એટલી મોટી સંખ્યામાં, એકસાથે અને એકસરખી કેળવણી લઇ રહ્યાં છે, કે એ પરિસ્થિતિમાં સ્ત્રી ઉપયોગી પુસ્તકોનો ભેદ પાડવો એ વિષમ કાર્ય થઈ પડ્યું છે અને કેટલીકવાર શંકા ઉદ્‌ભવે છે કે એવા કૃત્રિમ વિભાગની હવે જરૂર છે ખરી ?

શરૂઆતમાં માબાપો તેમની છોકરીઓને નિશાળે મોકલતાં નહિ; અને તેમને તેમ કરવા સમજાવવાને કંઈ કંઈ તજવીજ કરવી પડતી હતી. તેમાં છોકરીઓને ઇનામ અને સ્કોલરશીપ આપવાની યોજના આવી જાય છે. જે કન્યાઓની નિયમિત અને સારી હાજરી હોય અને જેમનો અભ્યાસ સરસ હોય તેમને એકાદ સુંદર પુસ્તક કે કંઇ રોકડ રકમ સ્કોલરશીપરૂપે આપવામાં આવતી. જેથી તેમને ઉત્તેજન મળે અને દેખાદેખી અન્ય

જોઇએ, રોજગાર નહી, ધંધો નહી, તારે કાંઈ કમાવવું જોઇએ કેને, તારે આ ખાસો ધંધો ઉભો કર્યો." તારે જે લોકોને મનમાં એવું આવે તે લોકોએ આ વાત સારી પેઠે સમજી લેવી જોઇએ, કે ચોપાનીઊં છપાવનારાઓનો એવો કંઇ ઇરાદો નથી કે એ ચોપાનીઊં છપાવીને તેમાંથી કંઈ નફો મેળવવો, પણ ફક્ત એટલુંજ, કે કંઇ કરતાં લોકોનું મન વિદ્યા તરફ લાગે છે. ( કારણ કે વિદ્યા તરફ મન લાગું તો પછી હાલમાં તો કોઈની શકતી એવી નથી કે અગાઢીથી પાંકી આપે કે અગાડી જતાં આવો ફાએદો થશે. ) વળી એ ચોપાનીઊં ખપે, ને લોકોને વાંચવાનો શોખ થાએ, અને તેમાંથી ફક્ત એના ખરચ જેગ નીકલું, એટલે બારપા થઈ. વલી એ ચોપાનીઊં કાં તાલેવન, કાં ગરીબ, સરવે લોકોના વાંચવાના ઊપભોગમાં આવે, એટલા માટે તેની કીમત હાલમાં રૂા. ૦-૧-૬ ઠરાવી છે ને એવો વિચાર છે, કે જો કદાપી એ ચોપાનીઊં બહુ લોકો લેશે, તો આગળ ઉપર તેની કીમત રૂા. ૦-૧-૦ કરી નાંખવી. હવે જો કદાપી આ જે કીંમત ઠરાવી છે તે ઉપરથી કોઇ લગીરજ વીચાર કરશે, તો જણાઈ આવશે કે ફક્ત વિદ્યાની વૃદ્ધી થાએ ને મ્હોટા મ્હોટા લોકોને જોઇને વિદ્યાને ટેક્ર ટે એવો લોકોમાં દેખાદેખી ચડશ વધે, એવો ઇરાદો છે માટે ચોપાનીઊં છપાવનારાઓની એવી હોંસ છે કે એને બધા લોકો સારી પેઠે પોતાનાને જેવી મદત આપે છે એવું જ ધારીને આને પણ મદત આપશે.

આ ચોપાનીઆમાં શી શી બાબતો આવશે તે કંઈ લખી શકાતું નથી પણ એટલું છે, કે ઘણું કરીને આ નીચેની વાર્તામાંથી છપાવામાં આવશે.

૧ રસાયનશાસ્ત્ર.
૨ નામીચા પુરૂષોનાં જન્મ ચરીત્ર.
૩ ઈતિહાસ એટલે આગળ બાદશાહો ને રાજાઓ કેવા થઆ ને તેમની રાજનીતિ શી રીતની હતી ને તેઓએ શાંશાં પરાક્રમ કરાં.
૪ નકલી વાતો ને કોઅડા,
૫ વેપાર બાબત.
૬ ખરચાપત્રો.

એ શીવાએ જે જે વાતો અનુકુળ આવશે ને માલુમ પડશે કે આવી વાતથી લોકોને કાંઈ પણ રસ પડીને લગરિક સુધારો થાએ એવું છે એવી બાબતો છપવામાં આવશે.

એ ચોપાનીઊં પહેલું વેહેલુંજ એટલે તારીખ ૧૫ મી મેઅ સને ૧૮૫૦ થી છપાવા માંડયું છે, તે દર મહીને ૧૫) મી અને છેલી એ બે તારીખોએ છપાશે.

એ કન્યાશાળા પ્રથમ ખુલ્લી મૂકતી વખતે મ્હોટો સમારંભ થયો હતો; અને તે પ્રસંગે સ્ત્રી કેળવણી વિષયમાં જૂદી જૂદી દૃષ્ટિએ વિવેચનો થયાં હતાં. એક પ્રમાણભૂત વૃત્તાંત તરીકે તેનું મૂલ્ય છે, એટલું જ નહિ પણ સ્ત્રી કેળવણી પરત્વે તે સમયનું લોકમાનસ સમજવાને તે વૃત્તાંત ઉપયોગી છે તેથી એ સમારંભનો અહેવાલ પરિશિષ્ટ ૭ માં આપ્યો છે.

સોસાઇટી વિદ્યાર્થીઓને વક્તૃત્વ માટે ચાંદ અને ઇનામ આપતી એની હકીકત પહેલા ભાગમાં આપેલી છે,* એ ધોરણે સ્ત્રીઓ પણ પુરૂષોની પેઠે જાહેર મેળાવડામાં સંકોચ પામ્યા વિના બોલી શકે અને એમની ભાષણ કરવાની શક્તિ ખીલે એ હેતુથી સોસાઇટીએ સન ૧૮૯૪ માં સ્ત્રી વક્તૃત્વોત્તેજનની યોજના ઘડી હતી અને તે સારી રીતે ફતેહમંદ નિવડયાથી સન ૧૯૦૧ માં તેમાં ફેરફાર કરીને સ્ત્રી શિક્ષણની પરીક્ષા લેવાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. નીચેના ઉતારા પરથી એ પ્રવૃત્તિનું સ્વરૂપ સમજવામાં આવશે.

## સ્ત્રી શિક્ષણ પરીક્ષા.

"શાળાના શિક્ષણ ઉપરાંત સ્ત્રીઓ પોતાની કેળવણી આગળ વધારે એ બહુ જરૂરનું છે, અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી એ માટે ખાસ પ્રયત્ન છેલ્લા આઠ વર્ષ થયાં કરવામાં આવે છે. સ્ત્રીઓમાં ભાષણ આપવાની શક્તિ વધારવા માટે સ્ત્રી વક્તાઓને ઇનામો આપી સ્ત્રી મંડળ સમક્ષ છૂટથી ભાષણ આપવાની યોજના સન ૧૮૯૪ ની સાલમાં સોસાઇટીએ કરી હતી; અને તેનો પહેલો સમારંભ તેજ સાલના ડીસેમ્બર માસની ૨૩ મી તથા ૨૪ મી તારીખે કર્યો હતો. તેજ પ્રમાણે દર વર્ષે સમારંભ કરવામાં આવતો હતો. આ પ્રમાણે ગઈ સાલ એટલે ૧૯૦૦ સુધી દર વર્ષે સ્ત્રીઓ પાસે સ્ત્રી ઉપયોગી વિષયો પર ભાષણો અપાવી સ્ત્રીઓને ઇનામો આપવામાં આવતાં હતાં. આ ક્રમથી સ્ત્રીઓમાં ભાષણ આપવાની એટલે મંડળ આગળ પોતાના વિચારો સ્પષ્ટ રીતે જણાવવાની શક્તિ દિવસાનુદિવસ વધતી જણાઇ હતી. ભાષણો આપવા માટે મુંબાઇ, નવસારી, વડોદરા, વગેરે દૂર દૂરના ભાગની સન્નારીઓએ પણ ઉમેદવારી કરી હતી, એજ તે વર્ગની ઉલટ જાણવાને માટે બસ છે. ભાષણો આપવાના આ ક્રમથી સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર સ્ત્રીઓ પાસે સોસાઇટી તરફથી જે ભાષણો કરાવ્યાં હતાં અને સારૂં ભાષણ કરનારી બાઇઓને દર વર્ષે જે ઇનામો આપ્યાં હતાં તે નીચે પ્રમાણે છે;

* જુઓ ગુ. વ. સોસાઈટીનો ઇતિહાસ, વિભાગ ૧, પૃ. ૨૦૪.

ઉપરનાં ભાષણો કરવામાં હિંદુ–વાણીઆ, બ્રાહ્મણ, જૈન, પારસી, ક્રિશ્ચિયન, વગેરે વર્ણની સ્ત્રીઓએ હરીફાઈ કરી હતી; તેમજ ૬૨ વર્ષના સમારંભ વખતે અમદાવાદની કેળવાએલી સન્નારીઓ તે ભાષણો સાંભળવા માટે મોટી સંખ્યામાં હાજર રહેતી હતી.

સ્ત્રીઓ પાસે ભાષણદ્વારા પોતાના વિચારો સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરાવવાની યોજના આ રીતે ફતેહમંદ થયાથી નિશાળ છોડ્યા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન આપવાનો તથા સ્ત્રી ઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ કરવાના હેતુથી સોસાઇટીએ ચાલુ એટલે સન ૧૯૦૧ ની સાલથી ભાષણ કરાવવાનો ક્રમ બદલી '**સ્ત્રી શિક્ષણ પરીક્ષા**' લેવાનો ક્રમ ઠરાવ્યો છે.*

## સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરેલી નવીન યોજના.

૧. નિશાળ છોડ્યા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે અને સ્ત્રીઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "**સ્ત્રીશિક્ષણ પરીક્ષા**" લેવાની યોજના કરી છે.

૨. એ પરીક્ષા વરસમાં એક વખત નવેમ્બર માસમાં અમદાવાદમાં લેવામાં આવશે. મુકરર દિવસની જાહેરખબર યોગ્ય મુદત પહેલાં આપવામાં આવશે.

૩. પરીક્ષાનાં ધોરણ અને વિષય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વખતો વખત ઠરાવશે.

૪. પરીક્ષાનાં હાલ બે ધોરણ ઠરાવવામાં આવ્યાં છેઃ—

**૧ ઉંચું ધોરણ.** **૨ નીચું ધોરણ.**

૫. બન્ને ધોરણોમા બબ્બે પ્રશ્નપત્રો આપી ગુજરાતી ભાષામાં લેખી પરીક્ષા લેવામાં આવશે.

૬. **૧ લો પત્રઃ**—ભાષા સંબંધી સામાન્ય જ્ઞાન, નીતિજ્ઞાન, તથા મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

**૨ જો પત્રઃ**—મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૭. સન ૧૯૦૧ ની સાલ માટે નીચેનાં *પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છેઃ—

* વાર્ષિક રીપોર્ટ સન ૧૯૦૧, પૃ. ૨૭.

ગ્રાપ લેઈ સોસાઇટીના સેક્રેટરી ટી. બી. માસ્તર કરટીસ સાહેબે—મહીકાંઠાના પુલેટીકાલ સાહેબને કેટલીએક તરેથી શીપારશ કરી ઘણા આગ્રહથી મને સોસાઇટી ખાતામાં બોલાવી લીધો. તો મને પણ બીજું કામ કરવા કરતાં મારા દેશના સુધારાનું પરોપકારી કામ કરવાની ઘણી ખુશી છે. તેથી મહી-કાંઠાના મહેરબાંન પુલેટીકાલ સાહેબે મારા ફાયદા સારૂં મને ઘણો દીલાસો મોટો દરજ્જો મલવાનો દીધો. તોપણ સોસાઇટીના કવેશ્વરની જગો. એ સરવથી મોટો દરજ્જો સમજીને આ જગો મેં કબુલ કરીને સેવર એજંટ સાહેબને રાજીખુશી કરીને હું અહીં આવો. તો—

હવેથી આ સોસાઇટી તરફથી બુદ્ધિપ્રકાશ ચોપાનીયાં જે છપાશે તેમાં કેટલાએક વિષય મારા બનાવેલા આવશે. તો મારી મહેનત સાંમું જોઇને મહેરબાની કરીને આ ચોપાનીયું ખુબ દીલ લગાડીને તમારે વાંચવું. નેં બીજાઓને વાંચી સંભળાવવું ને જે રીતે એ ચોપાનીયાનો વધારે ફેલાવ થાય, એ રીતે કરવામાં મેહેનત લેવી જોઇયે, કે જેથી આપણા દેશનું કલ્યાંણ થાય. લોકોની બુદ્ધિનો વધારો થાય એ કામ મોટા પરોપકારનું છે.

૧ આ ચોપાનીયામાં કાંઈ વધતા ઓછી વાત લખાઈ જાય તો એ વીશે મહેરબાંની કરીને પત્રદ્વારે મને લખી જણાવવું.

૧ કોઈ પ્રશ્ન મને પુછવાનેં ચાહતા હો તો તે વીશે પત્ર લખવો. એટલે માહારી બુદ્ધિ પ્રમાંણે તેનો ઉત્તર આ ચોપાનીયામાં પ્રસિદ્ધ કરવા લાયક હશે તો કરીશ.

૧ કાંઇ ચરચાપત્ર લખશો તો તે વીશે પણ ઉપર લખ્યા પ્રમાણે વીચારમાં લાવીશ.

૧ આપણા દેશમાં વિદ્યા નેં સુધારો શી રીતે થાય. એ વીશેના અભિપ્રાય લખી મોકલશો તો ઘણું સારૂં.

૧ આ ચોપાનીયામાં કોઇ વખત ઘણી સારામાં સારી વાત તમને પસંદ પડે એવી છપાય ત્યારે તમારે અમનેં લખી જણાવવું. કે જેથી અમનેં માલમ પડે કે આવી વાતો વાંચવાથી તમો ખુશી છો વા પછી તેવી બાબતો વીશેષ લખીશું. નેં જે બાબત તમને મુદલ પસંદ ન પડે તો તે પણ લખી જણાવશો તો તે વીશે વીચાર કરીશું.

૧ આ ચોપાનીયામાં જે ભાષા છપાય છે, તેમાં પણ શુદ્ધ અશુદ્ધ વીશે લખશો તો તે ઉપર પણ વીચાર કરીશું.

૬. શાળા ક્યારે છોડી છે, અથવા કઈ સ્કૂલમાં શિક્ષક છે.

૭. અંગ્રેજી અભ્યાસ કર્યો છે કે નહિ, ને કર્યો છે તો કેટલો.

૮. ઉપરની માહિતી સાથે પોતાના બાપ કે વાલીનું સર્ટીફીકેટ એવી મતલબનું કે ઉમેદવારે વરસ પહેલાં શાળા છોડી છે અથવા જતી કે ગઇ નથી; તથા તે પરીક્ષા આપે તેમાં તેમની સંમતિ છે.

( બાપ કે વાલી ન હોય તો કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટીફીકેટ મોકલવું. )

૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વને સર્ટીફીકેટ આપવામાં આવશે; તથા પાસ થયાના અનુક્રમ પ્રમાણે તેમનાં નામ "બુદ્ધિપ્રકાશ" માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૨. અંગ્રેજી ચોથા ધોરણ ઉપરાંત અભ્યાસ નહિ કર્યો હોય તેવી જે સ્ત્રીઓ ઉંચે નંબરે પાસ થશે તેમને માટે નીચે પ્રમાણે ઈનામો ઠરાવવામાં આવ્યાં છેઃ—

| ઉંચા ધોરણ માટે. | | નીચા ધોરણ માટે. | |
|---|---|---|---|
| ૧ લું. | રૂ. ૩૦ નું. | ૧ લું. | રૂ. ૨૫ નું. |
| ૨ જું. | રૂ. ૨૫ નું. | ૨ જું | રૂ. ૨૦ નું. |
| ૩ જું. | રૂ. ૨૦ નું. | ૩ થી ૬ સુધી દરેક રૂ. ૧૫ નું. | |
| ૪ થું. | રૂ. ૧૫ નું. | ૭ થી ૧૨ સુધી દરેક રૂ. ૧૦ નું. | |
| ૫ મું. | રૂ. ૧૦ નું. | ૧૩ થી ૧૯ સુધી દરેક રૂ. ૫ નું. | |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૧૦૦ |

૧૩. પરીક્ષા વખતે પરીક્ષા લેવાના હૅાલમા બનતા સુધી ફક્ત સ્ત્રીઓજ રહેશે, પુરૂષો હાજર રહેશે નહિ.

લાલશંકર ઉમીઆશંકર.

ઑનરરી સેક્રેટરી, ગુ૦ વ૦ સોસાઇટી—અમદાવાદ

માટે વાર્ષિક લવાજમ રૂપિયો એક ઠરાવ્યું અને તેના કાર્યકર્તાઓને માલુમ પડ્યું કે એ માસિકની માગણી અને કદર થાય છે ત્યારે તેની પૃષ્ઠ સંખ્યા સન ૧૮૫૫માં વધારી અને તે ત્રણ ફરમાનું એટલે કે ૨૪ પૃષ્ઠનું કર્યું. તેનું વાર્ષિક લવાજમ અગાઉથી આપે તેમને માટે રૂપિયો એક અને પાછળથી ભરે તેમના માટે રૂપિયો દોઢ રાખ્યું.

કવિ દલપતરામે તેનું સુકાન હાથમાં લીધું ત્યારે તેનો ફેલાવો ૬૦૦ નકલનો હતો. શરૂઆતમાં સોસાઇટીનું પોતાનું પ્રેસ હતું, તેમાં "વર્તમાન" પત્ર નિકળતું ત્યારે એ માસિકની ખોટ માલુમ પડતી નહિ; પણ જ્યારે સોસાઇટીનાં પ્રેસો કાઢી નાંખ્યા અને કોન્ટ્રાક્ટથી કામ લેવાવા માંડ્યું ત્યારે બુદ્ધિપ્રકાશ પાછળની ખોટ ખૂંચવા માંડી. સને ૧૮૬૦ ના રીપોર્ટમાં તેની ખોટ આશરે રૂ. ૩૩૩ બતાવેલી છે અને તેણે દશમા વર્ષમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી તેની એવીજ આર્થિક સ્થિતિ રહી હતી. કવિ લખે છે, "હાલ બુદ્ધિપ્રકાશ ૬૦૦ ખપે છે, પણ આ વર્ષમાં (સન ૧૮૬૩) ઘરાકો વધવાની આશા છે. અમે સર્વ લોકો પાસે મદદ માગીએ છીએ કે ઘરાકો વધારવાની તસદી મેહેરબાની કરીને લેવી. બુદ્ધિપ્રકાશનું ખર્ચ તો ઉપજમાંથી પુરૂં થતું નથી. પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તેનું ખર્ચ પુરૂં કરે છે."*

બીજે વર્ષે એટલે સન ૧૮૬૪થી બુદ્ધિપ્રકાશ ટાઇપમાં છપાવું શરૂ થયું; અને તે માટે "અમદાવાદ યુનાઇટેડ પ્રેસ" નામની કંપની કાઢવામાં આવી હતી; અને અમારી ભૂલ થતી ન હોય તો એ પ્રથમ ટાઇપનું કારખાનું—પ્રેસ—હતું.× તે સ્થાપવામાં સોસાઇટીના કેટલાએક નોકરોનો હાથ હતો અને એક રીતે તે સોસાઇટીમાંથી ફણગો ફુટયો એમ કહીએ તો ચાલે.†

સન ૧૮૬૮ માં શાસ્ત્રી વ્રજલાલ તેના કામચલાઉ તંત્રી નિમાતાં, એમણે માસિકનો શરૂઆતનો થોડોક ભાગ બાળબોધમાં છાપવાનું આરંભ્યું હતું. એક લિપિ વિસ્તાર પ્રચાર કામ કરનારાઓનો એ વિષયમાં આ પ્રથમ પ્રયોગ હતો એ નોંધવા જેવું છે.

નવી ગોઠવણ થયા પછી બુદ્ધિપ્રકાશના ફેલાવામાં સુધારો થતો જણાય છે. સન ૧૮૬૮ માં તેની ૧૦૦૦ પ્રતો નિકળતી હતી અને સન ૧૮૬૯ માં ૧૧૦૦; અને તેને બને તેટલું સ્વાશ્રયી અને પગભર કરવાને

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૬૩, પૃ. ૪.
× તે વખતના શિલા છાપના પ્રેસો માટે જુઓ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૬૪, પૃ. ૪.
† જુઓ ગુ. વ. સોસાઇટીનો રીપોર્ટ, સન ૧૮૬૦, પૃ. ૧૨.

સભા ભરાયા પછી, રા. બ. લાલશંકરે કન્યાશાળાની અગત્ય વિષે લંબાણથી અને દલીલ સાથે અસરકારક વિવેચન કર્યું, અને તે દરમિયાન જણાવ્યું કે પ્રાચીન કાળમા સ્ત્રીઓને જે ઉત્તમ કેળવણી મળતી હતી, તે હાલના સમયમા નાશ પામી છે, અને તેથી કરીને આપણો સ્ત્રી વર્ગ કેટલી હલકી પંક્તિએ આવી પહોચ્યો છે, અને સ્ત્રી વર્ગના અજ્ઞાનને લીધે આખા દેશની કેટલી ખરાબી થઇ છે? દેશની ઉન્નતિ થવા માટે ઠામ ઠામ કન્યાશાળા સ્થપાઇ, સ્ત્રી કેળવણી બહોળી સાધારણ થઇ પડવાની જરૂર છે. વિશેષમા તેમણે એ જણાવ્યુ કે સરકાર તરફથી ચાલતી શાળાઓમા ધર્મ સંબંધી કશુ શિક્ષણ આપવામા આવતુ નથી, અને મિશન તરફથી ચાલતી શાળાઓમા ખ્રિસ્તી ધર્મ શિક્ષણ આપવામા આવે છે, તે આપણા લોકને અનુકૂળ નથી. એ કારણોને લીધે હાલની કન્યાશાળાઓમા શીખતી છોડીઓના મન પર રહે એવુ કશુ ધર્મ સબંધી શિક્ષણ ન મળવાથી, ગેરલાભ થાય છે એ અડચણ દૂર કરવા સારૂ આ કન્યાશાળામા હિંદુ લોકના સર્વ ધર્મને અનુકૂળ આવે એવુ ધર્મનુ સામાન્ય શિક્ષણ આપવાની ગોઠવણ રાખી છે.

ઉપરની મતલબનું બોલી રાવબહાદુર લાલશંકર બેઠા પછી, રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલ ઊઠીને ધર્મ સંબંધી શિક્ષણની અગત્ય વિષે લંબાણથી બોલ્યા. તેમના ભાષણનો ભાવાર્થ એવો હતો કે કન્યાશાળામા શીખતી છોડીઓને ધર્મ સંબંધી શિક્ષણ આપવાની જરૂર છે, ધર્મ વિષે શિક્ષણ વિના ઘણો અનર્થ થવાનો ભય રહે છે, અને પુરૂષના કરતા સ્ત્રીમા ધર્મ તરફ વૃત્તિ વધારે પ્રબળ હોય છે, અને તેથી કન્યાશાળામા ધર્મ સબંધી શિક્ષણ આપવાની વિશેષ કરી અગત્ય છે

ત્યાર પછી રાવબહાદુર નરભેરામ રૂગનાથદાસે લાંબુ અને અસરકારક ભાષણ કીધુ. અને તે દરમિયાન રાવબહાદુર રણછોડલાલે આ કામમા તથા બીજા કામોમા જણાવેલી ઉદારતાની યોગ્ય પ્રશંસા કરી, જણાવ્યુ કે રાવબહાદુર રણછોડલાલે જે જે કામ પોતાના હાથમા લીધા છે, તે તે કામ ઘણી સારી રીતે પાર ઉતાર્યાં છે, અને અમદાવાદ શહેર ઉપર ઘણા મોટા ઉપકાર કર્યાં છે. આ શહેરમા પ્રથમ મિલના સ્થાપનાર અને તેને સારા પાયા ઉપર લાવનાર તેઓજ છે. આથી તેમણે અમદાવાદના સેકડો માણસને રોજી ખોલી આપી છે, તેમ પોતાના દાખલાથી બીજી મિલો ખુલવામા સાધનભૂત અને મદદગાર પણ થયા છે. ત્યાર બાદ તેમણે

છે, તે ફરીથી નવેથી જુદા જુદા છાપી ચોપડી બનાવાનો હક ફક્ત અમારોજ છે. વાસ્તે બધા લોકોને અમો જાહેર કરીએ છીએ જે અમારા વીશયમાંથી કોઈ લેઇને છાપી જુદી ચોપડી જેવું બનાવશે તો તે ૧૮૪૭ ના આકટ ૨૦ માંથી ઊલટા ચાલા એવું ઠરશે."*

તેમજ સન ૧૮૬૦ ના રીપોર્ટમાં સેક્રેટરી જણાવે છેઃ

"જે લોક આ ચોપાનીઆ સારૂ વિષયો લખી આપે છે, તેમને મહેનતનો બદલો મળે છે. તેથી જુવાન વિદ્યાર્થીઓ વગેરેને વિષયો લખવાનો ઉલટ વધે છે."×

બુદ્ધિપ્રકાશમાં પ્રથમ ધાર્મિક લેખો લેવાનો પ્રતિબંધ નહોતો પણ સન ૧૮૭૪ માં "દશ અવતાર" એ નામનો લેખ પ્રસિદ્ધ થતાં કંઇક ખટરાગ થયલો સમજાય છે, તેથી કમિટીએ બુદ્ધિપ્રકાશમાં ધાર્મિક લેખો નહિ લેવા એવો નિર્ણય કર્યો હતો.†

એવી રીતે રાજકીય વિષયો નહિ દાખલ કરવા એ વિશે શરૂઆતથી વિદ્યાભ્યાસક મંડળીને મદદ કરવાનું સોસાઇટીએ ઠરાવ્યું, ત્યારથી તેની સાથે સરત કરી હતી કે "તેમાં (ચોપાનીઆમાં) રાજદારી બાબતોની તકરાર છાપવી નહીં."+

તે સમયના સામયિક પત્રોમાં બુદ્ધિપ્રકાશ અગ્રસ્થાન ભોગવતું, એમ જણાવવાની ભાગ્યે જ જરૂર રહે છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એનો ફાળો મોટો છે અને તે વિસરાય એવો નથી.

સન ૧૮૫૬-૫૭ ના રીપોર્ટમાં ઓન. સેક્રેટરી લખે છે.

"માસિક ચોપાનિયું બુદ્ધિપ્રકાશ કે જેની ઊમર ૪ વર્ષની થઈ છે તોય પણ આપણી મરજી માફક તો આખા દેશમાં દોડવા શિખ્યું નથી, તથાપિ તેના અક્કલબાજ ચલાવનાર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇના હાથ નીચે સુધરીને પોતાના જાતભાઈ બીજા ગુજરાતી ચોપાનિયાં કરતા તે વિશેષ લોકોનું મન રંજન કરે છે."‡

એ અભિપ્રાય તે કાળે સાચો હતો એમ સાહિત્યનો વાચકવર્ગ જરૂર સ્વીકારશે.

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૫, પૃ. ૧૬.

× ગુ. વ. સો. નો સન ૧૮૬૦ નો રીપોર્ટ, પૃ. ૧૧-૧૨.

† બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૪, પૃ. ૧૪૪ ની સામે પુંઠા પર.

+ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૪, પૃ. ૯.

‡ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૮, પૃ. ૫૮.

એ મતલબનું બોલીને પંડિત મૂળરાજ શર્મા બેઠા પછી રા. રા. ભોગીલાલ નાનાલાલ વકીલે સ્ત્રી કેળવણીની અગત્ય વિષે કેટલુંક વિવેચન કર્યું.

ત્યારપછી કવિ દલપતરામ ડાહ્યાભાઇએ ઊઠીને, હાલની સ્ત્રી કેળવણીનો આરંભથી ઈતિહાસ કહી સંભળાવ્યો અને તેમાં તેમણે જણાવ્યું કે અમદાવાદમાં, અને ખરૂં કહીએ તો આખા ગુજરાતમાં, પહેલી કન્યાશાળાની સ્થાપના સન ૧૮૪૮ માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરી. આરંભમાં એ કન્યાશાળાનો ખરચ સખાવતે બહાદુર હરકુંવર શેઠાણીએ આપવા માંડ્યો. પણ પાછળથી એ કન્યાશાળાના નિભાવ માટે એક કાયમ ફંડ સ્થાપન કરી, તેનો સઘળો કારભાર સોસાઇટીના હાથમાંથી લઈ તેને સારૂ નીમેલી એક ખાસ વ્યવસ્થાપક મંડળીને સોંપ્યો. એ કન્યાશાળા પછી રા. બ. શેઠ મગનભાઇએ બીજી કન્યાશાળા સ્થાપી. હાલ બીજી કન્યાશાળા મિશન તરફથી પણ ઊઘડેલી છે. આગળ બોલતાં એ બાબત સંબંધી બીજી હકીકતો એમણે જણાવી, અને સ્ત્રી કેળવણીની અગત્ય વિષે વિવેચન કર્યું.

ઉપરની મતલબનું બોલીને કવિ દલપતરામ બેઠા પછી પ્રોફેસર આબાજી વિષ્ણુ કાથવટે ઊઠીને બોલ્યા; અને તે દરમિયાન તેમણે પ્રાચીન સમય સાથે હાલના સ્ત્રી વર્ગની વિદ્યાસંપત્તિ સંબંધી સ્થિતિ સરખાવી, તેમની તે બાબતમાં થયેલી અધોગતિ વિષે વિવેચન કર્યું, તથા દેશની ઉન્નતિ માટે સ્ત્રીશિક્ષણની આવશ્યકતા દર્શાવી. વળી તેમણે નવીન વાત એ જણાવી કે હાલ ઘરમાંથી છોડીઓને નિશાળે મોકલવાનો રિવાજ ચાલે છે, પણ સ્નુષા એટલે વહુને મોકલવ.મા આવતી નથી. છોડી પણ તેને સાસરે ગયા પછી શાળામા આવતી બંધ થાય છે. કહેવાની મતલબ એ કે સ્ત્રી વર્ગને કેળવણી માટે પુરૂષ કરતા ઘણો થોડો સમય મળે છે. પરંતુ આ કન્યાશાળામાં બનતા સુધી સ્ત્રીશિક્ષકજ અને તેડવા જનાર પણ સ્ત્રી રાખવાની ગોઠવણ રાખી છે, તેથી એ રિવાજમાં ફેરફાર થવાની આશા રખાય છે, કારણ કે આવી ગોઠવણથી મોટી ઉમ્મરની સ્ત્રીઓને પણ કન્યાશાળામાં શિક્ષણ માટે આવવાને અડચણ જેવું લાગશે નહિ.

એ મતલબનું બોલીને પ્રોફેસર આબાજી બેઠા પછી, ઑન. રાવબહાદુર રણછોડલાલ છોટાલાલે ઊઠીને, સર્વે ભાષણકર્તાએ કરેલી તેમની ઉદારતાની પ્રશંસાનો યોગ્ય ઉત્તર વાળ્યો, અને સ્ત્રી કેળવણીની અગત્ય વિષે કેટલુંક અસરકારક વિવેચન કર્યું.

એ પછી વૈદ્ય દુર્લભદાસ વિ. શ્યામજી ધ્રુવે "સુશીલતા" વિષે પોતે રચેલી નીચેની કવિતા ઘણી છટાથી વાંચી સંભળાવીઃ—

## કવિતા

# પ્રકરણ ૭

## સરદાર ભોળાનાથ સારાભાઈ

" વિદ્યા વૃદ્ધિને માટે તે બહુ કાળજી રાખતા અને એ કામમા પોતાનાથી બને તેટલી મદદ કરતા. સન ૧૮૪૯ મા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થપાઈ ત્યારથી તેમણે એના ઉત્કર્ષને માટે ઘણી મહેનત કરેલી છે. એમના જેવી ઉત્સાહી અને વિદ્વાન કામદારની સોસાઇટીને ઘણી ખોટ પડી છે."

[ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૬, જુન પૃ ૧૪૧ ]

લગભગ બાવીસ વર્ષની વયે ભોળાનાથભાઈ પહેલ પ્રથમ અમદાવાદમા મુનસફની જગો પર નિમાયા હતા અને તેઓ એ પદવી પર હતા તે દરમિયાન અલેક્ઝાંડર કિન્લૉક ફાર્બસની બદલી અમદાવાદમા આસિસ્ટન્ટ જડજ તરીકે થઈ હતી. ફૉર્બસને ગુજરાતી શિખવાની, ગુજરાતનો ઇતિહાસ, સાહિત્ય અને સંસ્કૃતિ સમજવાની લગની લાગી હતી. તે કાર્યમા મદદ લેવા રાખેલા બે ત્રણ શિક્ષકો બદલ્યા પણ તેમનાથી એમને સંતોષ મળ્યો નહિ. આખરે ભોળાનાથભાઇને કોઈ સારો વિદ્વાન મેળવી આપવા ફૉર્બસે જણાવ્યુ. ભોળાનાથભાઇને કવિ દલપતરામનો સારો પરિચય હતો. ગુજરાતી પિંગળનુ જ્ઞાન એમણે તેમની પાસેથી મેળવ્યુ હતુ. એમણે વઢવાણ ખાસ માણસ મોકલી કવિને અમદાવાદ બોલાવ્યા. તે પછી કવિ અને ફૉર્બસનો ચાદા સુરજના મહેલમા મેળાપ થયો તેનુ વર્ણન પહેલા વિભાગમા કરેલુ છે. આ પ્રમાણે ગુજરાતને ઉપકારક થનાર બે મહાન્ વિભુતિઓ અને ગુજરાતીના હિતચિંતકનો સમાગમ કરી આપવાનુ માન ભોળાનાથભાઇને છે.

સોસાઇટીની પહેલા વર્ષની કારોબારી કમિટીમા સર્વ સભ્યો યુરોપિયનો હતા. પછીથી દેશી સભ્યોને લેવામા આવ્યા તેમા ભોળાનાથભાઈ અને ઇંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર ભોગીલાલભાઈ એ બેજ હતા.

સોસાઇટી સાથેનો ભોળાનાથભાઇનો સંબધ આ પ્રમાણે છેક તેની સ્થાપના કાળથી શરૂ થયો છે અને તે એમના અવસાનપર્યંત ચાલુ રહ્યો હતો. તે સંબંધ માત્ર નામપુરતો, ઉપલક ન હતો પણ તેના કામકાજમા તેઓ ઉમંગભર ભાગ લેતા. વળી તે સમયમા કાર્યકર્તાઓ પણ થોડા એટલે સસ્થાને અંગે અથવા જાહેર પ્રવૃત્તિને અંગે કામ કરવાનુ પણ

'ભ્રાંતિ સંહાર' નામનું એક નાટક પણ તેમણે જ લખી આપ્યું હતું; અને વધુમાં તેઓ મેનેજીંગ કમિટીના સભ્ય પણ હતા. બીજા પુત્ર આપારાવનું સત્તાવીસમા વર્ષે અકાળે અને દુઃખદ મૃત્યુ થતાં ભોળાનાથભાઇએ તેમના નામની એક લાઇબ્રેરી સ્થાપવા રૂ. ૧૦૦૦૦) આપ્યા હતા અને તે ફંડ હાલમાં સોસાઇટી હસ્તક છે. આપણા અગ્રગણ્ય વિદ્વાન શ્રીયુત નરસિંહરાવ તો એમની વિદ્યાર્થી અવસ્થા પૂરી થઈ નહોતી તે પહેલાથી બુદ્ધિપ્રકાશમાં લેખો લખી મોકલતા; અને તેની સાથે કોઇ કોઇ કાર્યને અંગે કમિટીને સૂચના પણ કરતા હતા. એમણે જોડણી વિષે પ્રથમ લેખ લખેલો તે બુદ્ધિપ્રકાશના વધારા તરીકે વહેંચાયો હતો; અને "મેઘદૂત" પરનું એમનું અવલોકન પણ એવી રીતે વધારા તરીકે છપાયું હતું. "જોડણી" વિષેનો લેખ એમણે કમિટીને અભિપ્રાય માટે મોકલેલો, તે પરથી ચર્ચા થઇને સોસાઇટીએ ગુજરાતી શબ્દ સંગ્રહ પ્રથમ પ્રગટ કરવાનો નિર્ણય કર્યો હતો. "સ્મરણ મુકુર"માં એ સમયનું એક સુખદ સ્મરણ નરસિંહરાવભાઇએ નીચે પ્રમાણે નોંધ્યું છેઃ

"પ્હેલો પ્રસંગ—ઈ. સ. ૧૮૮૨ માં ભીમરાવના મેઘદૂત ઉપર અવલોકન 'બુદ્ધિપ્રકાશ' મા પ્રગટ કરવાના ઉદ્દેશથી હું મહીપતરામને હેમની ઑફિસની રૂમમા મળ્યોઃ મ્હારો લેખ હેમના હાથમા આપ્યો. આરમ્ભમા ઘણાએક પાના ધ્યાન દઇને એ વાચી ગયા; શો ઉત્તર મળશે તે માટે મ્હારું હૃદય ધડકતું હતું; "હાવાંજ લખાણો હમારે જોઇયે છિયે," એમ ઉત્સાહથી બોલીને પોતાનો અસાધારણ આનન્દ એઓએ જણાવ્યો; અવલોકન સ્વીકાર્યું, વિશેષ લંબાણવાળું હોવાથી 'બુદ્ધિપ્રકાશ' ના વધારા તરીકે કકડે કકડે પ્રગટ કરવાની યોજના પસંદ કરી અને આ લખાણના બદલામા વર્નાક્યુલર સોસાઇટીનો મ્હને લાઇફ મેમ્બર બનાવ્યો."+

અને વધારે ખુશી થવા જેવું એ છે કે ભોળાનાથભાઈના દોહિત્રી લેડી વિદ્યાબ્હેન સોસાઈટીના અત્યારે ઑનરરી સેક્રેટરી છે. આમ ભોળા-નાથભાઇ અને એમના કુટુંબીજનોનો સોસાઇટી સાથેનો સંબંધ આરંભથી આજ દિન સુધી એકસરખો સચવાઈ રહ્યો છે, એ બનાવ જેમ તાજુબી-ભર્યો તેમ ગૌરવવાળો છે.

ભોળાનાથભાઇનો જન્મ સન ૧૮૨૨ માં વડોદરામા લીમડા પોળ જે પોળ હરગોવિંદદાસ કાટાવાળા અને 'સાહિત્યકાર'ના દીર્ઘ વસવાટથી સાહિત્યરસિકોને સુપરિચિત છે તેમા થયો હતો. એમના પિતા સારાભાઈ

+ સ્મરણ મુકુર પૃ. ૪૪-૪૫.

"દેવલ ઋષિએ નિષિદ્ધ કરેલા દેશમાં જવાની મેંકડો વર્ષથી રૂઢી પડી ગઇ છે. માટે ધર્મ, ન્યાય અને રૂઢી પ્રમાણે ઇગ્લાંડ જનાર પ્રાયશ્ચિત્ત કરે તો પણ જાતિભ્રષ્ટ થતો નથી. લોકોનું કેવું અજ્ઞાન તથા અવિચારપણું છે. સ્મૃતિનિષિદ્ધ બીજા દેશમાં જનાર દૂષિત ન થાય અને માત્ર ઇગ્લાંડને માથેજ બધું પાપ ઢોળી પાડ્યું છે. જો ઇગ્લાંડ જનાર જાતિભ્રષ્ટ થાય તો સિંધ આદિ નિષિદ્ધ દેશમાં જનાર પણ જરૂર જાતિભ્રષ્ટ થાય અને તે પુનઃસંસ્કાર કીધા વીના ન્યાતમાં આવી શકે નહીં. પણ ઘણી દીલગીરીની વાત છે કે આ વિવેક નાગરોમાં નીતિમાન મનુષ્યો પણ ભૂલી ગયા છે."

એક બીજા સ્થળમાથી ઉતારો લઇયેઃ—

"હે નાગર મિત્રો, કુસંપથી કલેશ વધે છે, કલેશ વધવાથી બુદ્ધિ-ભ્રંશ થાય છે. બુદ્ધિભ્રંશ થવાથી મોહોટો વિનાશ થાય છે.

"હે નાગર મિત્રો, તમે પોતાની હાનિ પોતાને હાથે શા વાસ્તે કરો છો? જેઓની સાથે કાઇ સ્નેહ સગપણ નથી, જેઓની સાથે કન્યા વ્યવહાર નથી, જેઓ તમારા શુભેચ્છુ તથા સુખદુઃખના ભાગી નથી, તેઓની સાથે સંબંધ રાખી રહ્યા છો અને સગાં સંબંધીનો ત્યાગ કરો છો.

"હે નાગર મિત્રો, હજુ વિચાર કરવાનો સમય છે. ગયેલો સમય કદી હાથ આવવાનો નથી. હે પ્રિયમિત્રો, ભાઇઓ, તથા સ્નેહીઓ ઇશ્વર ન કરે ને જો આ કલેશરૂપી વૃક્ષનુ મૂળ મોહું થયું તો તેની ડાળીઓ વંશપરંપરા વૃદ્ધી પામી પરિણામે સ્નેહપાશ છૂટી જશે. માટે એ નાશકારક પરિણામનો અટકાવ કરવાનો સુજ્ઞ તથા વિવેકી જનોએ ઘણો ઉતાવળેથી વિચાર કરવો ઘટે છે."*

સરકારી બુક કમિટીના એક સભાસદ તરીકે અને સોસાઇટીની કારોબારી કમિટીના એક સભાસદ તરીકે ચાલુ સાહિત્ય પ્રકાશનો અવલોકવાનું એમને પ્રાપ્ત થતું, અને તે પુસ્તકોપર તેઓ સ્વતંત્રપણે અને નિડરતાથી પોતાના વિચારો દર્શાવતા હતા.

પરંતુ એમના જીવનનું મહત્ અને ઉજ્જવળ કાર્ય તે પ્રાર્થના સમાજની સ્થાપનાનું છે. કિશોરાવસ્થામાં તેઓ માતા અને મહાદેવના ચુસ્ત અને શ્રદ્ધાળુ ભક્ત હતા પણ પાછળથી એમના વિચારમાં અને આચા-

* જુઓ ભોળાનાથ સારાભાઇ જીવન ચરિત પૃ. ૧૯૬.

## ધર્મ-તત્વજ્ઞાન

એમનું અવસાન પણ એક પ્રભુભક્તને ઉચિત એવું એમને પ્રિય સત્યાનંદ અગ્નિહોત્રી કૃત "સંગીત પુષ્પાંજલિ" માંનું નીચેનું પદ, જીવનને ત્યાગતાં, સાંભળતાં સાંભળતાં થયું હતું:

"हरि नाम भजनका बेला है।
मन करत वृथा अवहेला है ॥१॥
जग दो दिनका यह मेला है।
फिर करना कूच अकेला है ॥२॥
क्यों बिरथा कलेश अनेक सहे।
जग तृष्णा पावक माहि दहे ॥३॥

એ દુઃખદ સમાચારની જાણ થતાં જ સોસાઇટીની મેનેજીંગ કમિટીની સભા બોલાવવામાં આવી હતી; તેમાં એમના અવસાન વિષે નીચે મુજબ નોંધ લેવાઇ હતી; તેમ તા. ૧૭ મી ઓગષ્ટ ૧૮૮૬ ના રોજ વાર્ષિક સામાન્ય સભા મળી હતી તેમાં પણ એ શોકકારક બનાવનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

"આ સોસાઇટીના લાઇફ મેમ્બર અને વ્યવસ્થાપક મંડળીના સભાસદ રા. બા. ભોળાનાથ સારાભાઈના પરલોકવાસ થયાની ખબર સાંભળી કમિટી અત્યંત દિલગીર થાય છે. ગુજરાતી ભાષા સુધારવામાં, ગુજરાતી પુસ્તકોની વૃદ્ધિ કરવામાં અને સોસાઇટીનો હેતુ પાર પાડવામાં તેઓ ખરા અંતઃકરણથી અને હોંસથી પ્રયત્ન કરતા હતા. ગુજરાતી, સંસ્કૃત તથા ફારસી ભાષામાં તેમની કુશળતાને લીધે તેમનાથી સોસાઇટીના કામને ઘણી મદદ મળેલી છે. તેમના પરલોકવાસથી સોસાઇટીને મોટી ખોટ પડી છે.×

વળી એમના મિત્રો અને સ્નેહીઓ, જેઓ એમના ગુણો અને સેવાકાર્યોથી પરિચિત હતા એમના તરફથી એમનું યોગ્ય સ્મારક ઉભું કરવા પ્રયત્ન થતાં ભોળાનાથ સ્મારક ફંડમાં રૂ. ૭૨૪૫/ તુરત ભરાઈ ગયા હતા.†

પછીથી આપણે અહિં આ ઉપયોગી સંસ્થા સ્થાપવા નેશનલ ઇન્ડિયન એસોસિએશનની સૂચનાથી પ્રયાસ થવા માંડ્યો ત્યારે ભોળાનાથ-

× મેનેજીંગ કમિટીનું પ્રોસિડિંગ્સ, તા. ૨૬ મી મે ૧૮૮૬.
† બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૬, પૃ. ૨૬૮.

જેવાં સુતરૂ તેવાં ફળો, દુનિયાની અંદર દેખાએ,
જેવી નદી તેવાંજ મત્સો, લક્ષ ધરિને લેખાએ;
જેવી સુવનિતા તનુજ તેવા, નિયમ ઈશ્વરી આમ છે,
ભડભાઇ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૬

હીરા મણી માણુક તણી, આતો અનૂપમ ખાણુ છે,
ચિંતામણિ કે કામધેનું, પુર્ણ તેહ પ્રમાણુ છે;
વિદ્યા સ્વરૂપી વેલડી, તેમાંજ વસ્તુ તમામ છે.
ભડભાઇ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૭

શુભ સ્વર્ગ વાસ કર્યો ભલો, કહું ભાઈ તે કેવા હતા,
વિદ્યાની વૃદ્ધિ દેખીને દિલ રાજી રાજી તે થતા;
જેનાં રચેલાં પુસ્તકો, વંચાય ગામો ગામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૮

શ્રી જ્ઞાનશાળા આ વિશાળા, જશ ભરી થઇ જામજો,
પ્રભુને પ્રતાપે અતિ પ્રમાપે, જ્ઞાન ગોરી પામજો;
ગુણ છે ઘણા જીવતા રહોજી, રાજી દલપતરામ છે,
ભડભાઈ ભોળાનાથનું, આ ઠામ નિશ્ચળ નામ છે. ૯

દોહરો.

"રૂડું શ્રી મહારાણિનું, રહો અચળ આ રાજ;
રચાય જેના રાજ્યમાં, આવાં ઉત્તમ કાજ."*



* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૬૬, પૃ ૨૧૫-૨૨૬.

ગ્યાયના એવા પુસ્તકો, નિબંધો, વ્યાખ્યાનો વગેરેની સંખ્યા ૫૩ ની થાય છે. આ પૃથક્કરણ પરથી જોઇ શકાય છે કે અંગ્રેજી શિક્ષણનો પ્રચાર વધતા એ ભાષા સાહિત્યનો ઉપયોગ અને લાભ વધુ અને વધુ પ્રમાણમા લેવામા આવે છે, તેમ સંસ્કૃત સાહિત્યમાના અગ્ર ગ્રંથોનો પરિચય કરાવવાના પ્રયત્નો પણ નજરે પડે છે. વળી સંખ્યાની દૃષ્ટિએ તેનુ વર્ષનું સરેરાશ પ્રમાણ સાત પુસ્તકનુ આવે છે એ રીતે સોસાઇટીની પુસ્તક પ્રકાશન પ્રવૃત્તિ સંતોષકારક લેખી શકાય.

લેખકો જેમણે સોસાઇટીને પુસ્તકો લખી આપવામા મદદ કરી હતી, તેમના વિષે થોડીવણી માહિતી આપવાનું અગાઉ એકવી કરવાનુ બની શકે એ હેતુથી સોસાઇટીના પ્રકાશનોની સમાલોચના ૩ જા પ્રકરણમા વિષયવાર નહિ કરતા, તે પુસ્તકો લેખકવાર તપાસવાનુ ધોરણ અંગીકૃત કર્યું હતુ અને તે ધોરણ આ પ્રકરણમા પણ ચાલુ રાખીશુ તેથી જે લેખકોની અગાઉ નોંધ થઇ ગઇ છે, તેમની વધુ કૃતિઓ પ્રથમ તપાસીશુ.

ડૉ ત્રિભુવનદાસે "ગૃહ વ્યવસ્થા અને આરોગ્યવિદ્યા" એ નામનુ નવુ પુસ્તક રચી આપ્યુ હતુ, અને એમની અન્ય કૃતિઓની પેઠે આ પુસ્તક આજદિનપર્યંત શાળામા પાઠ્ય પુસ્તક તરીકે વપરાય છે, જે તેની ઉપયોગિતા દર્શાવે છે

ડૉ નીલકંઠરાયના આઠ પુસ્તક પ્રાપ્ત થાય છે તે બધા સામાન્ય જનતાને ઉદ્દેશીને યોજાયલા, જુદા જુદા વિષયપર, જ્ઞાનબોધક અને ઉપયોગી માહિતીવાળા હતા રોગ અટકાવવા તેના કરતા રોગ થતો મૂળથી અટકાવવો, એ સૂત્રને અનુલક્ષીને જનતાને શારીર વિષયક તેમ રોગનિવારણ તથા માંદગી દરમિયાન દર્દીની માવજત કેવી રીતે કરવી અને અકસ્માત વખતે હાકળાફાકળા ન થતા કેવા ઉપાય યોજવા તે વિષે ઉપયુક્ત માહિતી આપતા "માંદાની માવજત," "લોકોપયોગી શારીરવિદ્યા," "અકસ્માત વખતે મદદ અને ઈલાજ" અને "હિંદુસ્તાનમા ગામડાની આરોગ્યતા" એ નામક પુસ્તકમા એમણે સારો પ્રયાસ કર્યો છે અને એમના એ જ્ઞાનપ્રચારના પ્રયત્નો ખરેખર સ્તુતિપાત્ર હતા

વળી દરરોજ વપરાશની ચીજોને શાસ્ત્રીય રીતે અવલોકીને તેમા રહેલા રહસ્ય અને હેતુ સમજાવવા અર્થે લખાયલા એમના બીજા બે પુસ્તકો "ઘરમા વપરાતી ચીજોનું રસાયન" અને "નવરાશના વખતમા રમત અને જ્ઞાન" થોડા બોધક નથી લેખકની એ વિષયોને ચર્ચવાની

## નિબંધ

'જ્યાં સુધી આપણે આપણા ગ્રંથનિબંધનો નહિ સુધારીએ ત્યાં સુધી આપણું ઉત્થાન થવાનું નથી, ત્યાં સુધી આપણી સામાજિક સ્થિતિ સુધરવાની નથી, ત્યાં સુધી આપણી ધાર્મિક સ્થિતિ પણ સુધરવાની નથી ને ટુંકામાં ત્યાં સુધી આપણા દેશના દહાડા ફરવાનો નથી.'

× × × ×

એથી પણ એમજ જણાય છે કે આપણા હાલની વર્ણવ્યવસ્થાની સ્થિતિમાં સુધારાની ઘણી જગા છે જ્યાં 'રોગી ત્યાં જોગી' એ પદ્ધતિ દાખલ કરવી તે એવા સુધારાનું પહેલું પગથીઉં છે, ને એથી હાલના સમયમાં અગણિત લાભ થશે, ને અગણિત હાનિકારક રિવાજો સદમા દૂર કરી નાંખશે +

સોમાઈટીએ કન્યાવિક્રયનો ત્વરિત નાશ થાય એ આશયથી કન્યાવિક્રયના અનિષ્ટ પરિણામ દર્શાવતો નિબંધ લખાવવા ઈનામ જાહેર કર્યું હતું એક બે વાર નિબંધ લખાઈ આવેલા પણ તે સંતોષકારક જણાયલા નહોતા તે પછીથી કૃષ્ણરાવે આ નાટક રચીને સોસાઈટીને મોકલી આપ્યું હતું તેમાં વિનાશના ભિન્ન ભિન્ન ચિત્રો રજુ કરવામાં આવ્યા છે, અને આપણા અલ્પ નાટક સાહિત્યમાં એક સ્વતંત્ર કૃતિ તરીકે તેનું મૂલ્ય થતું ઘટે છે 'પુનર્વિવાહ પક્ષની સોળે સોળ આના ફતેહ' એ અનુવાદ એમણે જ મરાઠી પરથી સહજ ફેરફાર કરીને કર્યો હતો અને તેમાંથી છેવટની આરતી વાળો ભાગ પહેલા પ્રકરણમાં આપવામાં આવ્યો છે (જુઓ પૃ ૨૧)

મહીપતરામ કૃત 'ગ્રીસ દેશનો ઇતિહાસ' એમને યશ આપે એવો લખાયો નથી તે ગ્રંથ સ્મીથ કૃત ગ્રીસના ઇતિહાસની ન્હાની આવૃત્તિ પરથી તૈયાર કરવામાં આવેલ હતો ઘણા વર્ષો સુધી તેનું મેન્યુસ્ક્રીપ્ટ સ્મરણી ખાતાના દફતરમાં પડી રહ્યું હતું, એટલું જ નહિ પણ એ અનુવાદ એક હાથે થયો નહોતો તેના દોષથી પોતે વાકેફ હોઇને તેઓ પ્રસ્તાવનામાં લખે છે,

"વાચનાર ઝટ કે થોડી મહેનતે સમજી શકે એવી સરલ અને શુદ્ધ ગુજરાતી ભાષામાં મૂળ ગ્રંથનો ભાવાર્થ લખવો એને હું સારો તરજુમો ગણું છું આ પુસ્તકના કેટલાક પ્રકરણોમાં તે પ્રમાણે થયું નથી તેથી દલગીર છું"

+ ભોજન વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર, પૃ ૧૧૪-૧૧૨

ઉછેરેલી, પાળી પોષી મોટી કરેલી સંસ્થા—સોસાઈટી—ને સુપરત કર્યો, એક સરતે કે તેમની હયાતિ સુધી એ પુસ્તકોમાથી જે કાંઈ નફો થાય તેનો અડધો ભાગ તેમને મળે અને બાકીનો સોસાઈટી રાખે; અને એમના અવસાન બાદ સોસાયટી તેનો પુરો લાભ લે.

અહિં નોંધવું જોઈએ કે સોસાઈટીના સંચાલકો કવિના પુસ્તકોમાથી ધન પ્રાપ્તિની આશા ન રાખતા, કવિની કૃતિઓનો સારો ઉપાડ થતો રહે એ ઉદ્દેશથી તેની કિંમત બને તેટલી સસ્તી અને તે લગભગ પડતર રાખે છે, કે સામાન્ય મનુષ્ય પણ તે ખરીદી શકે.

'વેન ચરિત' આખ્યાન કવિએ વિધવા વિવાહના સમર્થનમા રચ્યું હતુ. આપણા પ્રાચીન કાવ્યોમા અંતમા ફળશ્રુતિ દર્શાવવામા આવે છે તે પ્રમાણે વેન ચરિત્ર પૂરૂ કરતા કવિએ ગાયુ હતુ કે,

"કળિજુગમાં જો વેનતણી, કરશે નિંદા કોઈ પ્રાણી;
પાપે તેની જીભ ભરાશે, જમડા જાશે તાણી.
વિધવા ધર્મ વરણવ્યા છે, માંહિ શ્રુતિ સંમતિ સમાન;
વિધવાએ તો અવશ્ય કરીને, આ સુણવું આખ્યાન.
ઓખાહરણ કુંવારી સુણશે, રાસલીલા પરણેલી;
વિધવાઓ તો વેન તણું, આખ્યાન સુણો મન મેલી.
ચૈત્રે ઓખાહરણ સુણે, ને માઘે વેન ચરિત્ર;
માઘવદો ન્હાયા સમ પ્રાણી, પળમાં થાય પવિત્ર." *

નારાયણ હેમચંદ્રનો જન્મ સં. ૧૯૧૧ ના જેઠ સુદ પુનમના રોજ સુબાઇમા થયો હતો. તેઓ જ્ઞાતે ખાત્રી (બ્રહ્મક્ષત્રીય) હતા. પિતાનું સુખ એમણે ન્હાનપણમા ગુમાવેલુ; અને ઉમર લાયક થાય તે પૂર્વે માતા મૃત્યુ પામ્યા હતા, મામાને ત્યા તે ઉછરેલા. કોઇની પુરતી દરકાર નહિ એટલે એમનો અભ્યાસ પણ જેવો તેવો, અધકચરો થયેલો, અને પછી એક કારખાનામા જોડાયલા પણ વાચનનો એટલો બધો શોખ કે નોકરીમા જે કાંઈ પગાર મળે તે તેઓ પુસ્તકો અને માસિકો લેવામા ખર્ચી નાખે અને જ્યા કોઈ સભા હોય ત્યા પોતે હાજર થઈ જાય. કામમા ચિત્ત ચોટે નહિ તેથી એક પ્રસંગે મામાએ તેમને મહેજ ઠપકો આપ્યો એટલે મામાની સંભાળ અને દેખરેખ હેઠળથી એ ભાઇએ છૂટા થઈ મનફાવતું ફરવા માડ્યું. સુભાગ્યે સારા પુરુષોનો સમાગમ થતા,એમના જીવન પર ઉન્નત સંસ્કાર પડ્યા,

* વેન ચરિત્ર, પૃ ૧૯૩

જનતાને પરિચય કરાવવાનું માન સ્વર્ગસ્થને ઘટે છે "હું પોતે" લખીને એમણે ગુજરાતીમાં આત્મવૃત્તાંત લખવાની પહેલ કરી હતી, જો કે તેમાંના એમના કેટલાક અભિપ્રાય સાથે આપણે સંમત થઈ શકીશું નહિ.

ગમે તેવા એમના લેખનના દોષ હોવા છતાં નારાયણે ગુજરાતી સાહિત્યનો અભ્યુદય કરવામાં જીવનભર પ્રયત્નો કર્યા હતા; અને અનેકને તેમના પુસ્તક વાચનમાંથી કોઇકને કોઈ પ્રેરણા, વિચાર આનંદ કે પ્રોત્સાહન પ્રાપ્ત થયા હતા ને થશે, એ નિસંદેહ છે.*

'લંકાનો ઈતિહાસ' અને ડેમોસ્થિનીસનું ચરિત્ર એ બે પુસ્તકો પરમાનંદ ભોળાભાઈ પારેખે મરાઠી પરથી લખ્યા હતા. પુત્રવિરહના દુઃખમાં તેઓ ગરક થયા હતા તે વખતે આશ્વાસન મેળવવા તેમને ગોપાળ હરિ દેશમુખે કેટલાક મરાઠી પુસ્તકો મોકલી આપેલા તેમાં આ બે હતાં, અને તે પસંદ પડવાથી એમણે તે ગુજરાતીમાં ઉતાર્યાં હતાં પછીથી સોસાઇટીને તે પ્રસિદ્ધ થવા માટે મોકલ્યા હતા. બન્ને પુસ્તકો જ્ઞાનપોષક છે.

ગણપતરાવ ગોપાળરાવ બર્વેના જીવનની ટુંકમાં માહિતી, ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૩ મા આપેલી છે. ગુજરાતમાં ઉછરવાથી ગુજરાતી પ્રતિ એમને સારી પ્રીતિ બંધાઇ હતી, અને ગુજરાતી માસિકોમાં તેઓ વારંવાર લેખો લખી મોકલતા. એવા એમના ઘણા લેખો બુદ્ધિપ્રકાશમાં છપાયલા છે. 'અનાદિ કાળથી ચાલતી આવેલી પ્રાણીજ સૃષ્ટિ' અને 'હિન્દની ખનીજ સંપત્તિ', વસ્તુત ચોપાનિયા જ છે. પહેલામાં ડાર્વિનના ઉત્ક્રાંતિવાદને સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને બીજામાં હિન્દુસ્તાનની કાચી ધાતુઓ, જે વેપાર અને ઉદ્યોગની દ્રષ્ટિએ અગત્યની છે, તેને લગતી સામાન્ય માહિતી આપેલી છે.

ત્રિકમલાલ દામોદરદાસ કપડવણજના વતની હતા. અમારી માહિતી પ્રમાણે તેઓ વકીલ હતા, પરંતુ હુન્નર ઉદ્યોગ તરફ વિશેષ વલણ હતું અને એ વિષયનો અભ્યાસ કરીને એમણે 'સિમેન્ટ,' 'ઇલેકટ્રોપ્લેટીંગના હુન્નર,' 'તેજાબ', અને 'વાર્નિસ' એ ચાર પુસ્તકો સોસાઇટીને લખી આપ્યાં હતા. તેમાંના ઇલેકટ્રોપ્લેટીંગના હુન્નર પુસ્તકનો ચાલુ ઉપાડ થતો રહે છે. અને છેલ્લી યુરોપીય લડાઈ દરમિયાન તેજાબ અને વાર્નિસ માટે અનેકવાર તેના ધંધાદારીઓ તરફથી માગણી થયા કરતી હતી. અમારા જાણવા પ્રમાણે એમણે અમદાવાદમાં કાચ અને સાબુનું કારખાનું પણ કાઢ્યું હતું.

* વધુ માહિતી માટે જુઓ "બુદ્ધિપ્રકાશ" સન ૧૯૧૧, માર્ચ.

એમણે જ ફાર્બસરચિત રાસમાળાનો ગુજરાતી તરજુમો તૈયાર થતાં તેના પ્રવેશક તરીકે સ્વર્ગસ્થનું જીવનચરિત્ર લખ્યું હતું; એક ચરિત્ર ગ્રંથ તરીકે તે મહત્વનું છે.

શેઠ હરિવલ્લભદાસ એમના સમોવડીઆ અને પરમ મિત્ર હતા. મુંબાઇના વસવાટ દરમિયાન શેઠ હરિવલ્લભદાસ સુધારાની અને સ્ત્રી કેળવણીની હિલચાલમાં સારો રસ લેતા અને એ ઉન્નત સંસ્કારોના પરિણામે એમની જીંદગીમાં અમુક પ્રસંગો બનતાં એમણે રૂા. ૨૦૦૦) સોસાઇટીને વિદ્યાવૃદ્ધિના કાર્ય અર્થે આપ્યા હતા; એટલુંજ નહિ પણ એમના વિલમાં એક છેવટની કલમ એવી ઉમેરી હતી કે એમની મિલ્કતની એમના જણાવ્યા પ્રમાણે, સર્વ વ્યવસ્થા થઇ જાય તે પછી, બાકી રહેતી મિલ્કત સોસાઇટીને જ્ઞાન પ્રચારાર્થે સોંપી દેવામાં આવે.. એ રીતે એમની મિલ્કતમાંથી ઉપરોક્ત રૂ. ૨૦૦૦) ઉપરાંત વધુ રૂ. ૧૯૦૦૦ની રકમ સોસાઇટીને મળી હતી. વળી તે મિલ્કતની વ્યવસ્થા સંબંધે સન. ૧૮૯૨માં હાઇકોર્ટમાં થયલી સમજુતી પ્રમાણે એમની એક નિકટ સંબંધવાળી બાઇનું હમણાં મૃત્યુ થતાં તેમના નિર્વાહ અર્થે જુદી રાખેલી રકમમાંથી આશરે રૂ. ૫૦૦૦ની સાડાત્રણ ટકાની લોન સોસાઇટીને નજદીકમાં મળનારી છે. આમ જ્ઞાનપ્રચાર અર્થે સોસાઇટીને એમણે એક મ્હોટામાં મ્હોટી રકમ આપેલી છે. એમનાં એ ફંડમાંથી આજપર્યંત ૫૩ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને તેનું એટલુ વ્યાજ ઉત્પન્ન થાય છે કે એ ફંડમાંથી દર વર્ષે એક પુસ્તક ચાલુ બહાર પડતું રહે. ખરે, આ ઉદાર બક્ષીસ માટે સ્વર્ગસ્થ શેઠનો ગુજરાતી વાચકવર્ગ ઉપકાર માનશે.

સદરહુ રકમ સોસાઇટીને અપાવવામાં સ્વર્ગસ્થ મનઃસુખરામે સારી મહેનત લીધી હતી અને એઓ તેના પ્રેરક હોઇને સોસાઇટીએ એમની પાસે શેઠ હરિવલ્લભદાસનું ચરિત્ર લખાવ્યું હતું. તે ચરિત્ર લેખ પ્રથમ "બુદ્ધિપ્રકાશ"માં વધારા તરીકે છપાયો હતો; અને તેની બીજી આવૃત્તિ સુધારા-વધારાવાળી પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવી હતી. વિશેષમાં સોસાઇટીનો હેતુ પાર પાડવામાં એમણે સોસાઇટીને દરિયાવ દિલથી જે મોટી રકમ બક્ષીસ આપી હતી તેની યાદગીરી રાખવા સોસાઇટી તરફથી તેમનું મ્હોટું ઑઇલ પેઇન્ટીંગ સોસાઇટીના હૉલમાં મૂકવા સામાન્ય સભાએ ઠરાવ કર્યો હતો.*

* ગુ. વ. સોના વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૪, પૃ. ૨૨.



સાહિત્યમાર્તંડ હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા

## નાટક



## સમાલોચના

પુસ્તક વધુ વાચન તરીકે જોવા વિનંતિ કરીશું. એક વિદેશી બાઈ આપણા સાંસારિક રીતરિવાજ અને ધાર્મિક આચારવિચારમાં કેટલે દરજ્જે ઉંડી ઉતરી શકે છે અને આપણા જીવનને સમજવા-જાણવા પ્રયત્ન કરે છે, તેનું એ એક ઉત્કૃષ્ટ દૃષ્ટાંત છે.

રા. બ. કમળાશંકર પણ સુરતના વતની હતા. તેઓ જ્ઞાતે વડનગરા બ્રાહ્મણ; અને કેળવણી ખાતામાં છેક ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના પદે (થોડાક વખત માટે) પહોંચ્યા હતા. એક નિષ્ણાત કેળવણીકાર તરીકે એમની નામના છે જ; પણ એક પ્રતિષ્ઠિત સાહિત્યકાર તરીકે એમની કીર્તિ બહોળી પ્રસરેલી છે અને એમની એ પ્રતિષ્ઠા અને ખ્યાતિથી પ્રેરાઇને સન ૧૯૨૪માં ભાવનગરમાં મળેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના એમને પ્રમુખ નિમવામાં આવ્યા હતા. એમનાં લખેલાં પુસ્તકોની પુરી યાદી 'ગ્રંથ અને ગ્રંથકાર', પુ. ૪ માં નોંધેલી છે. ગુજરાતી સાક્ષરોમાં એમનું સ્થાન પ્રથમ પંક્તિમાં આવે છે એટલું જ નહિ પણ સંસ્કૃતમાં એક સમર્થ વિદ્વાન તરીકે એમની ગણના થતી હતી. મુંબાઈ સંસ્કૃત ગ્રથમાળાના સંચાલકોએ એમાંનાં કેટલાંક પુસ્તકોનું સંશોધન અને સંપાદન કાર્ય એમને સોંપીને એમની વિદ્વત્તાની યોગ્ય કદર કરી હતી.

સોસાઇટીને એમણે " કર્તવ્ય " " ઇગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ " અને " શાંકર ભાષ્ય " એ ત્રણ પુસ્તકો લખી આપ્યાં હતાં અને તે ગુજરાતી સાહિત્યમાં ઉચ્ચ સ્થાન લે છે.

તે વિષે 'અનુભવ વિનોદ' માં તેઓ નીચે પ્રમાણે હકીકત નોંધે છે.

" 'કર્તવ્યઃ' ને 'ઇંગ્લંડના સુધારાનો ઇતિહાસ' હું અમદાવાદ હાઈસ્કૂલમાં આસિસ્ટન્ટ માસ્તર હતો ત્યારે રા. રા. લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઓનરરિ મંત્રી હતા. તેમની ઇચ્છાનુસારે મેં સ્માઈલ્સકૃત 'ડ્યુટિ' નું ગુજરાતીમાં ભાષાન્તર કર્યું. એ પુસ્તકની પ્રથમ આવૃત્તિની બધી નકલ ખપી જવાથી સોસાઇટિએ અને બીજી આવૃત્તિ માટે સુધારો કરી આપવાનું કામ સોંપ્યું, તે પ્રમાણે એ આવૃત્તિમાં મેં સુધારો કર્યો. એ આવૃત્તિની પણ બધી નકલ ખપી ગઇ છે. પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૮૯૫ મા ને બીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૭ મા છપાઈ હતી. "*

* અનુભવ વિનોદ, પૃ. ૬૬-૬૭.

## પ્રવાસ



## ગણિત



## ભૂગોળ, ભૂસ્તર, ખગોળ, જ્યોતિષ વિગેરે

કૃપાશંકર દીનતરામ ત્રવાડી, એ મરપ્બેજના રહીશ અને જ્ઞાતે મોઢ બ્રાહ્મણ હતા સોસાઇટીમા આસિ સેક્રેટરીની જગો ખાલી પડતા એમને રા મા મહીપતરામની ભલામણ પરથી સન ૧૮૮૦ ના નવેમ્બરમા એ પદે નિમવામા આવ્યા હતા એ સમયે તેઓ વાઘોડીઆની સરકારી શાળામા મહેતાજી હતા તેઓ લગભગ નવેક વર્ષ સોસાઇટીમા રહ્યા હતા

બગાળી પરથી એમણે 'ઇશ્વિરચદ્ર વિદ્યાસાગર' અને 'રાજા રામમોહનરાય' ના ચરિત્રો લખ્યા હતા અને તે ગુજરાતી વાચનારાઓમા વખણાયા છે એમનુ 'ગૃહિણી કર્તવ્ય દીપિકા' નામક સ્ત્રી ઉપયોગી પુસ્તક એટલુ ઉપયોગી જણાશે, અને ચોથુ "રશિયા" નામનુ પુસ્તક તે કાળની પરિસ્થિતિ લક્ષમા લેતા સારી માહિતી આપતુ હતુ

એમના પછી સુરતના વતની (ખાતરી) બ્રહ્મ ક્ષત્રિય જ્ઞાતિના જગજીવનદાસ ભવાનીશંકર કાપડીઆ આસિ સેક્રેટરીના પદે સન ૧૮૮૯ મા નિમાયા હતા નોકરી છોડ્યા પછી એમણે મીનકૃત 'પ્રતિનિધિ રાજ્ય વિવેચન,' 'હિંદના મહારાણી અને તેમનુ કુટુબ' અને 'સર વિલિયમ વોલેસ' એ ત્રણ પુસ્તકો ઇગ્રેજી પરથી રચીને સોસાઇટીને છપાવવા માટે મોકલી આપ્યા હતા જે સ્વીકારાયા હતા એ ત્રણમા મીલનો અનુવાદ ધ્યાન ખેચે છે એ વિષે અભિપ્રાય લખી મોકલતા કમળાશંકરે જણાવ્યુ હતુ કે, "સઘળા ભાષાન્તરોના નમુનામા આ સૌથી સારો છે મારા અભિપ્રાય પ્રમાણે એ ઇનામને લાયક છે"

સન ૧૮૮૪ મા કવિ બાલાશંકરે સોસાઇટીનો ચાર્જ લીધો હતો પણ તેઓ એ સ્થાને ઝાઝી મુદત ટક્યા નહિ ગુજરાતના ઇતિહાસ માટે એમને અપૂર્વ પ્રેમ હતો ભારતી ભૂષણ માસિક સાથે એક "ઇતિહાસમાળા" નામનુ ચોપાનિયુ એમણે કાઢ્યુ હતુ બુદ્ધિપ્રકાશમા એમણે મિરાતે સિકંદરીમાથી કેટલો ઉતારો આપવા માડ્યો હતો એમની સૂચનાથી કમિટીએ મુનશી અમીરમીયાને ગુજરાતીના ઇતિહાસના સબધમા એક પત્ર લખ્યો હતો

એમના એ ઇતિહાસના શોખને લઇને એમણે મા ધ્યેનોના પ્રવાસનો ગુજરાતીમા તરજુમો કરી, તે ગ્રંથ સોસાઇટીને આપ્યો હતો।

* જુઓ ભારતી ભૂષણ, નવેમ્બર, ૧૮૯૩, પૃ ૬૬

† "ફારસી ઇતિહાસોમાંથી સિકંદરીનુ ભાષાંતર આવે છે તેની અગત્ય વિષે મારે કહેવાની જરૂર નથી, કારણ કે સોસાઇટીએ ખાસ ફારસી ઇતિહાસો-માંથી ભાષાંતર કરાવવાનો ઠરાવ કરેલો છે"

(બાલાશંકરના પત્રમાથી ઉતારો)

## વહેમ-જાદુ



## વિજ્ઞાન

એમનો નિબંધ કરજ કરવાથી મનુષ્ય કેવી વિષમ સ્થિતિમા મુકાઇને અનેક પ્રકારના કષ્ટ અને હાડમારી વેઠે છે, તેનું અસરકારક ધ્યાન આપે છે. સોસાઈટીમા કામ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતા એમણે તે વખતે હર્બર્ટ સ્પેન્સર, જે તત્વચિંતકના પુસ્તકો નવ શિક્ષિત વર્ગમા બહુ લોકપ્રિય હતા; એમના બે પુસ્તકો–પરોપકાર (Beneficence) અને નીતિસિદ્ધાંત (Data of Ethics ) પ્રો. ધોંડો કેશવ કર્વેના મરાઠી અનુવાદ પરથી ગુજરાતીમાં લખી આપ્યા હતા.

સ્વર્ગસ્થની ઉદાર વૃત્તિ અને સેવાભાવ વિષે એકજ ઉદાહરણુ નોંધીશું. સોસાઈટીની નોકરીમા તેઓ વર્ષ સવા વર્ષ રહ્યા હતા, અને તે કાર્ય એમણે સાવ સેવભાવથી સ્વીકાર્યું હતુ અને જ્યારે સોસાઇટીના કાર્યકર્તાઓ તરફથી પગાર લેવાનું દબાણ થયું ત્યારે એ મુદતનો પગાર પોતે ગાંઠે નહિ બાધતા, એ રકમ પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને તેના વ્યાજમાથી ઇનામ આપવાને સોંપી હતી પછીથી તે મુડીમા વધુ રકમ પદરની આપીને દર માસે તેમાથી રૂા. પાચની માસિક સ્કોલરશીપ સ્વજ્ઞાતિના વિદ્યાર્થીને આપી શકાય એવી વ્યવસ્થા કરી હતી, એટલુંજ નહિ પણ મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજ ફોર વિમેન, જે સંસ્થામા પોતે લાંબો સમય નોકરી કરી હતી ત્યાની સ્ત્રીઓને ઇનામ આપવા સારૂ પોતા તરફથી રૂા. ૫૦૦ નું ફંડ સોસાઇટીને આપ્યુ હતુ. એવી રીતે ખાનગી મદદ તેઓ ઘણાને આપતા હતા.

આપણા લોકોમા આરોગ્ય સુધારણા અર્થે સ્વર્ગસ્થ ગણેશભાઇ છોટાલાલે સોસાઇટીને રૂા. ૨૦૦૦ નું ટ્રસ્ટફંડ સોંપ્યુ હતુ. તેની સરત એવી હતી કે સોસાઇટી આરોગ્ય અને મદ્યપાન નિષેધ એ વિષયો પર યોગ્ય લાયકાતવાળા ગૃહસ્થો પાસે જાહેર વ્યાખ્યાનો અપાવે તેમ તે છપાવે. એ ફંડ આપવામા જેમ એમનો સ્તુત્ય આશય દેખાઈ આવે છે તેમ લોકજીવનમા ક્યા સુધારાને અવકાશ છે અને તે માટે કયુ પગલુ આવશ્યક છે, તેનુ સુક્ષ્મ અવલોકન અને તેનું નિદાન શોધી કાઢવાની એમની ઝીણી બુદ્ધિ આપણને ચકિત કરે છે.

એ ફંડમાથી ડો. નીલકંઠરાયે દારૂ વિષે વ્યાખ્યાન આપ્યુ હતુ તેનો ઉલ્લેખ પાછળ થયલો છે એ યોજનાને અંગે જ ડો. જોસફ બેન્જામીને 'હિન્દુસ્તાનમા આરોગ્યતાનો સુધારો ' એ વિષય પર લેખ લખી આપ્યો હતો. મૂળ લેખ ડો. જોન મરડોકે લખેલો અને સ્વર્ગસ્થ લાલશંકરની સૂચના

## પ્રાણી વર્ણન અને વનસ્પતિશાસ્ત્ર



## રમતગમત—વ્યાયામ



## અર્થશાસ્ત્ર

મેનેજીંગ કમિટીના એક સભ્ય તરીકે એમની હાજરી અને મદદ બહુ ઉપયોગી થઇ પડે છે.

પ્રસ્તુત વ્યાખ્યાનમાળાના અંગે વૈદ્ય કવિ દુર્લભજી શ્યામજી ધ્રુવે, 'કેફનિષેધ' પર અને શાસ્ત્રી નાગજણ ગીગાજ ઠાકરે, 'સાર્વજનિક આરોગ્ય અને મદ્યપાન નિષેધ' એ વિષય પર ઇનામી ભાષણો આપ્યા હતા. વળી ડૉ. ચુનીલાલ ત્રિભુવનદાસ બ્હેરાવાળાનું 'રોગની આનિશ્ચતા' એ વિષય પરનું અને ડૉ ધનજીભાઇનું 'મરણી' વિષેનું વ્યાખ્યાન, એ બંને ઉપયોગી માહિતી રજુ કરે છે ડૉ. હરિપ્રસાદ ડાહ્યાભાઇએ 'દારૂ અને તેની તન, મન અને ધન પર થતી અસર' એ નામનું પુસ્તક ઇંગ્રેજી પરથી લખી આપ્યું હતું, અને 'મા અને દીકરી' એમનું બીજું પુસ્તક, જો કે બીજા રૂપમાંથી લખાયલું, એમની ચીવટભરી નજરની આપણને ઝાંખી કરાવે છે.

ડૉ ધનજીશાએ જનતામાં આરોગ્યનું જ્ઞાન ફેલાવવાનું કાર્ય પોતાના જીવનકાર્ય તરીકે લાંબા સમયથી ઉપાડી લીધું છે, અને એ ઉદ્દેશથી લખાએલા એમના પુસ્તકો પુષ્કળ મળી આવશે તેમાં સ્ત્રીઓ માટે તૈયાર થયલું એમનું "ગર્ભપોષણ અને સુવાવડ" પુસ્તક ખાસ ધ્યાન ખેંચે છે

ઇનામી લેખકોમાં જેના નામો મળી આવે છે શાહપુરના મહેતાજી નનામિયાં ગુલમીઆં અને ખા બા મેહબુબમિયાં કાદરી નનામિયાની "મનગમતી સ્ત્રી" એ એક મરાઠી પુસ્તકનો કવિતામાં અનુવાદ છે, અને "ઇન્સાનમાં ભગતીઓટ" જાણીતા ઉર્દુ શાયર હાલીના ગ્રંથનો તરજુમો છે અને તે વાંચવા જેવો છે એજ વિષય ચર્ચતું 'મુસલમાનોની ચડતી પડતીનો ઇતિહાસ' એ નામનું પુસ્તક ખા બા કાદરીએ ઉર્દુમાંથી ઉતાર્યું હતું અને મુસ્લીમ બંધુઓને તે પ્રોત્સાહક માલુમ પડશે

મળ ફારસી પરથી ફારસી સાહિત્યના એક ઉત્તમ ગ્રંથ અખલાકે મોહસીનીનું ભાષાન્તર દી બા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કર્યું હતું. એક હિન્દુ ફારસી સાહિત્યમાં પારંગત હોઇ તેનો લાભ આપણને આપે એ બનાવ જ આપણે મગરૂરી લેવા જેવો છે, અને એ પુસ્તકના પ્રકાશનથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થયું છે, એ વિષે બે મત હોય જ નહિ.

અગ્નિગ્રંથોમાં હિંદના હાકમ-Rulers of India એ નામની ગ્રંથમાળામાંના મુખ્ય મુખ્ય પુસ્તકોના તરજુમા કરાવવાની તજવીજ થઈ હતી, પણ એજ કાર્ય મુંબાઇના "ગુજરાતી પ્રેસ" તરફથી શરૂ કરવામાં આવ્યું

## પ્રકીર્ણ

ભાગ તૈયાર કરી શક્યા. તે પછી એમનું મૃત્યુ થયું એટલે એ કાર્ય અધુરૂં જ ગયું હતું

ફૅકનનું ચરિત્ર શ્રીયુત મોતીલાલ છોટાલાલ પાસે લખાવવામાં આવ્યું હતું ઇગ્લાંડના એ મહાપુરુષનું ચરિત્ર વિદ્યાર્થીઓને વિચાર કરવા પ્રેરશે.

કુમારી કાર્પેન્ટર હિંદમા મુસાફરી કરી ગયલા. હિન્દી સ્ત્રીઓના ઉત્કર્ષાર્થે એમણે ઉપાડી લીધેલી પ્રવૃત્તિ જાણીતી છે એ પરોપકારી વિદુષીનું ચરિત્ર બંગાળીપરથી દેવરામ શિવરામે તૈયાર કર્યું હતું

અર્થશાસ્ત્રના એક સમર્થ લેખક તરીકે હેન્રી ફૉસેટનું નામ સુવિદિત છે હિન્દના હિત માટેની એમની લાગણી અને તે માટે પાર્લામેન્ટમા તેઓ લડત ચલાવતા તે ખાસ ધ્યાન ખેચતી એ ચરિત્રના લેખક શ્રીયુત જીવાભાઈ રેવાભાઈ પટેલના બીજા બે પુસ્તકો જીવનનો આદર્શ (Lecky's Map of Life)નો તરજુમો અને મીલકૃત Subjection of Women પરથી લખાયલું 'સ્ત્રીઓની પરાધિનતા' ગુજરાતી બંધુઓએ વાચવા જેવા છે.

શ્રીયુત છગનલાલ હરિદાસ મોદી અનુવાદિત "જીંદગીનો ઉપયોગ" સર જોન લબક લિખિત Use of Life નો તરજુમો જીવનનો આદર્શ અને જીંદગીનું સાફલ્યની પેઠે આકર્ષક અને બોધપ્રદ છે

સામાન્ય જ્ઞાન અને નીતિના પુસ્તકમા સ્વર્ગસ્થ દ્વારકાદાસ મોતીલાલ પરીખના બે પુસ્તક "કુટુમ્બનુ અભિમાન" અને "નસિબ અને ઉદ્યોગ" સહજ લક્ષ ખેચે છે અને તે મરાઠી પરથી લખાયા હતા એવું બીજું મરાઠીપરથી યોજાયલું "શિક્ષણ સૂત્ર" નામનું પુસ્તક હતું કેળવણીમા રસ લેનારાઓને તે કંઇક ઉપયોગી જણાશે

'દુનિયાની બાલ્યાવસ્થા' એ નામનું પુસ્તક એડવર્ડ કૉલ્ડના ઇગ્રેજી પુસ્તક પરથી ન્યાય ખાતાના કારકુન મણિલાલ દલપતરામ પટેલે લખ્યું હતું અને 'યુવાનોને બોધવચન' જાણીતા 'ઇગ્રેજી ગુજરાતી કોષ'ના પ્રયોજક શ્રી ગોવર્ધનપ્રસાદ વ્યાસે મદ્રાસની ક્રિશ્ચિયન જ્ઞાનપ્રચાર મંડળી તરફથી પ્રસિદ્ધ થયલું રેવ. ડૉ. મરડોકના પુસ્તકનો તરજુમો છે આ બે ચોપડીઓ કવિ ચન્દ્રભાઈ સ્મારક ફંડમાથી છપાવવામા આવી હતી

વિજ્ઞાનગ્રંથોમા શ્રીયુત ડાહ્યાભાઇ દેરાસરીનું 'સરલ પદાર્થવિજ્ઞાન' નામનું પુસ્તક વિદ્યાર્થીઓને બહુ ઉપકારક નિવડ્યું છે વિજ્ઞાનના શુષ્ક અને નીરસ જણાતા વિષયને આનંદદાયક તેમ સરલ કરી મૂકનાની

હતો ઇબ્સન રચિત ડૉલહાઉસનું એ રૂપાંતર હતું, અને તે સફળ નિવડ્યું હતું. ખેદનો વિષય એ છે કે એ બ્હેન લાંબુ આયુષ્ય ભોગવવા જીવ્યાં નહિ, નહિ તો એમની પાસેથી વિવિધ વિષયની નવીન કૃતિઓ-વાર્તા, નાટક, કવિતા વગેરે આપણને મળતા ગયા હોત, જે આપણને આનંદદાયક થઇ પડી, સ્ત્રી માનસ અને સ્ત્રી શક્તિનો સરસ પરિચય કરાવત.

'કેટલીક નવલકથાઓ' એ નામનું એમની ચાર ન્હાની વાર્તાઓનું પુસ્તક એમના મૃત્યુ બાદ બહાર પડ્યું હતું. તેમાં લેડી વિદ્યાબ્હેન નીલકંઠે, એ બ્હેન વિષે નીચે મુજબ હકીકત આપી છે અને તે જાત-માહિતી પરથી લખાયલી હોઇ પ્રમાણભૂત લેખાશે

"સ્વ સૌ સુમતિ, મૂળ ભાવનગરના પણ મુંબાઈવાસી જાણીતા શહેરી ર લલ્લુભાઈ શામળદાસની પુત્રી થાય અને અમદાવાદના પ્રસિદ્ધ સરદાર રા બ ભોળાનાથ સારાભાઇના પુત્ર સ્વ ભીમરાવની દૌહિત્રી થાય. બાળપણથી અતિશય ચંચળતા તેનામાં જણાઇ આવતી એની જીંદગી ઝપાટાબંધ પૂરી થવાની હતી તેથી જાણે બોલતાં ચાલતાં સર્વ તે અસાધારણ નાની ઉંમરે શીખેલી તેનો શાળાનો રીતસરનો અભ્યાસ ઝાઝો વખત નહીં ચાલેલો પરંતુ બુદ્ધિની તીવ્રતા, જ્ઞાનની જિજ્ઞાસા અને પિતાના ઘરનું પુસ્તકમય વાતાવરણ એ સર્વને પરિણામે બહેન સુમતિને વાચનનો શોખ બેહદ થયો કંઇ બીજનો સાથે નવું નવું વાંચી, જેમનું જે વિષય તરફ વલણ હોય તેમની તરફથી તે સંબંધી જ્ઞાન મેળવી ઘણી ટુંકી મુદતમાં તેણે ઘણાં પુસ્તકો વાંચ્યાં-વાંચ્યાં એટલું જ નહીં પણ સાહિત્યરસિકતાના, સંસ્કારિતાના બીજ પોતાના હૃદયમાં રોપ્યાં, કુદરતે એનું હૃદય એ સર્વગ્રહણ કરે એવું ઘડ્યું હતું એટલે યોગ્ય સ્થાને એ બીજ પડતાં તેમનો વિકાસ થઈ જનસમાજને તેનાં મધુર ફળ મળ્યાં

× × × × ×

ગુજરાતી સાહિત્યમાં સૌ સુમતિનું સ્થાન ઉંચું છે એમ સાક્ષરોએ સ્વીકારેલું છે ગુર્જરસ્ત્રી સાહિત્યમાં તો એથી પણ વિશેષ ઉંચા પદની એ અધિકારિણી છે સ્ત્રી લેખકો-ખરેખર પ્રતિભાશાળી લેખકો ગુજરાતમાં નહીં જેટલા છે સુમતિ જેટલી દિશામાં કાર્ય કર્યું હોય એવા તો કોઇ નથી એમ કહીએ તો ચાલે. કાવ્યો, નાટકો, વાર્તાઓ, વગેરે સાહિત્યના મુખ્ય અંગમાં તેનો પ્રવેશ હતો''*

---

* જુઓ 'કેટલીક નવલકથાઓ', પૃ ૩-૪

કવિતાના પુસ્તકોમાં દલપત કાવ્યની અગાઉ નોંધ કરેલી છે. કવિ કહાનજી ધર્મસિંહ રચિત "સ્ત્રીગીત સંગ્રહ" નીતિબોધક વાચન પૂરૂં પાડે છે. સ્વર્ગસ્થ કાંટાવાળા સંપાદિત ઉદ્ધવકૃત રામાયણ જુની કવિતાના પુસ્તક તરીકે મહત્વ ધરાવે છે; એટલું જ નહિ પણ તેનું પ્રકાશન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં કેટલાક ખૂટતા અંકોડા પૂરા પાડે છે.*

સ્વર્ગસ્થ લાલશંકરે શાળાઓમાં વિદ્યાર્થીઓને નીતિપાઠ અને સદાચરણનો બોધ આપવાનું સુતર થાય એ વિચારથી "શિક્ષા વચન" એ નામથી એક કવિતા સંગ્રહનું પુસ્તક સંયોજ્યું હતું. રણછોડભાઇ કન્યાશાળામાં તેના સ્થાપક રણછોડભાઇએ કન્યાશાળામાં ધાર્મિક અને નીતિના શિક્ષણ પર ખાસ આગ્રહ કર્યો હતો; અને તે શાળાના સેક્રેટરી તરીકે એ મુદ્દો વિચારીને લાલશંકરભાઇએ સદરહુ પુસ્તક ગૂંથ્યું હતું અને તે જુદા જુદા ગૃહસ્થોને મોકલી આપતાં, સર્વેએ તેની સંકલના પસંદ કરી હતી.

ઐતિહાસિક પુસ્તકોમાં થોડાંકની નોધ ઉપર થયલી છે. બાકીનામાં ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરકૃત 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' અને સ્વર્ગસ્થ રાનડે રચિત 'મરાઠી સત્તાનો ઉદય' એ પુસ્તકોના તરજુમા શ્રીયુત નવનીતરાય નારાયણભાઇ મહેતા અને સ્વર્ગસ્થ કરીમઅલી રહીમઅલી નાનજીઆણીએ કર્યા હતા. તે ઉત્તમ પુસ્તકો છે એમ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. શ્રીયુત નવનીતરાય જ્ઞાતે સાઠોદરા નાગર છે; વર્ષો સુધી વકીલાત કર્યા પછી હાલમા તેઓ નિવૃત્તિમા આનંદ લે છે. એમણે એની બિસન્ટ કૃત Thought Power '–વિચારબળ અને તેની શક્તિ' એ પુસ્તકને ગુજરાતીમાં ઉમેર્યું હતું. મી. નાનજીઆણીએ તેમનું જીવન કેળવણીના કાર્યમાં ગાળ્યું હતું અને એક મુસ્લીમ લેખક તરીકે એમની સાહિત્ય સેવા જાણીતી છે.

ઉપરે ફાર્બસ રચિત "રાસમાળા" ની અમે નોધ કરીશું. એ પુસ્તકની પહેલી આવૃત્તિ ગુજરાતીમા શ્રી ફાર્બસ સભા–મુમ્બાઇએ છપાવી હતી. તેની બીજી આવૃત્તિ કાઢવા સોસાઇટીએ એ સભાની પરવાનગી માગી હતી, તે એને આપવામા આવી હતી. સોસાઇટીએ એમા રણછોડભાઇ પાસે નવાં ટીપ્પણો, નોંધ વગેરે ઉમેરાવ્યું હતું. એ રીતે ગુજરાતીના ઇતિહાસના અભ્યાસીઓને તે પુસ્તક બહુ મૂલ્યવાન થયું હતું.

* એ વિષે ચર્ચા માટે જુઓ રા. રામલાલ મોદીનો લેખ "ગુજરાતી" નો દિવાળી અંક, સંવત્ ૧૯૮૮.

" ગુજરાતી ભાષામાં જેટલી ચોપડીઓ છપાય, તે બધી ચોપડીઓને સોસાઇટીના આશરાનો હક છે, એમ લોકો સમજે છે, તે ભૂલભરેલું જણાય છે. ગુજરાતી વિદ્યાના લાભમાં જે પુસ્તક ગણાશે, તે પુસ્તકને બની શકશે ત્યાં સુધી સોસાઇટી હંમેશાં આશરો આપશે. પણ પોતાનું નાણું ઉડાવી દેવા માટે આશરો આપી શકતી નથી. સોસાઇટીનો હેતુ જે કાર્ય સાધવાનો છે, તેને વધારે ફાયદો કરવામાં નાણું ખરચવાની અગત્ય છે."

વળી છોકરાઓને વાચન માટે અભિરુચિ ઉત્પન્ન થાય અને તેમને લખવાનો અભ્યાસ પડે, તે અર્થે કોઈ મુકરર પુસ્તકમાં પરીક્ષા લેવાની તેમ કોઈ અંગ્રેજી પુસ્તકમાંથી ગુજરાતીમાં અનુવાદ કરાવી, યોગ્ય ઉમેદવારને ઇનામ આપવાની યોજના કરવામાં આપી હતી;* અને તેનો લાભ ગુજરાતી અને અંગ્રેજી બંને શાળાના વિદ્યાર્થીઓ લેતા.† પહેલે વર્ષ " ઋતુ " વિષે નિબંધ લખાવવામાં આવ્યો, જે વિષે પૂર્વે કહેવાયું છે અને તેમાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઇંગ્રેજી સ્કુલમાં ૭ અને ગુજરાતી શાળામાં ૫ ની હતી.

સન ૧૮૭૬ માં રા. સા. મહીપતરામ નીલકંઠે સરદાર ભોળાનાથ સારાભાઈના અનુમોદનથી એવીજ મતલબની દરખાસ્ત વાર્ષિક સામાન્ય સભામાં રજુ કરી હતી, કે " અમદાવાદમાં અને બીજી જગોએ નિશાળમાં અભ્યાસ કરતા છોકરા અથવા છોકરીઓને મૅનેજીંગ કમિટી પોતે અથવા પોતાના તરફથી જે માણસને તે કામ સોંપે, અને તેને જે યોગ્ય લાગે તે પ્રમાણે પુસ્તકોનું ઈનામ જાહેર સભા ભરીને પ્રસંગોપાત આપવું " અને એ સૂચના સર્વાનુમતે સ્વીકારાઈ હતી.†

પણ જેમ સોસાઇટીના કામકાજનું ક્ષેત્ર વિસ્તાર પામતું ગયું અને કેળવણીનો પ્રચાર વધતો ચાલ્યો તેમ આ પ્રતિ ઓછું ધ્યાન અપાવા માંડ્યું; જ્યાં સન ૧૮૭૨ માં એક નવીન પ્રયોગ કેટલાક સભ્યોની સૂચના પરથી શરૂ કર્યો અને તે વક્તૃત્વ કળા ખીલવવાનો હતો. વક્તૃત્વની હરીફાઇમાં જેઓ ઉંચે નંબરે આવે એવા પ્રથમ ત્રણને રૂ. ૨૫, ૧૫ અને ૧૦ એ અનુક્રમે રોકડ ઇનામ આપવાની વ્યવસ્થા કરી હતી અને જેમની ઇચ્છા રોકડ નાણું ઇનામમાં લેવાની ન હોય તેમને સોસાઇટી એક રૂપાનો ચાંદ આપની હતી. એ ચાંદ પર નીચેના શબ્દો કોતરવામાં આવતાઃ

---

* જુઓ ગુ. વ. સો. નો પચાસ વર્ષનો રીપોર્ટ સન ૧૮૪૮ થી ૧૮૯૮, પૃ. ७०.

† સન ૧૮૭૫ નો વાર્ષિક રીપોર્ટ, પૃ. ૩.

# પરિશિષ્ટ ૮

## વધુ નવાં પુસ્તકો

### સન ૧૮૯૨ થી ૧૯૦૮

| | |
|---|---|
| **નારાયણ હેમચંદ્ર.** | |
| ઉદ્યોગી પુરુષો | ૧૮૯૩ |
| ધાર્મિક પુરુષો | ,, |
| વિવાહ તત્ત્વસિંધુ | ,, |
| સ્ત્રી જાતિ વિષે વિવેચન | ,, |
| જ્ઞાન વચન | ,, |
| જીવજન્તુ અને વનસ્પતિની આત્મકથાઓ | ,, |
| ધર્મનીતિ | ૧૮૯૪ |
| દર્શન શાસ્ત્ર સંબંધી ચર્ચા | ,, |
| પ્રખ્યાત સ્ત્રીઓના ગુણ કીર્તન | ,, |
| માનું કર્તવ્ય | ,, |
| પ્રાચીન ભરતખંડનો મહિમા | ૧૮૯૫ |
| બોધક ચરિત | ૧૮૯૬ |
| જીવતત્ત્વ | ૧૮૯૯ |
| વનસ્પતિ તત્ત્વજ્ઞાન | ૧૯૦૦ |
| શિક્ષણશાસ્ત્ર | ૧૯૦૦ |
| **નીલકંઠરાય ડાહ્યાભાઈ.** | |
| દારૂ | ૧૮૯૨ |
| સાધારણ પદાર્થોનું રસાયણ | ૧૮૯૭ |
| હિન્દુસ્તાનના ગામડાની આરોગ્યતા | ,, |
| ઘરમા વપરાતી ચીજોનું રસાયણ | ૧૮૯૯ |
| અકસ્માત વખતે મદદ અને ઇલાજ | ૧૯૦૦ |
| નવરાશના વખતમા ગમ્મત અને જ્ઞાન | ૧૯૦૧ |
| માદાની માવજત | ૧૯૦૫ |
| લોકોપયોગી શારીર વિદ્યા | ૧૯૦૮ |
| **પરમાનંદદાસ ભોળાભાઈ પારેખ.** | |
| લંક.નો ઇતિહાસ | ૧૮૯૩ |
| ડેમોસ્થિનીસનું ચરિત્ર | ૧૮૯૮ |

"ગુજરાતી ભાષામાં જેટલી ચોપડીઓ છપાય, તે બધી ચોપડીઓને સોસાઇટીના આશરાનો હક છે, એમ લોકો સમજે છે, તે ભૂલભરેલું જણાય છે. ગુજરાતી વિદ્યાના લાભમાં જે પુસ્તક ગણાશે, તે પુસ્તકને બની શકશે ત્યાં સુધી સોસાઇટી હંમેશાં આશરો આપશે. પણ પોતાનું નાણું ઉડાવી દેવા માટે આશરો આપી શકતી નથી. સોસાઇટીનો હેતુ જે કાર્ય સાધવાનો છે, તેને વધારે ફાયદો કરવામાં નાણું ખરચવાની અગત્ય છે."

વળી છોકરાઓને વાચન માટે અભિરુચિ ઉત્પન્ન થાય અને તેમને લખવાનો અભ્યાસ પડે, તે અર્થે કોઈ મુકરર પુસ્તકમાં પરીક્ષા લેવાની તેમ કોઈ અંગ્રેજી પુસ્તકમાંથી ગુજરાતીમાં અનુવાદ કરાવી, યોગ્ય ઉમેદવારને ઇનામ આપવાની યોજના કરવામાં આપી હતી;* અને તેનો લાભ ગુજરાતી અને અંગ્રેજી બંને શાળાના વિદ્યાર્થીઓ લેતા.' પહેલે વર્ષ "ઋતુ" વિષે નિબંધ લખાવવામાં આવ્યો, જે વિષે પૂર્વે કહેવાયું છે અને તેમાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઇંગ્રેજી સ્કુલમાં ૭ અને ગુજરાતી શાળામાં ૫ ની હતી.

સન ૧૮૭૬ માં રા. સા. મહીપતરામ નીલકંઠે સરદાર ભોળાનાથ સારાભાઈના અનુમોદનથી એવીજ મતલબની દરખાસ્ત વાર્ષિક સામાન્ય સભામાં રજુ કરી હતી, કે "અમદાવાદમાં અને બીજી જગોએ નિશાળમાં અભ્યાસ કરતા છોકરા અથવા છોકરીઓને મેનેજીંગ કમિટી પોતે અથવા પોતાના તરફથી જે માણસને તે કામ સોંપે, અને તેને જે યોગ્ય લાગે તે પ્રમાણે પુસ્તકોનું ઈનામ જાહેર સભા ભરીને પ્રસંગોપાત આપવું" અને એ સૂચના સર્વાનુમતે સ્વીકારાઈ હતી.†

પણ જેમ સોસાઇટીના કામકાજનું ક્ષેત્ર વિસ્તાર પામતું ગયું અને કેળવણીનો પ્રચાર વધતો ચાલ્યો તેમ આ પ્રતિ ઓછું ધ્યાન અપાવા માંડયું; જ્યાં સન ૧૮૭૨ માં એક નવીન પ્રયોગ કેટલાક સભ્યોની સૂચના પરથી શરૂ કર્યો અને તે વકતૃત્વ કળા ખીલવવાનો હતો. વકતૃત્વની હરીફાઇમાં જેઓ ઉંચે નંબર આવે એવા પ્રથમ ત્રણને રૂ. ૨૫, ૧૫ અને ૧૦ એ અનુક્રમે રોકડ ઇનામ આપવાની વ્યવસ્થા કરી હતી અને જેમની ઇચ્છા રોકડ નાણું ઇનામમાં લેવાની ન હોય તેમને સોસાઇટી એક રૂપાનો ચાંદ આપતી હતી. એ ચાંદ પર નીચેના શબ્દો કોતરવામાં આવતા:

---

* જુઓ ગુ. વ. સો. નો પચાસ વર્ષનો રીપોર્ટ સન ૧૮૪૮ થી ૧૮૯૮, પૃ. ૭૦.
† સન ૧૮૭૫ નો વાર્ષિક રીપોર્ટ, પૃ. ૩.

"૫. ભાષણની સરસાઇ ગુણથી બતાવવામાં આવશે. બધા મળીને ૧૦૦) ગુણ મુકરર કરવામાં આવ્યા છે. તેમાંથી ૫૦) ગુણ ભાષણની મતલબ એટલે હકીકત, દલીલ, વિષયની રચના વગેરેના, ને ગુણ ૫૦) ભાષણની રીતિ એટલે બોલવાની રસિકતા, છટા અને શુદ્ધ ભાષાની ઉપર ધ્યાન રાખી આપવામાં આવશે.

૬. બધા ઊમેદવારોનાં ભાષણ થઇ રહેશે એટલે પરીક્ષક કમિટી સઉથી વધારે ગુણ મેળવનાર ત્રણ ઊમેદવારનાં નામ નક્કી કરશે ને તે ઊમેદવારોને ગુણ પ્રમાણે પંદર, દસ ને પાંચ રૂપીઆનું ઇનામ મળશે.

૭. સ્મરણને વાસ્તે ઉમેદવાર હાથમાં ટુંકું ટીપણ રાખીને જોશે તો હરકત નથી પણ ઘેરથી લખી લાવેલું વાંચી સંભળાવા દેવામાં નહી આવે."×

તેમજ પુસ્તક વૃદ્ધિ કરવા સારૂ પુસ્તક વેચાણ વધારીને તેમાંથી ગ્રંથકારોને મદદ આપી શકાય એવી અજમાયશ સોસાઈટી તરફથી કરવામાં આવી હતી તેની નોંધ કરીશું. એ અજમાયશ મહારાષ્ટ્રમાં રાનાડે અને ગોપાળ હરિ દેશમુખે પુસ્તકવૃદ્ધિ અર્થે જે નિવેદન પ્રસિદ્ધ પત્ર બહાર પાડયું હતું તેનું ફક્ત અનુકરણ હતું. બીજી રીતે પણ એ માહિતી ઉપકારક છે. એક તો એ સમયનું પુસ્તક વાચન, પુસ્તક વેચાણ અને પુસ્તકનો પ્રચાર કેવો હતો તેનો તે કંઇક ખ્યાલ આપે છે; બીજું, એમાં દર્શાવેલી સસ્તા પુસ્તક વેચાણની યોજના આજ પણ અનુસરવા જેવી છે; અને ત્રીજું સોસાઈટી પુસ્તકપ્રકાશન અર્થે શી રીતે કાર્ય કરતી હતી અને તેમાં કેવી અડચણો તેને નડતી તેની માહિતી મળે છે. પ્રથમ વસ્તુસ્થિતિ સમજાવતી નોંધ આપેલી છે અને તે પછી મેનેજીંગ કમિટીની સંમતિ લઈ પ્રસિદ્ધપત્ર છપાવ્યું હતું: તે બંને અમે નીચે આપીએ છીએઃ—

"ગુજરાતી ભાષામાં એવાં પુસ્તકો ગુજરાતીઓને પુરાં પાડવાનું કામ ગુજરાત વર્નાક્યુલર સોસૈટીનું છે પણ દક્ષિણીઓને વાંચવાનો જેટલો શોખ છે એટલો હજી ગુજરાતીઓમાં જણાતો નથી. મરાઠી વાંચનારા એક હજાર ઘરાક તેઓને મળી આવશે પણ ગુજરાતી વાંચનારા એક હજાર ઘરાક કયાંથી મળે? જો એક હજાર કરતાં ઓછા ઘરાક મળે તો પણ સોસૈટી તે કામ માથે લેવાને ઘણી ખુશી થશે. વળી જે જે પુસ્તકો

× બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૨, પૃ. ૨૮૨-૮૩.

મલ્હાર ભીખાજી બેલસરે.
  માત ૫ ૧૯૯૮
રવિશંકર જગન્નાથ.
  શિક્ષણ સૂત્ર ૧૮૯૮
દેવરામ શિવરામ દ્વિવેદી.
  કુમારી કાર્પેન્ટરનું જીવનચરિત્ર ૧૮૯૮
ફાગકાંદામ મોતીલાલ પરીખ.
  કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ ૧૮૯૮
  નવીસ અને ઉદ્યોગ વિષે નિબંધ ,,
ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.
  પદાર્થ વિજ્ઞાન ૧૮૦૮
આત્મારામ મોતીરામ દિવાનજી.
  ખગોળ સબંધી વ્યાખ્યાનમાળા ૧૯૦૩
દાદાભાઇ પી દેરાસરી
  ગણુતમિહ ૧૮૮૫
  સરળ પદાર્થ વિજ્ઞાન ૧૮૯૬
ચુનીલાલ માણેકલાલ ગાંધી.
  માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન ૧૮૯૫
વિશ્વનાથ પ્ર. વૈદ્ય.
  લૉર્ડ ગેરિન્સ ૧૮૮૫
ચમનરાય શિવશંકર વૈષ્ણવ.
  ઔષધિ કોશ, ભા ૧ લો. ૧૮૮૯
હરિપ્રસાદ દાદાભાઈ છત્રપતિ.
  મા અને દીકરી ૧૮૮૮
  દારૂ અને તેની તન, મન અને ધન ઉપર અસર ,
દેવશંકર મોતીરામ વ્યાસ.
  આમળા મજીઠ ૧૮૮૯
દોલતરામ કાશીરામ પંડિત.
  છોકરાની આરોગ્યતા ૧૮૮૯

પછી તેની એકેકી નકલ મેહેરબાન ડાયરેક્ટર સાહેબની તરફ સોસૈટીના સેક્રેટરી રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખે એક અંગ્રેજી લેટર સાથે મોકલીને લખ્યું કે આ દરેક ચોપડીની કેટલી નકલો મદદ દાખલ આપ રાખશો ? તેનો ઉત્તર એવો લખાઈ આવ્યો કે દૈવજ્ઞ દર્પણની એક હજાર નકલો સરકાર ખાતે રાખીશું. અને બાકી બીજી ત્રણની અમારે જરૂર નથી. તેથી દૈવજ્ઞ દર્પણની તરત બીજી આવૃત્તિ છપાવવી પડી. અને બાકી છપાવેલી ચોપડીઓનો ચતુર્થાંશ પણ હજી સુધી વેચાઈ ગયો નથી.

મરાઠી ભાષામાં કોઇ વેદના અર્થનાં ચોપાનીઆં પ્રગટ કરે છે; કોઈ ષડ્દર્શન ચિંતનિકાનાં ચોપાનીઆં પ્રગટ કરે છે; અને કોઈ તુકારામ અને રામદાસ વગેરે જુના કવિઓની કવિતાનાં પુસ્તકો વગેરે પ્રગટ કરે છે અને દર સાલ પાંચ સાત રૂપીઆ ભરવાના હોય છે તોપણ તેમને જોઇએ તેટલાં ઘરાક મળે છે. અને ગુજરાતીમાં જુનાગઢમાં વેદાર્થદિપક ચોપાનીઉં નીકળવા લાગ્યું હતું તેની થોડી કીમ્મત છતાં ઘરાકો મળ્યા નહિ તેથી ભાગી પડ્યું. તેમજ કેટલાએક ગુજરાતીઓએ પુસ્તકો રચીને રાખેલાં છે પણ તેને છપાવતાં હીંમત ચાલતી નથી.

નગરખંડનું પુસ્તક સંસ્કૃતમાં છે તે ઉપરથી એક વિદ્વાને ઘણી મેહેનત લઇને ગુજરાતીમાં તરજુમો કર્યો ને પ્રગટ કરવા સારૂ સોસૈટી તરફ મોકલ્યો. નાગરોની ઉત્પત્તિ સંબંધી તેમાં વાત છે અને નાગરો ઘણા શ્રીમંત તથા વિદ્વાન ગણાય છે તેથી એવું ધાર્યું કે ૩૦૦ સહીઓ તો તરત થઈ આવશે. એમ ધારીને બુદ્ધિપ્રકાશમાં બે ત્રણ વાર જાહેર ખબર છાપી, અને લખ્યું કે ઓછામાં ઓછાં ૩૦૦ ઘરાકો થશે તો તે પુસ્તક છપાવીશું અને કીંમત રૂ. ૨) રાખી હતી; પણ લખવાને દીલગીરી છે કે ઘણી મુદતે ફક્ત ૨૫ સહીઓ થઇને આવી, તેથી તે છાપવાનું કામ બંધ રહ્યું અને પુસ્તક તે ધણીને પાછું આપ્યું. આવી રીતે થાય ત્યારે પુસ્તક પ્રગટ કરનારાઓના મનમાં હીંમત શી રીતે વધે ?"*

## પુસ્તક વૃદ્ધિ વિષે જાહેર ખબર×

"સને ૧૮૭૮ તા. ૩ જી માહે માર્ચે ગુજ. વર્ના. સોસૈટીની મેનેજિંગ કમિટી મળી હતી. ત્યાં એવી વાત નીકળી કે ગુજરાતી ભાષામાં ઉપયોગી

* બુદ્ધિ પ્રકાશ, સન ૧૮૭૮, પૃ. ૬૯ થી ૭૧.

× બુદ્ધિ પ્રકાશ, સન ૧૮૭૮, પૃ. ૬૫-૬૬.

| | |
|---|---|
| **ડૉ. જોસફ બેન્જામીન.** | |
| તમાકુ અને ભાગના માદક તત્વો | ૧૮૯૪ |
| હિંદુસ્તાનમા આરોગ્યતાનો સુધારો | ૧૮૯૯ |
| **વૈદ્ય દુર્લભજી શ્યામજી ધ્રુવ.** | |
| કેફ નિષેધક | ૧૮૯૨ |
| **શાસ્ત્રી નારાયણ ગીરધલાલ ઠકુર.** | |
| મદ્યપાન નિષેધ | ૧૯૦૬ |
| સાર્વજનિક આરોગ્ય | ,, |
| **ડૉ. ચુનીલાલ ત્રિભોવનદાસ બહેરાવાળા.** | |
| શહેરની આરોગ્યતા. | ૧૯૦૮ |
| **જગજીવન દયાળજી મોદી.** | |
| મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણી | ૧૯૦૮ |
| **રણછોડભાઈ ઉદયરામ.** | |
| ગરબાવળી ભા. ૧ | ૧૮૯૯ |
| ,, ભા. ૨ | ,, |
| **રા. બા. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા.** | |
| ઉદ્ધવ કૃત રામાયણ | ૧૮-૩ |
| **કરીમઅલી રહીમભાઈ નાનજીઆણી.** | |
| મરાઠી સત્તાનો ઉદય | ૧૯૦૯ |
| **નવનીતરાય નારાયણભાઈ.** | |
| દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ | ૧૯૦૯ |
| **લાલશંકર ઉમિયાશંકર.** | |
| શિક્ષા વચન | ૧૮૯૬ |



## પ્રકરણ ૧૭.

### આશ્રયદાતાઓ.

"By doing good with his money a man as it were stamps the image of God upon it, and makes it pass current for the merchandise of heaven."

**Rutledge.**

જે સમયે સોસાઇટી સ્થપાઇ ત્યારે અંગ્રેજ મુલ્કી અધિકારીઓની સત્તા અને પ્રભાવ એટલા જાહે અને પ્રબળ હતાં કે એમનો એક શબ્દ દેશીઓને આજ્ઞા રૂપ થઈ પડતો; તેથી સોસાઈટી માટે ફંડ ઉભું કરવામાં તેના સંચાલકોને શરૂઆતમાં ઝાઝી તકલીફ પડી નહોતી અને પહેલા વર્ષમાંજ લગભગ રૂ. ૧૦,૦૦૦ નું ફંડ તેઓ એકઠું કરવાને શક્તિમાન થયા હતા.

પરિશિષ્ટ ૫ માં પ્રથમ નાણું ભરનારાઓની નામાવલિ આપી છે, તે જોતાં જણાશે કે એ કાર્યમાં યુરોપિયનોની સહાયતા થોડી નહોતી; અને સન ૧૮૭૩ માં આસિ. જડજ મી. એમ. એચ. સ્કૉટ સોસાઇટીના સેક્રેટરી પદેથી છૂટા થતાં સુધી સોસાઈટીનું તંત્ર-વહિવટ પ્રથમથી એક યુરોપિયન હસ્તક હતો એ વિસરવું જોઇએ નહિ.

હિંદીઓ તેમાં અલ્પ પ્રમાણમાં હતા; ત્રીજા વર્ષની કમિટીમાં ઇંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર રા. સા. ભોગીલાલભાઈનું નામ મળી આવે છે. પણ જેમ સોસાઇટીના ઉદ્દેશનો પરિચય થતો ગયો અને એનો આશય સમજવામાં આવ્યો તેમ હિન્દીઓ તેમાં જોડાવા લાગ્યા; જુના સન ૧૮૫૮-૫૯ ના રીપોર્ટમાં ઑન. સેક્રેટરી જણાવે છે કે "ગુજરાતમાં વિદ્યાના ફેલાવ વાસ્તે સોસાઇટીએ આટલું બધું કામ કર્યું અને અદ્યાપિ પર્યંત પણ કર્યા જાય છે એવું જ્યાં તેને આશ્રય આપનારા ઘણા થોડા છે એ ઘણું અજાયબ જેવું છે." †

જુદી જુદી દિશામાં સોસાઈટીએ અનેક પ્રકારનાં કેળવણીનાં કાર્યો આરંભથી ઉપાડી લીધાં હતાં અને તે એટલાં ખર્ચાળ અને ખોટનાં હતાં કે

† ગુ. વ. સોસાઈટીનો સન ૧૮૫૮-૫૯ નો રીપોર્ટ, પૃ. ૧૧.

ઉદ્દેશમા "and to promote education in general" એ શબ્દો નવા ઉમેરવામા આવ્યા હતા

સન ૧૮૭૯ ના રીપોર્ટમા એ સુધારેલો નિયમ નીચે મુજબ આપેલો છે –

"આ સોસાઇટીનો હેતુ એવો છે કે–ગુજરાતી ગ્રથોને ઉત્તેજન આપવુ, ઉપયોગી જ્ઞાનનો વધારો કરવો **અને અનેક પ્રકારે કેળવણીને ઉત્તેજન આપવું.**"

આ પ્રમાણે સોસાઇટીનુ કાર્યક્ષેત્ર વિસ્તૃત કરવાની સાથે સોસાઇટીના કામકાજમા લોકો વધુ રસ લેતા થાય અને તેમા સભાસદ તરીકે જોડાવાને આકર્ષાય એ આશયથી સભાસદના ધોરણમા વાર્ષિક રૂ ૨ આપનારનો ત્રીજો વર્ગ દાખલ કરવામા આવ્યો હતો અને વિશેષમા સામાન્ય સ્થિતિનો મનુષ્ય સોસાઇટીમા આજીવન સભ્ય તરીકે જોડાઈ શકે તેના માટે તેનુ લવાજમ તે હળવાશથી ભરે એવી જોગવાઈ કરી આપવામા આવી હતી સન ૧૮૮૭ મા એ સુધારો પસાર કરવામા આવ્યો તે નિયમ નીચે મુજબ હતો –

**બાય લૉ.**

"એક વખતે રૂ ૫૦) સામટા આપી શકે એવી જેની સ્થિતિ ના હોય તેવો જે વારસ માણસ દર વરસે રૂ ૧૦) પ્રમાણે પાચ હપતાથી રૂ ૫૦) પૂરા કરી આપે તેને જન્મપર્યતનો મેમ્બર કરવો પહેલો હપતો પ્રથમથી જ લેવો અને પછી દર વરસે ચડેચડયો હપતો લેવો જેનો હપતો પડશે તેના પડેલા હપતા પડેલા આપેલા રૂપિઆ નકામા જશે એટલે ફરીથી પાચે હપતા સામટા ભર્યા સિવાય તેને મેમ્બર ગણવામા નહિ આવે અને પછૂન થએ ચૂકેલા રૂપિઆ બક્ષીસ ખાતે ગણવામા આવશે ચડેચડયો હપતો આપનારને રૂ ૫૦) પૂરા થતા સુધી બુદ્ધિપ્રકાશ ચોપાનિયુ બક્ષીસ આપવુ અને રૂ ૫૦) પૂરા થયા બાદ તેનુ નામ જન્મપર્યતના મેમ્બરોમા દાખલ કરી એ પ્રકારના મેમ્બરના સર્વ હક્ક તેને આપવા. કોઈ માણસ થોડા હપતા ભર્યા પછી બાકીના હપતાના રૂપીઆ સામટા આપે તો તે વેળાએ તે વખતથી તેને જન્મપર્યતનો મેમ્બર કરવો *"

---

* ગુ વ સો નો રીપોર્ટ, સન ૧૮૮૭, પૃ ૬

રૂ. ૪૧૦૦ ના વ્યાજની રકમ દક્ષિણ સોસાઇટીને દર સાલ આપવાનો ઠરાવ થયો. અને બાકી રૂ. ૪૧૦૦ ના વ્યાજની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને દર સાલ આપવી, એમ ઠરાવ થયો. તે વિશે સેક્રેટરી સાહેબે વાર્ષિક રિપોર્ટમાં એસ. એસ. ડીકનસન સાહેબ તરફથી તા. ૧૦ મી ફેબ્રુઆરી સન ૧૮૫૨ નો તથા મુંબઈ સરકાર તરફથી તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરી સન ૧૮૫૨ નો લખેલો એ રીતે બે પત્રો આવ્યા છે. તેમાં લખે છે કે રૂ. ૮૨૦૦ એકઠા થયા છે અને તેનું નામ વિલોબી ફંડ રાખ્યું છે. તે પશ્ચિમ હિંદુસ્તાનની ભાષાને ઉત્તેજન આપવા સારૂ છે. અને તેમાંથી રૂ. ૪૧૦૦ નું વ્યાજ જ્યાં સુધી ગુજરાત વર્નાક્યુલર સોસૈટી હશે ત્યાં સુધી તેને દર વરસે મળશે. તે ઘણી ખુશીની વાત છે."×

. કવિ દલપતરામ વળી શેઠ સોરાબજી જમશેદજીને સોસાઈટીનો હેતુ અને એનું જ્ઞાનપ્રચારનું કાર્ય સમજાવીને રૂ. ૨૫૦૦) શેઠ તરફથી ઇનામી નિબંધો લખાવવાને પ્રાપ્ત કર્યા હતા, એ બીના અગાઉ જણાવવામાં આવી છે. વળી નિબંધો રચાવવા માટે અન્ય રકમો છૂટક છૂટક પ્રાપ્ત થયલી તેનો ઉલ્લેખ થયલો છે.

પણ એકસામટી રૂ. ૧૦,૦૦૦ ની મોટી રકમ સોસાઈટીને ભેટ કરવાનો યશ તો તે વખતના મુંબઇના રૂના રાજા શેઠ પ્રેમચંદ રાયચંદને છે. એમની સખાવતો જગજાહેર છે. મુંબાઇમાં રાજાબાઇ ટાવર, સુરતમાં કન્યાશાળા, ભરૂચમાં પુસ્તકાલય, પ્રેમચંદ રાયચંદ ફેલોશીપ કલકત્તા યુનિવર્સિટીમાં, અને આપણા અમદાવાદમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ વગેરે એમની જ ઉદાર મદદને આભારી છે. જેમ એમણે બહોળું ધન મેળવ્યું તેમ સખાવતના કામમાં તે નાણું ઉદાર દિલથી વાપર્યું હતું. (એમના વિષે વધુ માહિતી મેળવવા ઇચ્છનારે મી. દિનશા એદલજી વાચ્છારચિત શેઠ પ્રેમચંદ રાયચંદનું ચરિત્ર જોવું.)

એ શેઠ અમદાવાદ પધારતાં કવિ એમને સોસાઇટીની વાર્ષિક સભામાં (તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૮૬૫) નિમંત્રણ આપી તેડી લાવ્યા હતા. તે પ્રસંગે ઑન. સેક્રેટરી મી. કર્ટિસે સભામાં નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો હતોઃ

"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ જે હેતુ ધાર્યો છે તે ઘણો અગત્યનો છે, એવું સભાસદો સમજીને તે સોસાઈટીનું ભંડોળ વધારવા અને તેના હિતને પુષ્ટિ આપવા સારૂ તેમનાથી બનતો પ્રયત્ન કરવાને બંધાય છે."∗

---

× બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૮, પૃ. ૫૮

∗ ગુ. વ. સો. નો સન ૧૮૬૦ થી ૬૪ નો રીપોટ. પૃ. ૧૮

"સોસાઈટીના ધારાની બીજી કલમની ત્રીજી લીટીમાં "જન્મ-પર્યંતના મેમ્બર" એ શબ્દોની પછી "સ્ત્રીઓને તથા માસિક ત્રીસ રૂપિયાના પગારની અંદરના શિક્ષકોને રૂ. ૨૫ લઈ લાઈફ મેમ્બર કરવામાં આવશે."+

આના આગલા વર્ષે, આજીવન સભાસદોની પેઠે સાર્વજનિક પુસ્તકાલયો સોસાઇટીનું માસિક બુદ્ધિપ્રકાશ અને સોસાઇટીનાં પ્રકાશનોનો લાભ લઈ શકે એ શુભ આશયથી, આજીવન સભાસદની માફક સાર્વજનિક પુસ્તકાલયો પાસે રૂ. ૫૦) નું લવાજમ લઈ, તેમને રજીસ્ટર કરવાનો નિર્ણય થયો હતો.

જ્ઞાનપ્રચારનાં કાર્યમાં સોસાઇટીનું આ પગલું જેટલું આવશ્યક તેટલુંજ લોકોપકારક હતું એમ કહેવામાં અમે અતિશયોક્તિ કરતા નથી.

એ ઠરાવ નીચે પ્રમાણે હતો :

"કોઈ સાર્વજનિક લાઇબ્રેરી મદદ માટે સોસાઇટીમાં રજીસ્ટર થવા માગે તો તે બદલ ફી. રૂ. ૫૦) એક વખત લેવામાં આવશે. વ્યવસ્થાપક કમિટી, યોગ્ય લાગે તે સાર્વજનિક લાઇબ્રેરીને ફી લઈ રજીસ્ટર કરશે. એવી રીતે રજીસ્ટર થએલી લાઇબ્રેરી ચાલુ રહે ત્યાં સુધી તેને લાઈફ મેમ્બરને જે પ્રમાણે પુસ્તકો તથા બુદ્ધિપ્રકાશ બક્ષીસ આપવામાં આવે છે તે પ્રમાણે આપવામાં આવશે."*

અંતમાં સોસાઈટીનાં નાણાંના વહિવટના સંબંધમાં થયલા બે ઠરાવો આપીશું :

સન ૧૮૯૩ માં ૧૨ મા નિયમમાં નીચે મુજબ ઉમેરો કરવામાં આવ્યો હતો:—

"કોઈ ગૃહસ્થ અથવા મંડળી ટ્રસ્ટ તરીકે સોસાઈટીને કોઈ શેર આપે અને જે તે શેર લીમીટેડ જવાબદારીના હોય અને તેના બધા કોલ ભરાઈ ગયા હોય તો તે ટ્રસ્ટ સ્વીકારવાને હરકત નથી; અને તેવે પ્રસંગે ટ્રસ્ટ આપનારની ઈચ્છા પ્રમાણે ટ્રસ્ટની રકમ રોકવાની સોસાઇટીને સત્તા છે.

સરકારી પ્રોમીસરી નોટો, મ્યુનિસીપલ ડીબેન્ચર્સ અને બીજા શેરો જે સોસાઇટીના નિયમ પ્રમાણે લીધા હોય તે વેચવાને અને તેનું નાણું

+ ગુ. વ. સો. નો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૫, પૃ. ૨૩.

* ગુ. વ. સો. નો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૪, પૃ. ૨૨.

## પ્રકરણ ૧૦

### સોસાઈટીનું મકાન

"A man's House is his castle" (Proverb)

"A building fitted accurately to answer its end will turn out to be admirable." (Moller)

હિમાભાઈ ઇન્સ્ટીટયુટનુ મકાન બંધાઇ તૈયાર થયુ ત્યારથી તેની પૂર્વ બાજુના ભાગમા સોસાઈટીનુ કાર્યાલય રાખવામા આવ્યુ હતું. અને તે ભાગ એના કબજા ભોગવટાનો હતો. એટલુજ નહિ પણ સોસાઈટીના ચોપડે એ ભાગની મિલકતની કિંમત રૂ ૨૦૦૦) હિસાબમા જુદી બનાવવામા આવતી હતી. પણ વખતના વહેવા સાથે સોસાઈટીનુ કામકાજ દિન પ્રતિદિન વધતુ જતુ હતું અને એ મકાનમા સંકડાશ માલુમ પડતી હતી અને સોસાઇટીના પુસ્તકોનો સ્ટૉક રાખવા સારૂ તો એક જુદું ડહેલુ ભાડે રાખ્યુ હતુ

આ પરિસ્થિતિમા ઑન. સેક્રેટરી રા. સા. મહીપતરામનુ મોટું ઑઈલ પેઈન્ટીંગ, એમના અવસાન બાદ સ્મારક રૂપે સોસાઈટીની સામાન્ય સભાએ ઇન્સ્ટીટયુટના મધ્યસ્થ હૉલમા મૂકવાનો ઠરાવ કર્યો હતો, તે પરત્વે ઇન્સ્ટીટયુટની વ્યવસ્થાપક કમિટી અને સોસાઇટીના સંચાલકો વચ્ચે સહજ મતભેદ પડયો, જો કે પાછળથી તેનુ સંતોષકારક સમાધાન થયું અને એ તૈલ ચિત્ર હિમાભાઈ ઇન્સ્ટીટયુટમા મૂકાયુ પણ ખરું.

પરંતુ લાલશંકરભાઇ જેઓ મહીપતરામના મૃત્યુ પછી સોસાઇટીના ઑન સેક્રેટરી નિમાયા હતા તેમને લાગ્યુ કે સોસાઇટીને તેનું પોતાનુ અને સ્વતંત્ર મકાન હોવુ જોઇએ, અને તુરત તેમણે તે માટે તજવીજ કરવા માંડી.

સન ૧૮૯૩ ના ડિસેમ્બર માસમા પાલનપુરના નામદારશ્રી દીવાન મહાખાન શ્રી શેર મહમદખાનજીનુ અમદાવાદમા પધારવાનું થતા, સોસાઈટી તરફથી એઓ નામદારને એક માનપત્ર એનાયત કરવામા આવ્યુ અને એ પ્રસંગનો લાભ લઇને લાલશંકરભાઇએ સોસાઈટીના નવા મકાન માટે ટીપ શરૂ કરતા તેમા લાગલાજ રૂ ૨૭૭૬ ભરાઈ ગયા હતા.

## પરિશિષ્ટ ૫.

| રૂપીઆ ભરનારનાં નામ. | એકદમ આપેલી બક્ષીસ. | વરસો વરસ આપવાના કબુલ કર્યા તે. |
|---|---|---|
| ક્યાપ્ટન ફ્રેન્ચની મારફત વગર નામના આવ્યા તે ... | ૧૦૦૦–૦–૦ | |
| રેવરંડ. જી. ઇ. ટીરવીટ. આસિષ્ટંટ ચેપલેન... ... | ૧૦૦–૦–૦ | ૨૫–૦–૦ |
| રેવરંડ જી. દબલ્યુ. પીરીટસ... | | ૨૦–૦–૦ |
| ક્યાપ્ટન ફુલ જેમ્સ... ... | ૧૦૦–૦–૦ | ૨૫–૦–૦ |
| પોલિટિકલ એજંટ મહીકાંઠા... | ૨૦૦–૦–૦ | ૫૦–૦–૦ |
| આસિષ્ટંટ પોલિટિકલ એજંટ મહીકાંઠા ... ... | ૫૦–૦–૦ | ૨૫–૦–૦ |
| ક્યાપ્ટન ફ્રેન્ચ આક્ટિંગ રસિડેન્ટ વડોદરા ... ... | ૨૦૦–૦–૦ | |
| લેફટેનન્ટ બારી આસિસ્ટંટ રસિડેન્ટ વડોદરા ... | ૫૦–૦–૦ | |
| કરનલ સાપીટ કમાંડિંગ વડોદરા | ૫૦–૦–૦ | |
| મેજર મેકન ... ... | ૨૫–૦–૦ | |
| ક્યાપ્ટન ફરગહર ... ... | ૧૫–૦–૦ | |
| લેફટેનંટ વાઇટહીલ ગુજરાત ઇરેગ્યુલર હોર્સ ... | ૧૫–૦–૦ | |
| મેજર. એલી પાંચમી રીજમેંટ લાઇટ ઇનિફન્ટરી ... | ૧૫–૦–૦ | |
| ક્યાપ્ટન એચ. રડ ,, ,, ... | ૧૫–૦–૦ | |
| ઈ. જી. ફાસટ એસ્કવાયર[1] ... | ૨૦૦–૦–૦ | |
| સી. જે. ડેવીસ ,, ... | ૨૫–૦–૦ | ૨૫–૦–૦ |
| જે. એમ. ડેવીસ ,, ... | ૫૦–૦–૦ | |
| એ. ડી. રાબર્ટસન ,, ... | ૫૦–૦–૦ | |

૧ અમદાવાદના કલેકટર.

ચાલેયો પત્રવ્યવહાર વાંચી બતાવવામાં આવ્યો. તે સંબંધી લાંબી ચર્ચા થતાં રા. સા. માધવલાલ હરિલાલે દરખાસ્ત કરી અને જોમેરૂ બેન્જામીને અનુમતિ આપી કે:—

આ જમીનની કીંમત ઉપર મ્યુનિસિપાલીટીનો હક છે, તે મ્યુનિસિપાલીટી છોડી દે તેવી રીતની તજવીજ મેનેજીંગ કમિટીએ કરવી."*

વધુમાં એ કાર્ય પરત્વે એમનું દુરંદેશીભર્યું પગલું તો એ હતું કે સદરહુ મકાન માટે સોસાઇટીના સ્થાયી ફંડમાંથી ખર્ચ ન કરતાં, તે માટે જુદું ફંડ ઉભું કરવા નિશ્ચય કર્યો હતો. સામાન્ય સભાએ તે વિષે જે ઠરાવ કર્યો તેના શબ્દો નીચે મુજબ હતાઃ—

"રા. સા. માધવલાલ હરિલાલે દરખાસ્ત કરી અને ગ. રા. રમણભાઈ મહીપતરામે અનુમતિ આપી કે, સોસાઇટીનું નવું મકાન બંધાવવા માટે જે જગા માગી છે તે મળેથી સોસાઇટીનું નવું મકાન વ્યવસ્થાપક કમિટી મંજૂર કરે તે પ્લાન એસ્ટીમેટ પ્રમાણે બાંધવાનું કામ શરૂ કરવું. એક વિશાળ લેકચર હોલ નવા મકાનમાં થાય એવી તજવીજ બનતા સુધી કરવી. તે બાંધવામાં સોસાઇટી પાસે જે ઇમારત ફંડ છે તે ખર્ચ કરવું. વધારે રકમ જોઇએ તો ઈમારત ફંડ વધારવા પ્રયત્ન કરવો પણ સોસાઇટીનું સ્થાયી ભંડોળ તેમાં વાપરવું નહિ. નવી મદદ મેળવવામાં કોઈ ગૃહસ્થ અમુક ભાગને પોતાનું નામ આપવાની શરતથી કોઈ મોટી રકમ આપવા માગે અને વ્યવસ્થાપક કમિટીને યોગ્ય લાગે તો તેમ કરવને વ્યવસ્થાપક કમિટીને સત્તા આપવામાં આવે છે."×

એ મકાન ફંડમાં રૂ. ૨૭૭૬ ભરાઇ ગયાની હકીકત ઉપર આપી છે અને તે પછી વધુ પ્રયત્ન થતાં રૂ. ૧૨૦૧ મળી એ રકમ રૂ. ૮૯૭૭ ની થઇ હતી.

સરકાર સાથે નવી જમીન મળવા સંબંધી પત્રવ્યવહાર ચાલ્યો તેનો નિર્ણય થતાં લગભગ ત્રણ વર્ષ વીતી ગયા. છેવટે એવી સમજુતી થઇ કે સોસાઇટી તેની માલીકીનો ઇન્સ્ટીટ્યુટના મકાનનો ભાગ તે સંસ્થાને આપી દે અને સરકાર સોસાઇટીને ૫૩૩ સમચોરસ વાર જમીન તેના કબજા

---

* ગુ. વ. સો. નો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૩, પૃ. ૧૯-૨૦.

× ગુ. વ. સો. નો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૪, પૃ. ૨૨.

૩ દર વરસ ડિસેમ્બર* મહિનામાં મોટી મંડળી ભરાશે. તેમાં જે મેમ્બરો હાજર હશે તેઓ એક કમિટી મુકરર કરશે. તે કમિટીએ મંડળીનું કામકાજ ચલાવવું.

૪ વરસ દહાડામાં કમિટીમાં કોઈ જગો ખાલી પડે (કોઈ મેમ્બરની પરદેશ બદલી થાય ઇ.) તો તે ઉપર કમિટીવાળાએ બીજાને ઠરાવવો.

૫ દર વરસે દશ રૂપીઆ આપવાનું કબુલ કરનારા તથા એકદમ રૂ. ૫૦) બક્ષીસ આપનારા તથા તેથી જાદે આપનારા તે સરવે મેમ્બરમાં ગણાશે.

૬ કમિટીએ એક વરસમાં મંડળીની મૂળ પુંજીની ચોથાઇ ઉપરાંત મેમ્બરોને પુછ્યા વગર ખરચ કરવું નહિ.

૭ આવતા વરસની કમિટીમાં બેસવા સારૂ નીચે લખેલા સાહેબોને અરજ કરવી.

| | |
|---|---|
| ક્યાપ્ટન વાલીસ, | રેવરંડ. જી. દબલ્યુ પીરીટસ. |
| ક્યાપ્ટન ફુલજેમ્સ, | એ. કે. ફારબસ એસ્કવાયર. |
| રેવરંડ. આર. ઇ. ટીસ્ટીટ, | ઇ. જી. ફ્રાસર. એસ્કવાયર. |

વાત નીકળી કે એ. કે. ફારબસ એસ્કવાયરને મંડળીના સેક્રેટરીનું કામ પોતાને માથે લેવાની વિનતિ કરવી અને તે સરવે મેમ્બરોએ કબુલ કર્યું.

નક્કી કર્યું કે આ મંડળીની પુંજી હઠીસંગ કેશરીસંગને ત્યાં મુકવી.

ઠરાવવામાં આવ્યું જે હરેક મુકરર બાબત કમિટીનો ઠરાવ થયા પછી સેક્રેટરીએ એ પુંજીમાંથી રકમ ઉપાડવી.

ઠરાવવામાં આવ્યું કે સેક્રેટરીએ મંડળીનો હિસાબ રાખવો તથા કાગળ પત્ર લખવા તથા મંડળી એકઠી કરવી એ વગેરે બીજું કામ હોય તે કરવું.

ઠરાવવામાં આવ્યું કે કમિટીમાં ત્રણ મેમ્બરો મળ્યા એટલે બરાબર કમિટી ભરાઈ એમ જાણવું.

---

* ફક્ત એક બે વખત ડિસેમ્બર મહિનામાં ભરાઇ હશે. પછી સોસૈટીનો વહિવટ લાંબો થયો એટલે ડિસેમ્બર પછી જ્યારે હિસાબ તૈયાર થાય ને અવકાશ મળે ત્યારે જનરલ સભા ભરાતી આવી

## *ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના નવા મકાનનો પાયો નાંખવાને કરવામાં આવેલી ક્રિયા

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું હાલનું મકાન ઘણું નાનુ પડતું હોવાથી એક નવુ મકાન બંધાવવાને ઠરાવ ૧૮૯૫ મા મળેલી જનરલ કમિટીમા થયો હતો. તેને માટે સરકાર તરફથી કારંજ બાગ સામેની જમીન મળવાથી ત્યા મકાન બાંધવાને માટે પાયો નાખવાની શુભ ક્રિયા ગયા માસની તા ૨૪ મીને શુક્રવારને રોજ સાંજના સાડાચાર વાગતા ઉત્તર વિભાગના કમિશનર મિ એફ એસ. પી લેલી સાહેબને હાથે કરાવવામાં આવી હતી તે વખતે એ જગ્યા ઉપર એક ખાસ મંડપ ઉભો કરી તેને ધ્વજાઓ તથા 'વેલકમ' ના પાટીઆથી શણગાર્યો હતો, અને શહેર તથા કાંપના જાણીતા યુરોપિયન તેમ દેશી અમલદારો, સ્ત્રીઓ, શેઠીઆઓ, વકીલો, ડાક્તરો તથા બીજા ગૃહસ્થો મળી આશરે ૫૦૦ જણ હાજર થયા હતા મહેરબાન લેલી સાહેબને માનપૂર્વક સત્કાર કરવાને પોલીસ-પાર્ટી હાજર હતી તેઓ બરાબર સાડાચાર વાગતા પધારી સભાપતિની ખુરસીએ બીરાજ્યા પછી ઑનરરી સેક્રેટરી રા બ લાલશંકરે સોસાઇટીનો ટૂંક રીપોર્ટ વાંચી સંભળાવ્યો તે નીચે પ્રમાણે —

ઓગણીસમા વર્ષ ઉપર જ્યારે આ શહેરમા એકે નિશાળ, લાયબ્રેરી, છાપખાનુ - પત્ર કોઇ પણ નહોતુ, ત્યારે એક ઉદાર અંગ્રેજ ગૃહસ્થ-તે સમયના અમદાવાદના આસિસ્ટંટ જડજ-મિ એ. કે. ફોર્બસ સાહેબે દેશી ભાષા મારફતે જ્ઞાન પ્રસાર થવાના હેતુથી ઇ સ ૧૮૪૮ ના ડિસેમ્બર માસની તા ૨૬ મીએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના કરી હતી. બીજા યુરોપિયન અને દેશી અમલદારો આ પરોપકારી કર્યમા સામેલ થયા અને દેશી ગૃહસ્થોએ પણ નાણાની સારી મદદ કરી

ઇ સ ૧૮૪૯ મા સોસાઇટીએ એક લાયબ્રેરી અને છોકરા તથા છોકરીઓ સારૂ એક શાળા સ્થાપી, અને શિલા છાપખાનુ કાઢી 'વર્ત્તમાન' નામનુ એક સાપ્તાહિક પત્ર કાઢવાની વ્યવસ્થા કરી તે લાયબ્રેરી પ્રથમ ભદ્રના મકાનમા એક ઓરડીમા ઉઘાડવામા આવી હતી પાંચ વર્ષમા સભાસદોની સંખ્યા સો ઉપરાંત થઈ અને ધીરે ધીરે પોતાના મકાનની જરૂર જણાઈ ને માટે એક સભા ભરવામા આવી અને નગરશેઠ હીમાભાઇએ એ મકાન બાંધવાને રૂ ૪૫૦૦ આપ્યા સરકારે જગા મફત

* ગુ વ સોસાઇટીના રિપોર્ટ સન ૧૮૯૭

## *ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના નવા મકાનનો પાયો નાંખવાને કરવામાં આવેલી ક્રિયા.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું હાલનું મકાન ઘણું નાનું પડતું હોવાથી એક નવું મકાન બંધાવવાનો ઠરાવ ૧૮૯૫ માં મળેલી જનરલ કમિટીમાં થયો હતો. તેને માટે સરકાર તરફથી કારંજ બાગ સામેની જમીન મળવાથી ત્યાં મકાન બાંધવાને સારૂ પાયો નાંખવાની શુભ ક્રિયા ગયા માસની તા. ૨૪ મીને શુક્રવારને રોજ સાંજના સાડાચાર વાગતાં ઉત્તર વિભાગના કમિશનર મિ. એફ. એસ. પી. લેલી સાહેબને હાથે કરાવવામાં આવી હતી. તે વખતે એ જગ્યા ઉપર એક ખાસ મંડપ ઉભો કરી તેને ધ્વજાઓ તથા 'વેલકમ' નાં પાટીઆંથી શણુગાર્યો હતો, અને શહેર તથા કાંપના જાણીતા યૂરોપિયન તેમ દેશી અમલદારો, સ્ત્રીઓ, શેઠીઆઓ, વકીલો, દાક્તરો તથા બીજા ગૃહસ્થો મળી આશરે ૫૦૦ જણ હાજર થયા હતા. મહેરબાન લેલી સાહેબને માનપૂર્વક સત્કાર કરવાને પોલીસ-પાર્ટી હાજર હતી. તેઓ બરાબર સાડાચાર વાગતાં પધારી સભાપતિની ખુરશીએ બીરાજ્યા. પછી ઑનરરી સેક્રેટરી રા. બ. લાલશંકરે સોસાઇટીનો ટૂંક રીપોર્ટ વાંચી સંભળાવ્યો તે નીચે પ્રમાણેઃ—

ઓગણપચાસ વર્ષ ઉપર જ્યારે આ શહેરમાં એકે નિશાળ, લાયબ્રેરી, છાપખાનું કે પત્ર કાંઇ પણ નહોતું, ત્યારે એક ઉદાર અંગ્રેજ ગૃહસ્થ-તે સમયના અમદાવાદના આસિસ્ટંટ જજ-મિ. એ. કે. ફાર્બસ સાહેબે દેશી ભાષા મારફતે જ્ઞાન પ્રસાર થવાના હેતુથી ઇ. સ. ૧૮૪૮ ના ડિસેમ્બર માસની તા. ૨૫ મીએ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના કરી હતી. બીજા યૂરોપિયન અને દેશી અમલદારો આ પરોપકારી કાર્યમાં સામેલ થયા અને દેશી રાજ્યકર્તાઓએ પણ નાણાંની સારી મદદ કરી.

ઇ. સ. ૧૮૪૯ માં સોસાઇટીએ એક લાયબ્રેરી અને છોકરા તથા છોકરીઓ સારૂ એક શાળા સ્થાપી, અને શિલા છાપખાનું કાઢી 'વર્ત્તમાન' નામનું એક સાપ્તાહિક પત્ર કાઢવાની વ્યવસ્થા કરી. તે લાયબ્રેરી પ્રથમ ભદ્રના મકાનમાં એક ઓરડીમાં ઉઘાડવામાં આવી હતી. પાંચ વર્ષમાં સભાસદોની સંખ્યા સો ઉપરાંત થઈ અને ફલાયદા યોગ્ય મકાનની જરૂર જણાઈ. તે સારૂ એક સભા ભરવામાં આવી અને નગરશેઠ હીમાભાઇએ એક મકાન બાંધવાને રૂ. ૪૫૦૦ આપ્યા. સરકારે જગ્યા મફત

* ગુ. વ. સોસાઈટીનો રિપોર્ટ સન ૧૮૯૭.

૫. જનરલ સભા થવાની હશે તે દહાડાની સૂચના એક અઠવાડીયું, અથવા તેથી વધારે દિવસ અગાઉ, જે મેંબરના ઠેકાણાની ખબર હશે તેને કરવામાં આવશે. અને જેનાથી આવી શકાય નહિ તે કોઈના ઉપર ચીઠી લખશે, કે મારી વતી તમે કામ ચલાવજો.. તો તે તેની વતી હાજર છે એમ ગણાશે.

૬. વાર્ષિક જનરલ સભા વખતે એક વર્ષને વાસ્તે વ્યવસ્થાપક મંડળી નીમવામાં આવશે, તેમાં મેંબર વગર બીજા કોઈ પસંદ કરવામાં નહિ આવે.

૭. વ્યવસ્થાપક મંડળીમાં ઓછામાં ઓછા પાંચ મેંબરો, અને સેક્રેટરી નીમવામાં આવશે. તે અમદાવાદનો રહેવાસી જોઇએ. ઓછામાં ઓછા ત્રણ મેંબરો હાજર હશે તો મંડળી મળી ગણાશે. અને વધારે મત પડશે તે પ્રમાણે હરેક ઠરાવ થશે. બે તરફ સરખા મત પડે તો સભાપતિનો એક મત વધારે લેવો.

૮. વ્યવસ્થાપક મંડળીમાં કોઇની જગા ખાલી પડશે તો તે બાકીના મેંબરો બીજાને નીમીને પૂરશે.

૯. દરએક સભામાં સેક્રેટરી મત આપવાને મેંબર તરીકે ગણાશે.

૧૦. સેક્રેટરી સભા મેળવશે, આફીસનું કામકાજ ચલાવશે, અને સોસાઇટીનાં નાણાંનો હિસાબ તથા બીજી મીલકત રાખશે.

૧૧. સેક્રેટરીને પોતાનું કામ કરવામાં આસિસ્ટંટ સેક્રેટરી મદદ કરશે.

૧૨. વાર્ષિક લવાજમ વરસની શરૂઆતમાં પહેલું લેવામાં આવશે.

૧૩. સોસાઇટીનું ભંડોળ નવી મુંબઇ બેંકમાં મુકેલું છે. ફક્ત બસે રૂપૈયા અથવા તે કરતાં ઓછી રકમ ચાલતા ખર્ચ સારૂ સેક્રેટરીના કબજામાં રહેશે.

૧૪. સેક્રેટરીની સહી વગર કાંઈ ખર્ચ કરવું નહિ.

૧૫. સેક્રેટરીએ આવતા વર્ષનું બજેટ એટલે ઉપજ ખર્ચનો અડસટો લખીને વ્યવસ્થાપક મંડળીને બતાવવો.

૧૬. તા. ૧ લી જાન્યુઆરિથી ડીસંબર આખર સુધીના વર્ષના ઉપજ ખરચનો તથા સામાન અને ચોપડીઓનો હિસાબ વર્ષ આખરે તૈયાર કરીને વ્યવસ્થાપક મંડળીએ ઠરાવેલાં આડીટરોને સેક્રેટરીએ દેખાડવો.

કિંમત સૂચીના જે પુસ્તકો પ્રથમ છપાય તે મફત આપવામા આવે છે શાળાના મહેતાજીઓ અને સ્ત્રીઓમા વાચનનો શોખ વધારવા માટે તેમને સારૂ લાઈફ મેમ્બરની ફી ઘટાડીને રૂ ૨૫) ની ગણવામા આવી છે. રૂ. ૫૦) ફી લેઈ બહારગામ લાયબ્રેરીઓને ગ્રાન્ટ કરવામા આવે છે, તથા લાઈફ મેમ્બરને મળતા પુસ્તકો અને બુદ્ધિપ્રકાશ, તેમને મફત આપવામા આવે છે સોસાઇટીની લાયબ્રેરીમા ૩૦૦૦ કરતા વધારે પુસ્તક છે તે વાચવાનો હક્ક તમામ મેમ્બરોને છે હાલમા લાઈફ મેમ્બરોની સખ્યા ૫૧૬ છે, તેમા ૧૬ યૂરોપિયન ગૃહસ્થો, ૩૨ રાજ્યકર્તાઓ, ૪૪૪ દેશી ગૃહસ્થો અને ૨૪ સ્ત્રીઓ છે ગ્રાન્ટ લેનારી લાઇબ્રેરીઓની સખ્યા ૨૩ છે

લાયબ્રેરીમા જે વધુ હજાર પુસ્તકો છે તે ઉપરાત સોસાઇટીએ છપાવેલા અને ઉત્તેજન આપેલા લગભગ ૫૦૦૦૦ પુસ્તક સોસાઇટીના તાબામા છે

છેલ્લા પાચ વર્ષમા સોસાઇટીએ ૨૯ નવા પુસ્તકો છપાવ્યા છે, ૨૦ પુસ્તકોની પુનરાવૃત્તિ કાઢી છે અને ૧૮૬ ગ્રથોના કર્તાઓના એકદર રૂ ૨૦૦૩-૧૧-૦ ની કિંમતના ગ્રથો વેચાતા લખ્યા છે

સોસાઇટીમા હાલ સાત નોકરો છે તેમાના વધુ કેળવણી ખાતાના એ ડાયરેક્ટર સાહેબ તરફથી સોપવામા આવેલુ શબ્દસગ્રહનુ કામ કરવામા રોકાએલા છે

બીજી લાયબ્રેરીઓની વ્યવસ્થા રાખવા ઉપરાત ખાસ વેપારીઓના ફાયદા માટે પોતાને ખર્ચે માણેકચોકમા એક રીડિંગ રૂમ પણ સોસાઇટીએ કાઢી છે તે ઉપરાત સોસાઇટી રા બ મહીપતરામ રૂપરામ લાયબ્રેરીની અને રા બ રણછોડલાલ છોટાલાલ ખાડીઆ કન્યાશાળાની વ્યવસ્થા કરે છે વળી આપાજી ભોળાનાથ લાયબ્રેરી તથા અમદાવાદની અન્જુમને ઇસ્લામના ફડોની વ્યવસ્થા સોસાઇટી રાખે છે તથા વક્તૃત્વને ઉત્તેજન આપવા માટે દક્ષિણાથી પુરૂષ અને સ્ત્રીઓના ભાષણ કરાવવાની વ્યવસ્થા કરે છે

હીમાભાઈ ઇન્સ્ટીટ્યુટનો જે ભાગ સોસાઇટીના કબજામા છે તે, ઉપરના બધા કારણને માટે વખતોવખત અપૂરો જણાય છે બાકીનો ભાગ પણ હીમાભાઈ લાયબ્રેરીના કામને માટે ઘણોજ અપૂરો માલમ પડે છે માટે એવો વિચાર થયો કે જો સોસાઇટી સારૂ, એક જૂદુ મકાન બાધવામા આવે તો આ બન્ને સાર્વજનિક સસ્થાઓની અગવડ દૂર થાય આ વાત લક્ષમા રાખીને પાલણપુરના દિવાન સાહેબ સર શ્રી. શેરમહમદખાનજીને

# પરિશિષ્ટ ૭.

## લૈફ મેમ્બરો.

### રાજા તથા તાલુકદારો.

૧. મોહોબતખાનજી કે. સી. એસ. ઐ. જુનાગઢના નવાબ.
૨. માનસંઘજી કે. સી. એસ. ઐ. ધ્રાંગધ્રાના મહારાજા. રૂ. ૧૦૦)
૩. દાજીરાજજી વઢવાણના મહારાણા.
૪. શેરમહંમદખાનજી પાલણપુરના નવાબ,
૫. જોરાવરખાનજી વાડાસીનોરના નવાબ.
૬. રાયસંઘજી માણસાના ઠાકોર.
૭. બહાદુરખાનજી જુનાગઢના નવાબના શાહજાદા રૂ. ૧૫૦)
૮. ઠાકુર ગિરિપ્રસાદસિંગ, તાલુકદાર કીલ્લે બેસ્વાન.

### સાહેબ લોકો.

૯. કર્નલ લેંગ સાહેબ, માજી પોલીટીકલ એજંટ કાઠીઆવાડ રૂ. ૨૫૦)
૧૦. જે. ડબલ્યુ. હેડો સાહેબ. રૂ. ૨૫૦)
૧૧. ટી. બી. કરટીસ સાહેબ. રૂ. ૧૫૦)
૧૨. ટી. સી. હોપ સાહેબ. રૂ. ૧૦૦)
૧૩. એસ. મેન્સ્ફીલ્ડ સાહેબ. રૂ. ૧૦૦)
૧૪. જે. ઇ. આલિફંટ સાહેબ.
૧૫. મેજોર બ્લાક સાહેબ. રૂ. ૧૦૦)
૧૬. દાક્તર જી. બુલર સાહેબ.
૧૭. એમ. એચ. સ્કાટ સાહેબ.
૧૮. જે. બી. પીલ સાહેબ.
૧૯. રેવરેંડ જે. એસ. ટેલર સાહેબ.
૨૦. એચ. ડી. ઈ. ફારબસ સાહેબ.
૨૧. જી. સી. વ્હીટવર્થ સાહેબ.

### દેશી ગૃહસ્થોનાં નામ.

### દાખલ થયાના કાળાનુક્રમે.

૨૨. નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઇ. રૂ. ૨૦૦૦)
૨૩. શેઠ જેસંઘભાઈ હઠીસંઘ. રૂ. ૧૮૦૦)
૨૪. રા. બા. ભોળાનાથ સારાભાઈ.
૨૫. શેઠ ઉમાભાઇ હઠીસંઘ. રૂ. ૫૦૦)
૨૬. રા. સા. મહીપતરામ રૂપરામ.
૨૭. રા. બા. બેહેચરદાસ અંબાઇદાસ. સી. એસ. ઐ. રૂ. ૧૦૦)

## પ્રકરણ ૧૯.

## ઑનરરી સેક્રેટરીઓ

"સર ઑલિવર લૉજ કહે છે કે પુરતા કારણ વગર બનાવ બનતા નથી, અને જેટલે દરજ્જે પ્રતિનિધિઓ, વહિવટ કરનારાઓ અથવા ટ્રસ્ટીઓ આરામ લીધા કરે છે અગર કોઈ પ્રસંગનો અવળો ઉપયોગ કરે છે, ત્યાં સુધી સંભવિત જણાતા સુધારા પણ થઇ શકશે નહિ. પ્રભુદ્વારા તેમ પ્રભુ તરફથી આપણે કાંઇ કરતા હોઇએ એમ સમજવું જોઇએ; કેટલીક થોડી બાબતમાં પણ આપણે સારી નિષ્ઠાથી સેવાધર્મ સ્વીકારવો જોઇએ."

**(સામાજિક સેવાના સન્માર્ગ, પૃ. ૯)**

સોસાઇટીના સંસ્થાપક અને પહેલા ઑનરરી સેક્રેટરી મી. ફૉર્બસ વિષે પ્રકરણ ૯ માં કહેવામાં આવ્યું છે. જો કે એઓ જીવ્યા ત્યાં સુધી સોસાઇટીના કાર્ય પ્રતિ મમતાભરી નજર રાખતા પણ તેનો વહિવટ એક વર્ષથી વધુ વખત તેઓ કરી શકેલા નહિ. પહેલા વર્ષે સોસાઇટીના કાર્યની રૂપરેખા પૂરી દોરી રહ્યા નહિ હોય એવામાં એમની બદલી થઈ હતી અને એમનું મંત્રી તરીકેનું સ્થાન મી. જ્યોર્જ મોન્ટેગ્યુ સિવર્ડે લીધું હતું. એ સાહેબ વિષે કાંઇ પણ માહિતી ઉપલબ્ધ નથી. સોસાઇટીની શાળામાં એક ઢેડના છોકરાને દાખલ કરવા એમણે મોકલી આપેલો અને શાળાના માસ્તરે તે સામે વાંધો લેતાં જે પ્રસંગ ઉપસ્થિત થયો હતો તેનો ઉલ્લેખ અગાઉ કરવામા આવેલો છે; અને કવિ દલપતરામે લખેલા સોસાઈટીના વૃત્તાંત પરથી એટલું જાણવામાં આવે છે કે તા. ૨૪ મી સપ્ટેમ્બર સન ૧૮૫૧ માં એઓ અમદાવાદ છોડી જતાં ઇંગ્રેજી સ્કુલના હેડમાસ્તર રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ સોસાઇટીના ઑનરરી સેક્રેટરી નિમાય છે.

### રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

એઓ જ્ઞાતે દશા પોરવાડ મેશ્રી વણિક હતા. એમનું મૂળ વતન સુરત પણ મોસાળ ગોધરામાં હતું. સુરતમાં મોટી રેલ આવેલી તે વખતે વિપત્તિમાં આવી પડતાં, એમના પિતાશ્રી સહકુટુંબ ગોધરે જઈ વસ્યા હતા. પછીથી સ્થિતિ કંઇક સુધરતા તેઓ સુરત પાછા ગયા અને ત્યાંથી ધંધાને અંગે

ઓવનારાઓની ઉન્નતિ માટે જે શ્રમ લીધો છે તે ઉપરથી અમને આશા છે કે આ ઈમારતનુ આપના હાથે ખાત મુહૂર્ત થવાથી સોસાઇટીને પોતાના કામમા એક પ્રકારનુ બળ મળશે

ઉપરની હકીકત વચાઈ રહ્યા પછી સોસાઈટીના પ્રમુખ ઑન. રા બ. રણછોડલાલ છોટાલાલે મે લેલી સહેબને પાયો નાખવાને વિનતિ કરી, અને તેમને રૂપાનો લેલો આપ્યો તે ઉપરથી તેઓ પાયાની જગ્યાએ ગયા અને છોનો થર નાખી તેમણે પાયાનો પથ્થર નીચે ઉતાર્યો અને તે બરાબર ગોઠવાયો છે એમ જણાતી, પાછા સ્વસ્થાને ગયા

તે પછી કચ્છાધિપતિ મહારાઈ બહાદુર રાવ શ્રી સર ખેંગારજી તરફથી મકાન ફંડ ખાતે રૂ ૬૦૦ આપવાને આવેલો તાર રાવ બહાદુર લાલશંકરે સભા સમક્ષ વાચ્યો, અને આ શુભ ચિહ્ન માટે બધાને આનદ થયો

ત્યારબાદ પ્રમુખ મિ લેલીએ ઉભા થઇ નીચે પ્રમાણે ભાષણ કર્યું:—

બાનુઓ તથા ગૃહસ્થો—આ સોસાઇટી પચાસ વર્ષ પર મિ ફ્રીનલોક ફૉર્બ્સ તથા કવીશ્વર દલપતરામભાઈ ડાહ્યાભાઈ જેવા ગુજરાતમા સુપ્રસિદ્ધ પુરૂષોને હાથે સ્થપાઇ હતી એ બહુ મોટી વાત છે જ્યા જ્યા ગુજરાતી ભાષા બોલાશે ત્યા ત્યા ચિરકાળ સુધી એ બે જણા માન પામશે તેમા ના મિ ફૉર્બ્સ પુરાતન ગુજરાતના ઇતિહાસ લેખક હતા, અને રા. દલપતરામ હાલના ગુજરાતના કવીશ્વર છે મિ લાલશકરે મને આપેલા રિપોર્ટ પરથી જણાય છે કે સોસાઇટીએ આવા કીર્તિમત આરભથી માત્ર સતુષ્ટ ન થતા પોતાનુ કામ પ્રતિ વર્ષ વધાર્યું છે, અને તે નવીન વિચારને દાખલ કરતી જાય છે સોસાઇટીના લાઇફ મેમ્બરોની સખ્યા ૧૮૮૯ મા ૧૭૫ હતી તે ૧૮૯૬ મા વધી ૪૭૫ ની થઇ છે વળી તેમા ૧૨ સ્ત્રી મેમ્બરો છે એ તેની ખાસ વિશેષતા છે તેટલાજ સમયમા સોસાઇટીનુ ભડોળ રૂ ૩૫૦૦૦ થી વધી રૂ ૬૦૦૦૦ ઉપરાતનુ થયુ છે અને તેને આપેલા ફડનુ ભડોળ રૂ ૫૭૮૨૦ નુ હતુ તે વધીને રૂ ૧૩૦૦૦૦ ઉપરાતનુ થયુ છે, અને સોસાઇટીની જ્યુબિલિના આ વર્ષમા તેનુ પોતાનુ મકાન તથા હૉલ બનાવવાની ધારણા છે

સોસાઇટીનો ઉદ્દેશ ટુકમા કહીએ તો એ છે કે તેણે ગુજરાતી ભાષા તથા ગુજરાતી સાહિત્ય પોતાના હાથમા લીધા છે આવા કાર્યની મર્યાદા ટુકી હોય છે, અને તેથી લોક ખ્યાતિ પણ તેના પ્રમાણમા જ થાય છે આ કાર્યથી બહોળે નામના પ્રસરી શકતી નથી. તે પ્રાત મહારના લોકોનુ

અને અસત્ય વચનોનો ભાગ હોય છે તેજ પ્રમાણમા છાપેલામા પણ હોય છે. કવિઓ કહે છે કે, નરકની હદ પાસે "લિમ્બો" નામે એક સ્થળ છે અને ત્યા બધા વ્યર્થ અને અસત્ય શબ્દોનો હંમેશ જથ્થો એકઠો થાય છે. છાપેલા શબ્દો માટે એવી જાતનું સ્થાન છે કે નહીં તે મને ખબર નથી, પણ જો હોય તો વપરાયેલા જુના પુસ્તકોની મોટી દુકાન જેવું તેને માટે બીજુ સ્થળ નહીં હોય. ઘણાને યાદ હશે કે આપણી બાલ્યાવસ્થામા આપણે કોઈ પણ છાપેલા પુસ્તકમા લખેલુ સત્ય માનતા. માત્ર સ્વભાષા વાચી શકનાર સરલ મનના સામાન્ય લોકના મનની પણ આવીજ વૃત્તિ હોય છે. એ માટે આ સોસાઇટી જેવી સભાની પરમ આવશ્યકતા છે. તે સાર્વજનિક અજ્ઞાનનુ પ્રથક્કરણ કરનારનુ કાર્ય કરી વિશિષ્ટ જ્ઞાન તથા પરીક્ષા વડે સારા પુસ્તક પસંદ કરી પ્રજા સમક્ષ મૂકે છે.

એમ જણાય છે કે સોસાઇટીની કાર્ય પદ્ધતિ વાણી જાતની છે. તેમાની એક એ છે કે, ઉત્તમ કાવ્ય, નિબંધ કે ભાષાંતર માટે ઇનામ કહાડવા ઓક્સફર્ડમા અપાતા ન્યુડિગેટ પ્રાઇઝ નામે ઇનામ માટે લખવાનું કાવ્ય અમુક સાધારણ કદનુજ હોવું જોઇએ, એવો નિયમ હતો. તે સબંધે મેકોલે કહે છે કે આનુ કારણ માત્ર એટલુ છે કે ઇનામી કાવ્ય જેમ ટુંકુ તેમ સારૂ. હુ ધારૂ છું કે, એમ કહી શકાય કે પુસ્તક લખનાર માણસ, પોતાને એ વિષય ઉપર કાંઈ કહેવાની ઇચ્છા છે અને તેથી તે લખે છે એ હેતુથી નહીં, પણ રૂ. ૫૦૦ નુ ઇનામ મેળવવાની આશાથી જ્યારે પુસ્તક લખે ત્યારે એવા પુસ્તક ઘણુ કરીને ઉત્તમ પંક્તિના ન હોય. તો પણ એવા પુસ્તક એક રીતે ઉપયોગી થાય વળી એમ જણાય છે કે ખર્ચ માટે મહેનત કરતા ગ્રંથકારોને ઉત્તેજન આપવા માટે સોસાઇટી પુસ્તકો પસંદ કરી તેની નકલો ખરીદ કરે છે, અને હુ ધારૂ છુ કે લાયબ્રેરીઓમા અને નિશાળોમા એ પુસ્તક આપી દે છે. હાલના વખતમા આમ કરવાની અગત્ય છે અને તેજ કાર્ય સોસાઇટી કરે છે જુના વખતમા ખાનગી આશ્રયદાતાઓની જે પદવી હતી તે સોસાઇટીએ હાથ લીધી છે. ઇંગ્લાંડમા અને બીજા આગળ વધેલા દેશોમા સારી ચોપડી છાપનાર માણસ વીસ, ત્રીસ, કે પચાસ હજાર નકલો વેચી શકે અને એ રીતે બીજી કંઈ મદદ વિના શ્રીમંત થઈ શકે અને ચોપડી નિર્માલ્ય હોય તો પણ લોકોની રુચિને તે અનુકૂળ આવે તો એજ પ્રમાણે બને પણ પહેલાના વખતમા આવી જાતની મદદ મળતી નહોતી અને હિંદુસ્તાનમા

એમને નિમવામાં આવ્યા હતા. પણ ત્યાં જવાનું થાય તે આગમચ અમદાવાદના શહેરીઓએ બોર્ડ ઓફ્ એજ્યુકેશનને અમદાવાદમાં ઇંગ્રેજી શાળા ખોલવા અરજી કરી તે પરથી તેના હેડમાસ્તર તરીકે બોર્ડે એમને અમદાવાદ મોકલી આપ્યા.

અમદાવાદમાં પૂર્વે મિશનરીઓની અંગ્રેજી સ્કુલ ચાલતી હતી પણ એક બે પ્રસંગે ઢેડના છોકરાને શાળામાં દાખલ કરતાં કેટલીક કેટલીક કટુતા ઉદ્ભવેલી, તેમ તેમાં ધાર્મિક શિક્ષણ–બાઇબલનું અપાતું તે ઘણાને પસંદ પડતું નહિ. આ પરિસ્થિતિમાં શહેરના આગેવાન શહેરીઓએ કલેકટરને બંગલે મળીને અમદાવાદમાં અંગ્રેજી નિશાળ કાઢવાની માગણી કરી હતી; તે પરથી બોર્ડે એમને એવો ઉત્તર આપ્યો હતો કે શહેરીઓ શાળાનું મકાન બંધાવી આપે તો શાળા કાઢવાની તજવીજ કરવામાં આવશે.× શહેરીઓએ રૂ. ૪૦૦૦) નું ઉઘરાણું કરીને સરકારને સોંપ્યા, એટલે બોર્ડે રા. સા. ભોગીલાલભાઈની રૂ. ૧૦૦) ના માસિક પગારથી અમદાવાદની ઇંગ્રેજી શાળાના હેડમાસ્તર તરીકે નિમણુંક કરી હતી. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટના પ્રેસિડન્ટે એમના વિષે લખ્યું હતું કે,

"હું મી. ભોગીલાલ પ્રાણવલ્લભદાસને કેટલાક વર્ષ થયાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટના સંબંધને લીધે ઓળખું છું. પ્રથમ એક વિદ્યાર્થી તરીકે અને પાછળથી તે અત્યાર સુધી એક કાબેલ શિક્ષક તરીકે. આ બંને સંબંધોમાં તેમના ઉંચા ગુણોથી મને એટલો બધો સંતોષ થયો છે કે તેમને માટે મારાથી બને તેટલી સખ્ત ભલામણ હું કરૂં તો તેને માટે તે પુરતા યોગ્ય છે."†

અને વધુ ખુશી થવા જેવું એ છે કે "એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટનો સંબંધ છોડતા પહેલાં ઇન્સ્ટીટ્યુટના પ્રોફેસરોએ તથા બોર્ડે પણ દેશીઓને ગર્વાનંદ પમાડનારૂં વિસ્તારપૂર્વક સરટીફીકેટ તેમને બક્ષ્યું."*

તા. ૧ લી નવેમ્બર સન ૧૮૪૫ ના રોજ એમણે અંગ્રેજી શાળાનો ચાર્જ લીધો અને એ શાળામાં આજદિન સુધીમાં મી. કર્ટિસ, દી. બા. અંબાલાલ, મી. ગીમી, મી. ઉત્તમરામ, મી. સયાણી, મી. તલાટી, દી. બા. ધ્રુવ વગેરે નામાંકિત હેડમાસ્તરો થઈ ગયા છે, તેમાં તેઓ નોકરીમાં જેમ

---

× જુઓ મગનલાલ વખતચંદકૃત 'અમદાવાદનો ઇતિહાસ'–પૃ. ૧૮૧

† રા. સા. ભોગીલાલ ચરિત્ર, પૃ. ૧૮.

* રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ ચરિત્ર, પૃ. ૧૮

કામ કર્યું કે જેથી છેવટ કમીટીએ ખુશી થઈને ઉપકાર જાણ્યો. તે સાહેબોનાં નામ પણ આ દેશમાં અમર રહેશે."×

હેડમાસ્તરમાંથી તેઓ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નિમાયા હતા, એની આડકતરી અસર પણ સોસાઈટીના કામને વેગ આપવામાં સહાયભૂત થતી. એમના શિષ્યોને પણ એઓ મદદ કરતા. શાસ્ત્રી વ્રજલાલ અને રણછોડભાઈની સાથે એમણે "હિતોપદેશ શબ્દાર્થ" તૈયાર કર્યો હતો. વચ્ચમાં એકાદ વર્ષ વિલાયત જઈ આવેલા; પણ ત્યારે તબીયત છેક લથડી ત્યારે બધું છોડી દીધેલું. સન ૧૮૬૯ના વાર્ષિક રીપોર્ટમાં એમની સેવાની નોંધ લેતાં જણાવ્યું છે કે,

"ડીસેમ્બર માસ બેસતાં કરટીસ સાહેબને માંદગીને લીધે થોડી વાર લગી હિંદુસ્તાન છોડવાની જરૂર પડી હતી, તેથી તેઓ સાહેબે સેક્રેટરીનો હોદ્દો છોડયો. આ હોદ્દો સને ૧૮૬૦ના નવ મહીના બાદ કરતાં સને ૧૮૫૩ના નવેંબર માસથી પંદર વર્ષ લગી તેમના હાથમાં રહ્યો, ને તે મુદતમાં સોસાઈટીને એમણે ઘણો ફાયદો કર્યો છે.

આ વખતમાં તેમની કરેલી મેહેનતનો હેવાલ આપણા છપાવેલા રીપોર્ટમાં છે માટે તેને અહીં જણાવવો જરૂરી લાગતો નથી, પણ કમીટીનો એવો મત હતો કે સોસાઈટીના લાભમાં એમના જેવી મેહેનતને લક્ષ દીધા વિના રહેવા ન દેવી. માટે તેમનું રાજીનામું કબુલ કરતી વખતે તેમનો એક મતથી આભાર માન્યો અને બે હજાર રૂપૈયા ઈનામ દાખલ આપ્યા."*

## મી. એમ. એચ. સ્કૉટ

મી. કર્ટિસ પછી ઑનરરી સેક્રેટરી તરીકે અમદાવાદની કોર્ટના આસિસ્ટન્ટ જડજ મી. એમ. એચ. સ્કૉટ નિમાયા હતા. સાડા ત્રણ વર્ષ એઓ એ હોદ્દા પર રહ્યા હતા. તે દરમિયાન ગુજરાતી કોશ માટે શબ્દ સંગ્રહ કરવાનું કામ ઝડપથી ચાલ્યું હતું; તેમ સોસાઇટીનું બંધારણ નવેસર સુધારવાવધારવામાં આવ્યું હતું. વળી શ્રીયુત નવલરામ લક્ષ્મીરામે પ્રાચીન કાવ્યોનું સંશોધન, શાસ્ત્રીય પદ્ધતિએ ટિપ્પણ સહિત પ્રસિદ્ધ કરવાની યોજના ઘડી હતી તે કાર્યમાં સહાયતા આપવાનો ઠરાવ થયો હતો. ગ્રંથકારોને ઉત્તેજન આપવાના સંબંધમાં એમણે જાહેર કરેલી સોસાઈટીની નીતિરીતિનો ઉલ્લેખ અગાઉ કરેલો છે.

× બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૨, પૃ. ૪૭.

* ગુ. વ. સોસાઈટીનો રીપોર્ટ, સન ૧૮૬૮–૬૯, પૃ. ૯.



રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખ.

શાન્તિદાસ શેઠના પ્રપૌત્ર ખુશાલચંદે પણ મરાઠાઓની ધાડ અને લુટફાટમાંથી શહેરનું રક્ષણ કર્યું હતુ અને તેની કદરસનાસી તરીકે પ્રજાએ રાજીખુશીથી શહેરમાં આવતા માલ પર અમુક ટકા જકાત નાખવાનો હક્ક, તેમને અમદાવાદના હાકેમની સમ્મતિ મેળવીને સ્થાપી આપ્યો હતો અને એ હક્ક બદલ આજે પણ નગરશેઠના કુટુંબને બ્રિટિશ સરકાર તરફથી રૂ ૨૧૩૩ નું સાલિયાણુ મળે છે

રાજદરબારમાં એ કુટુંબનો માનમરતબો અને લાગવગ જેમ મ્હોટો અને બહોળો હતો તેમ પ્રજા પક્ષે એમની મમતા અને ઉદારતા એટલાજ પ્રશંસનીય અને પરોપકારી વૃત્તિવાળા હતા

નગરશેઠ હીમાભાઇએ સોસાઇટીને પ્રથમ મકાન બંધાવી આપ્યું હતુ, તેનો વૃત્તાન્ત 'હીમાભાઈ ઈન્સ્ટીટ્યુટ' એ નામવાળા પ્રકરણના પ્રથમ ખંડમાં અપાઈ ગયો છે

લોકનું શ્રેય કરવાના અને સહાયતા આપવાના કુલીનતાના ગુણો એમના પુત્ર શેઠ પ્રેમાભાઇમાં પણ વારસામાં ઉતર્યા હતા

એક શરાફી પેઢી તરીકે એમની આંટ બહોળી તેમ દેશપરદેશમાં જામેલી હતી અને મ્હોટા મ્હોટા રજવાડાઓ એમની આડત રાખતા કવિ દલપતરામને વઢવાણથી તેડાવવા પ્રથમ પત્ર મોકલેલો તે એમની પેઢી મારફત ગયો હતો શહેરમાં જે કાંઈ જાહેર કાર્ય ઉપસ્થિત થાય તેમાં અગ્રેસર એ કુટુંબ જ હોય અને તે દરેકમાં તેમની સહાનુભૂતિ અને સહાયતા હોય જ હોય એમની એ પ્રતિષ્ઠાને લઇને સરકારે એમને મુંબાઈની ધારાસભાના સભ્ય નિમ્યા હતા અને એમના સખાવતના કાર્યો માટે રાવબહાદુરનો ઈલ્કાબ પણ બક્ષ્યો હતો

સોસાઇટીએ પણ સન ૧૮૭૭ માં એમને તેના પ્રમુખ નીમીને એનું પ્રકારનું સન્માન કર્યું હતુ

ઉત્તરાવસ્થામાં તેઓ શાન્ત, એકાન્તમય જીવન પ્રભુ ભક્તિમાં ગાળતા સન ૧૮૮૭ માં તા ૧૦ મી ઓક્ટોબરે એમનુ પાકી વયે અવસાન થયુ હતુ

સોસાઇટી સાથેનો એમનો સંબંધ યાદ રહે એ આશયથી એમના પુત્ર નગરશેઠ મણિભાઇએ રૂ ૩૦૦ ની રકમ શેઠ પ્રેમાભાઈના નામથી

* તેની વધુ માહિતી માટે જુઓ જૈન રાસમાળા ભા ૧, પૃ ૨૧



શેઠ બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી

"સન ૧૭૭૮ માં રાઘોબા તરફથી ઇંગ્રેજી ફોજ ખંભાતમાં ઉતરી. ત્યાંથી આવી અમદાવાદ લીધું અને પંદર દિવસ અંગ્રેજી અમલ રહ્યો. પછી આડાસ અને કણોઇની લડાઇમાં હરિપંત ફડકેએ અંગ્રેજોને હરાવી એ બધો દેશ પાછો સ્વાધીન કર્યો હતો. ઉપર નિર્દેશ કરેલા પખવાડીઆ દરમિયાન જનરલ ગોડર્ડનો પડાવ જમાલપુર દરવાજા બહાર હતો; અને પેશ્વાના સર્વ અધિકારીઓ જગો છોડી નાસી ગયા હતા. એથી ગામલોકોએ મળી વિચાર કર્યો કે આપણે સૌ જનરલ સાહેબની મુલાકાત લઇએ. શહેરના કાજી તેના આગેવાન થયા. સાહેબને મળતાં તેમને તેઓએ પૂછ્યું કે હું અહિં ત્રણ દિવસથી છું તો તમે આટલા મોડા કેમ આવ્યા ? તે સમયે કાજી સાહેબે સમયોચિત ઉત્તર આપ્યો તેથી એ સાહેબ ખુશ થયા હતા. એ ઉત્તર આ પ્રમાણે હતોઃ—

કાજી સાહેબ બોલ્યા, અમે આજપર્યન્ત પેશ્વાની રૈયત હતા. પહેલે જ દિવસે અમે જો આપની પાસે આવત તો આપ જ અમને નિમકહરામ કહેત. પેશ્વાના અધિકારીઓ ગયા ત્યારે જ ગામલોક તમારી પાસે આવ્યા, તે કારણે અમે ત્રણ દિવસ રાહ જોઇ. હવે ગામમાં પેશ્વાનું કોઈ નથી તો ગામનું રક્ષણ શી રીતે થાય ? આમ વિચારીને ગામલોકે અમને મોકલ્યા છે. આગળના કોઇ અધિકારી રહ્યા નથી અને અમારો કોઇ રક્ષણકર્તા નથી. આમ ખાત્રી થતાં અમે આપની મુલાકાત લેવા આવ્યા છીએ. એ સાંભળીને સાહેબ ખુશ થયા હતા. "§

શ્રીયુત નરસિંહરાવભાઇએ એમના 'સ્મરણ મુકુર' માં એમનું રેખા-ચિત્ર દોર્યું છે; એમાંથી થોડીક લીટીઓ ઉદ્દૃત કરીશું.

'હેમના જ્ઞાનકોશમાં ભરતખંડના ધર્મ-ઇતિહાસની સામગ્રી એટલી ભરપૂર હતી કે ગમે તે વખત વ્યાખ્યાન, વગર તૈયારીએ, ગબડાવી શકે. "શ્રુતિકાળ ગયો પછે, પછે ઉપનિષદો, પછે બ્રાહ્મણકાળ આવ્યો, પછે સૂત્રનો સમય, પછે ઇતિહાસ પુરાણ, તંત્ર" ઇત્યાદિક ચર્ચાઓ ગમે તેમ ગબડાવ્યે જતા ગોપાળરાવ શ્રોતાઓને કંટાળો ન્હોતા આપતા તેમ આકર્ષણ પણ ન્હોતા કરતા.'*

અહિંથી તેઓ ગયા તે પ્રસંગે બડી ધામધુમથી એમનું સન્માન કરવામાં આવ્યું હતું. તે વખતે રા. બા. રણછોડલાલે કરેલા વિવેચનમાંથી

§ લોકહિતવાદી., પૃ. ૧૦૩–૧૦૪

* સ્મરણમુકુર, પૃ, ૪૯

વાડ અને બ્રિટિશ સરકારના લશ્કરના અમલદારોને નાણાંની ધીરધારનું કામ કરતા હતા, તેને લઈને તેઓ 'લશ્કરી' એ ઉપનામ પામ્યા હતા. એમના વડવાઓએ, પણ રાજકર્તાઓની વફાદારીભરી ચાકરી કરેલી તે બદલ તેમને વડસર અને દીગોચા નામના ગામો ઇનામમાં મળ્યા હતા.

એમના પિતા અંબાઈદાસ બ્રિટિશ લશ્કરી અમલદારો સાથે સારો સંબંધ ધરાવતા, તેને લઈને બેચરદાસને એ અમલદારોના સમાગમમાં આવવાનું બનતું અને કેપ્ટન કોલિ તો એમના પર ખુશ ખુશ હતા અને એમણે જ બેચરદાસને ઈંગ્રેજી શિખવ્યું, એટલુંજ નહિ પણ લશ્કરી ખાતામાં એમને નોકરી અપાવી હતી પણ બીજે વર્ષે અંબાઈદાસનું મૃત્યુ થતા બેચરદાસે એ નોકરી છોડી દીધી અને બાપીકો ધંધો સંભાળવા માંડ્યો. એવામાં હિન્દમાં બળવો થયો. યુરોપિયનો સાથે પ્રથમથી સારી માયા અને આ વખતે શેઠે તેમને સારી સહાયતા આપી હતી એમના ધંધામાં પણ સારી પ્રગતિ થઈ આ પ્રમાણે એમનું ભાગ્ય ખુલી ગયું. શેઠ રણછોડભાઈની પેઠે એમણે પણ પોતા તરફથી એક સુતર કાપડની મીલ અમદાવાદમાં કાઢી.

પોતાનો અભ્યુદય થયો તેની સાથે બેચરદાસે મહાજનના ઉત્કર્ષે પ્રયાસ આદર્યો. સરકારને, એમણે એમની કણબીઓની કોમમાંથી છોકરીઓને દૂધપીતી કરવાના રિવાજને અટકાવવામાં બહુ મદદ આપી હતી.

એમણે પૈસો જેમ સારો જાણ્યો તેમ તેને ખર્ચ્યો પણ હતો. અમદાવાદની ટ્રેનિંગ કૉલેજની સ્થાપના એમની સખાવતનેજ આભારી છે. સરકારે એમના જાહેર કાર્યોની કદર સી. આઈ. ઈ. નો ચાંદ બક્ષીને કરી હતી.

નગરશેઠ પ્રેમાભાઈના અવસાન બાદ સોસાઈટીએ શેઠ બેચરદાસને તેના પ્રમુખ નિમ્યા હતા, પણ એ સ્થાન પર તેઓ ઝાઝા દિવસ રહ્યા નહિ. તા. ૨૦ ની ડિસેમ્બર ૧૮૮૯ ના રોજ તો એમનું અવસાન થયું હતું.

એ દુઃખદ બનાવની નોંધ બુદ્ધિપ્રકાશમાં નીચે મુજબ લેવાઈ હતી

“ એમનું મુબારક નામ કાયમ રહે એવાં એમણે અનેક રૂડાં કામ કર્યાં છે. એઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના આજીવ સભાસદ ( Life Member ) હતા, તથા ઘણા વખતથી તેના પ્રમુખનો માનવંત હોદ્દો દીપાવતા હતા. એમના સ્વર્ગવાસથી ગુજરાતે એક સગુણ-ઉદાર-શુદ્ધ ટેકવાળો ઉત્તમ નર ખોયો છે. શેઠ સાહેબના ખેદકારક મૃત્યુથી એમના કુટુંબને થયેલી દિલગીરીમાં અમે પણ અંતઃકરણથી ભાગ લઈએ છીએ,

દુઃખ થયું હતું. સર્વ શાળાના નિશાળીઆઓનું સરઘસ કાઢી, રાવબાહાદુર માટે જય જયનો નાદ કરી, એમના પર પુષ્પવૃષ્ટિ કરી હતી. એમના માટે સૌને પ્રેમાદર હતો. એથી એમનો વિયોગ થતાં, સૌને દુઃખ થયું હતું. એમની યાદગીરી રાખવા એક ફંડ કરવામાં આવ્યું હતું, જેનો વ્યય દેશી કારીગરીને ઉત્તેજન આપવામાં કરવાનો હતો."*

અંતમાં શ્રીયુત નરસિંહરાવભાઈના શબ્દોમાં જણાવીશું કે, "અત્યારે સ્મરણ પટમાં એ સમર્થ મૂર્તિ, સાદાઈના અવતાર રૂપ, તીક્ષ્ણ બુદ્ધિના તેજથી તેજસ્વી, સદા આનંદ ભરી, કોરાઈ રહી છે, તે ઉપર માન, સ્નેહ, આદર, ઇત્યાદિ ભાવોની રંગ છાયા પડતાં, એ સજીવ થઈ હૃદયને અપૂર્વ ઉલ્લાસ આપે છે."†

* લોક હિતવાદી, પૃ. ૪૨.
† સ્મરણ મુકુર, પૃ. ૫૫.

| | | | |
|---|---|---|---|
| ૧૮૬૭ | ,, ,, ... ... ... | ( ફરી ઑફિટિંગ ) | |
| ૧૮૬૯ | મી. એમ. એચ. સ્કોટ... ... ... | ,, ,, | |
| ૧૮૭૩ | રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખરાવ ... | | |
| ૧૮૭૩ | રા. બા. મહીપતરામ રૂપરામ નીલકંઠ ... | | |
| ૧૮૭૯ | | કવિ દલપતરામ[7] ( નિવૃત્ત થયા. ) | |

૧. સન ૧૮૫૧ ( તે વખતે સોસૈટીના આસિસ્ટંટ સેક્રેટરી શા. મગનલાલ વખતચંદ હતા. ) [ બુદ્ધિપ્રકાશ, ૧૮૭૮, પૃ. ૩૦ ]

૨. તા. ૧ લી એપ્રિલથી બુદ્ધિપ્રકાશ ચોપાનીયું સભાના હાથમાંથી સોસૈટીએ લીધું અને આસિસ્ટંટ સેક્રેટરી હરિલાલ મોહનલાલને સોંપ્યું. ( બુદ્ધિપ્રકાશ, ૧૮૭૮, પૃ. ૭૭ )

૩. સન ૧૮૫૫ ના જુનમાં ચાર્જ લીધો.

૩ અ. બુદ્ધિપ્રકાશ, પૃ. ૮, પૃ. ૧૮ ( ચાર મહિના ઑફિટિંગ )

૪. વિદ્યાભ્યાસક મંડળીની અરજ ( બુદ્ધિપ્રકાશ, ૧૮૫૮, પૃ. ૩ )

૫. ગે, જુન-કવિની ગેરહાજરીમાં-( જુઓ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૬૩ )

૬. જુઓ બુદ્ધિપ્રકાશ સન ૧૮૬૬.

૭. વાર્ષિક રીપોર્ટ સન ૧૮૭૯, પૃ. ૪

અમદાવાદમા સ્વર્ગસ્થ રણછોડભાઇનુ નામ એમની ત્રણ પેઢી થયા છતા અદ્યાપિ આબાળ વૃદ્ધ સૌને મુખે સાભળવામા આવે છે અને એ નામ સ્મરણમા એક પ્રકારની ઉપકારવશ આનંદની લાગણી અનુભવાય છે. એમણે કાર્યો પણ એવા મહત્વના, લોકોપકારી, જનસુખકારીનાં, કેળવણી અને હુન્નર ઉદ્યોગના આરંભના હતા કે તે એમનું નામ સદા યાદગાર રખાવે. આજે અમદાવાદ શહેર આટલુ બધું તાલેવંત, વસ્તીથી ભરચક, ખીલેલુ અને વિસ્તરેલુ, આબાદ સ્થિતિમા જોવામા આવે છે, એ સઘળો પ્રતાપ રણછોડભાઇનો છે.

એમનો જન્મ તા. ૨૯ મી એપ્રિલ સન ૧૮૨૩ ના રોજ ડાકોર મુકામે થયો હતો. એમના માતાપિતા જાત્રાએ નિકળ્યા હતા. પાટણ પાછા ફરતા પહેલા ડાકોર આવેલા. અહિં રણછોડભાઇનો જન્મ થયો; અને એ બનાવને શ્રી રણછોડરાયની કૃપા માની તે બાળકનુ નામ રણછોડભાઇ રાખવામા આવ્યુ હતુ. એ સંબંધી એક ચમત્કારી વાત નોંધવામા આવી છે. જ્યારે તેઓ જુનાગઢ-ગિરનારની યાત્રાએ પહોચેલા ત્યારે ડુંગર પરથી પાછા ઉતરતા સહજ અંધારૂં થઈ ગયલુ, અને તેઓ રસ્તો ભૂલેલા. એ સ્થિતિમા આખી રાત વચગાળે એક સાધુની ઝુંપડીમા ગાળવી પડેલી અને તે સાધુએ જે કાંઈ ખાવાનુ આપ્યુ તે આરોગીને સંતોષ માનેલો. તે પ્રસંગે સ્વર્ગસ્થના બ્હેન મ્હોટીબાએ એ સાધુને સવાલ કર્યો હતો કે મારા માતા પિતાને એક પુત્ર અવતરશે કે નહિ, તેના જવાબમા એ સાધુએ કહ્યુ હતું કે, 'જરૂર, તને એક ભાઈ પ્રાપ્ત થશે અને સારા કાર્યો માટે તેની બહોળી ખ્યાતિ થશે' ખરે એ સાધુવાણી સાચી નિવડી છે.

તે દિવસોમા હાલની પેરે શિક્ષણ માટે પદ્ધતિસર ગોઠવણ નહોતી. ગામઠી નિશાળો ખાનગી ચાલતી ત્યા બાળકોને માબાપો ભણવા સારૂ મોકલતા. ત્યા લેખન વાચન સામાન્ય રીતે શિખવાતુ જ્યારે નહિ એટલે લાકડાની રંગેલી પાટી પર ખડીમા બોળીને વતરણાથી મૂળાક્ષર લખાવવામા આવત. અને આંક મોઢે કરાવાતા. મહેતાજીને નિશાળગરણુ કરાવતી વખતે માબાપ તરફથી થોડીક દક્ષિણા મળતી, વાર તહેવારે સીધુ મગતુ અને પરચુરણ ચીજો થોડી ઘણી મળતી. આ સિવાય શિક્ષણ સારૂ બીજી ફ્રી ફી આપવામા આવતી નહોતી

અમદાવાદમા આવી વસ્યા પછી રણછોડભાઇને એમના પિતાએ પુનઃજાગમ મહેતાજીની નિશાળે બેસાડયા હતા. તે વખતે ફારસીનુ જ્ઞાન

રણછોડભાઈ નિર્દોષ ઠર્યા; પરંતુ તેમને સરકારી નોકરી કાયમ માટે છોડવી પડી.

દૈવ જે કાંઇ કરે છે તે સારા માટે કરે છે, એમ એમના કેસમાં બન્યું, જે કાંઇ સરકારે ગુમાવ્યું તેથી અનેકગણો લાભ અમદાવાદને થયો. જેમનો દિવસ પાધરો છે, જેમનું સત તપે છે, તે પુરુષ કદી દુઃખી થતો નથી.

નોકરીમાં હતા તે દિવસથી હુન્નર ઉદ્યોગ પ્રતિ રણછોડભાઇની નજર હતી. સન ૧૮૫૦ માં એમણે અમદાવાદમાં સુતર કાપડની મિલ કાઢવાનો પ્રયત્ન કર્યો હતો. "અમદાવાદ સમાચાર" નામના વર્તમાનપત્રમાં તેની જાહેરાત પણ આપી હતી; પરંતુ નાણાંની મદદ નહિ મળવાથી એમનો એ અખતરો નિષ્ફળ ગયો હતો. પણ છૂટા થઈ આવતાંજ એમણે એ કાર્ય ફરી હાથમાં લીધું અને એમના પ્રયાસથી સન ૧૮૫૯ માં અમદાવાદમાં પહેલવહેલી સુતર કાપડની મિલ નિકળી.

શરૂઆતનું અને નવું કાર્ય, એટલે તેમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ નડેલી. હાલતાંચાલતા નાસીપાસીના પ્રસંગો ઉદ્ભવે; પણ એ ધીર પુરુષે નહિ ગભરાતા, સર્વ અડચણો પાર ઉતારી, અંતિમ ધ્યેય પ્રાપ્ત કર્યું હતું. એમની મીલ ચાલુ થઈ તે દિવસથી અમદાવાદની જાહોજલાલીના ગણેશ બેઠા એમ આપણે કહી શકીએ.

મીલ ઉદ્યોગ અમદાવાદમાં સ્થાપીને એમણે જેમ શહેરની આબાદીના બીજ રોપ્યા તેમ શહેરની સુખાકારી અને આરોગ્ય માટે એમણે લીધેલો શ્રમ અપૂર્વ હતો. અમદાવાદમા નળ લાવવાનું અને ગટરની યોજના કરવાનું માન સ્વર્ગસ્થને છે. એ નવાં કાર્યોની શરૂઆત કરતી વખતે લોકમત એ યોજનાની બહુ વિરુદ્ધ હતો; પણ આજે શહેરીઓ એમને તે કાર્યો માટે હાર્દિક ધન્યવાદ આપે છે.

સન ૧૮૮૯ માં શેઠ બેચરદાસ અંબાઈદાસનું મૃત્યુ થતાં રણછોડભાઇને સોસાઈટીના પ્રમુખ તરીકે નિમવામાં આવ્યા હતા.

સોસાઈટીની પ્રવૃત્તિઓમા તેઓ ખૂબ રસ લેતા. તેના દરેક કામને ઝીણવટથી તપાસતા અને તેની પ્રગતિ માટે સતત પ્રયત્ન કરતા અને હમેશ કાળજી રાખતા.

ખાડીઆના લત્તામાં એક કન્યાશાળાની આવશ્યકતા લાગતાં, રણછોડભાઇએ રૂ. ૧૨૦૦૦ સોસાઇટીને સોંપ્યા હતા.÷

÷ એ સંસ્થાના વૃત્તાંત માટે જુઓ પૃ. ૧૫૪

પંડિત વર્ગમાં મૂકી શકાય; પણ સામાન્ય માહિતીપુરતું તે જ્ઞાન સારું હતું એમ તો ખરું જ. 'બૂન નિબંધ' માં લખેલી પ્રસ્તાવનામાં તેમણે જણાવ્યું છે કે "મેં બાળપણથી કરમકાંડના ગ્રન્થ સહિત સામવેદનો અભ્યાસ કર્યો છે, તથા કાંઈક પુરાણો પણ વ્યાકરણ ભણવાથી વાંચવામાં તથા સાંભળવામાં આવ્યાં છે."× અને એ એમનું જ્ઞાન કેટલું પાકું હતું અથવા તો એમની સ્મરણ શક્તિ કેટલી તેજસ્વી હતી તેનું એક ઉદાહરણ કાશીશંકરે એમના "દલપતરામ" ચરિત્રમાં આપ્યું છે .

"એક વખતે (કવિ દલપતરામ ૬૫ વર્ષના આશરે હતા) ભોગાવોને કાંઠે સઘળા શ્રીમાળી બ્રાહ્મણો ઉપવિત બદલવાને એકત્ર થયા હતા અને આચાર્યશ્રીએ કામ કંઈ શરૂ કર્યું ન કર્યું એવામાં વરસાદના ફોરાં પડવા માંડ્યાં. આચાર્યશ્રી પોતે પોથીમાંથી વાચીને સઘળી ક્રિયા કરાવતા હતા, તે પર પાણીનાં ટીપાં પડવા માંડ્યાં એટલે એમણે તે વાંચવાનું બંધ કરી, તે પોથીનાં પાનાંને ભૂંગળામાં વાળ્યાં; અને સર્વ કાર્ય અટકી પડ્યું. આ પરિસ્થિતિમાં કવિ દલપતરામે કામ બંધ પડેલું જાણી અને હવે વરસાદના ચાલુ છાંટામાં પુસ્તક કાઢી શકાય એવું નથી એમ સમજવામાં આવ્યાથી કામ અધુરૂં રહી અટકેલું ત્યાંથી આગળ ચલાવવાની પોતાને પરવાનગી મળવા વિનંતિ કરી. આચાર્ય સાથે આખી બ્રાહ્મણ મંડળીએ તેમાં ખુશીથી સંમતિ આપી, એટલે તેમણે મોઢેથી એક પણ અક્ષરની ભૂલ ખાધા સિવાય સઘળું કામ કરાવ્યું. આથી બ્રહ્મમંડળ અતિ પ્રસન્ન થયું. આટલી મોટી ઉમ્મરે અને આટલાં બધાં વર્ષ વીત્યા પછી એકે એક અક્ષર આપણે ભૂલી જઈએ. પણ આ પુરૂષે તો તે વખતે ગજબ જ કર્યો."*

તે સમયે વ્રજ ભાષાનું જ્ઞાન સર્વત્ર સન્માન્ય થઈ પડતું અને કવિની એ ભાષામાં કુશળતા જાણીતી છે; તેમ પિંગળમાં પણ તેઓ ઉંડા ઉતર્યા હતા, એ એમનો પિંગળ ગ્રંથ જ કહી આપે છે. સન ૧૮૫૮ ના બુદ્ધિપ્રકાશમાં એમણે "ભૂજમાં કવિતાની શાળા," એ નામનો એક લેખ લખેલો છે, તેમાં પિંગળ ગ્રંથોની યાદી આપેલી છે, તે એ વિષયપરના પ્રાચીન સાહિત્યની દૃષ્ટિએ ઉપયોગી છે અને એમ અનુમાન કરી શકાય

× ભૂત નિબંધ, પૃ. ૩.

* જુઓ દલપતરામ ચરિત્ર, પૃ. ૧૩૨.

In the year of Nrip Shri Vikram, Sumvut 1361, in the month of Waishak, on the 15th Shud, this day, being Sunday, here in Shri Wardhamanpoor, I have completed this work the Prabandh Chintamani.

This is the end of the Prabandh Chintamani.

Ahmedabad
15th August 1849.

Memo: In case this book should come into other hands, I note that the translation has no pretension to correctness. It has been made entirely for my private use.

[illegible]

( શ્રી ફાર્બસ સભાના સૌજન્યથી )

ફાર્બસ સાહેબના હસ્તાક્ષર.

"બુદ્ધિપ્રકાશ" મા એમના અવસાનની નોધ લેતા લેખકે સાચુંજ કહ્યુ હતુ, કે —

"સામાન્ય રીતે સમસ્ત ગુજરાતે અને મુબઈનાકાએ પોતાનો એક સુપ્રતિષ્ઠિત અને કસાયેલો કાર્યદક્ષ આગેવાન–રાજા અને પ્રજા બનેના કલ્યાણની કામનાથી અને બનેના મન સાચવીને કામ કરનાર ગુણવાન, બુદ્ધિમાન અને સમયસૂચક–કમ તીર ખોયો છે એ ખોટ એવી ભારે છે કે તુરત વેળા તો તેમનુ સ્થાન સાચવે તેવો પુરુષસિદ્ધ ગુજરાતમા નજરે પડતો નથી "*

## દી. બા. અંબાલાલ સાકરલાલ

"બ—, હુ કઈ મોટો માણસ નથી મ્હારું તે વળી જીવનચરિત્ર–Life and letters–લેખ ' F ' તમે ધારતા હશો તેવો કનમનાજ આ સૈન્ચુરીઓમા ગુજરાતમા ગોવર્ધનભાઈ, નનુભાઈ (રા રા નરસિંહરાવ) કેશવલાલ નીકળ્યા છે, તેવો Literary Man–પણ હુ નથી. વળી હજી મ્હારે ઘણુ જાનવુ છે, ઘણુ વણુ કરવુ છે કાઈએ કરવાની તક મ્હને હમણા જ મળી છે વળી જુઓ, એ દરેકમા–મ્યુનિસિપાલિટીમા રાજકીય બાબતોમા, આપણા દેશની આર્થિક હાલત કેમ સુધરે એ પ્રશ્નમા–સર્વમા મ્હારે તો ડગલે ડગલે ઘણુ જ્ઞાન મેળવવાનુ છે અને પોપટિયા કે કેવળ પુસ્તકિયા જ્ઞાન મ્હારે મોજ ન જરે, એટલે પ્રથમ જોવાનું અને અનુભવવાનુ, વિચારવાનુ, તુલના કરવાનુ ને પૂરાપર બેસાડવાનુ અત્યત આથી કરીને દેશના ભાવિ ઉદય માટેની આ આપણા વર્તમાન જાહેર લોકમતની વ્યાપક હીલચાલોને લગતા વિષયોમા મ્હને ગત દિવસ એટલો તો રસ પડે છે–F ' કે તમે માગો છો તેમ ભૂતકાળમા નજર નાખવાને નથી ફુરસદ ને નથી વૃત્તિ "×

વિદ્યાર્થી તરીકે અંબાલાલભાઈની કારકિર્દી કીર્તિવત હતી અને તેઓ એમ એ, થયા પછી એમને ' Prince of Graduates "એવા ઉપનામથી ઓળખવામા આવતા હતા પરીક્ષામા સસ્કૃતમા તેઓએ બહુ માન માર્ક્સ મેળવેલા તેથી સસ્કૃતના નિષ્ણાત તરીકે એમનુ નામ નોધી લેવાઇ પ્રાચીન શોધખોળને લગતા રીપોર્ટો અને પ્રાચીન પુસ્તકભડારોની સૂચીઓ વગેરે એમને સરકાર તરફથી બક્ષીસ મળ્યા કરતા, જેની નકલો

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૯૮, પૃ ૩૬૫

× દી બા અબાલાલનાં ભાષણો અને લેખો પૃ ૮

અને તે સાથે એવી માગણી કરી હતી કે,

"ગુર્જરીના માલેક છો, માટે ધરી ઉમંગ;
કોશ[1] કરાવી આપીને, કરો સુશોભિત અંગ.
રચાવીને આપો રૂડું, ધરણી ઉપર ધામ;
પ્રીતે તેનું પાડવું, પુસ્તકશાળા નામ."[†]

તે પછી મહારાજાશ્રીએ પ્રસન્ન થઇ ઉત્તરમાં કવિશ્રીને જણાવ્યું હતું કે,

"ભણાવીને કરવા ભલા, સૌ જનને હુંશિયાર;
તમે કહ્યો તે સર્વથા, સમજ્યો છું હું સાર.
પ્રથમ નિશાળો સ્થાપવી, છે મુજ ચિત્ત વિચાર;+
પછી સ્થપાશે પુર વિષે, પુસ્તકનો ભંડાર.
ફરી તમને તેડાવશું, સલાહ લેવા કાજ;
વિદ્યાખાતું સ્થાપશું, નિશ્ચય કીધો આજ."*

અગાઉ જણાવ્યા પ્રમાણે કવિશ્રી અમદાવાદની હાઇસ્કૂલમાં તેમજ ટ્રેનિંગ કોલેજમાં કવિતાનું શિક્ષણ આપતા હતા. આવા નામાંકિત અને પિંગળશાસ્ત્રમાં નિપુણ કવિ પાસે કવિતાનું શિક્ષણ મેળવવું એ પણ જીવનનું અહોભાગ્ય છે. બાહોશ અને પ્રતાપી શિક્ષકોએ એમના વિદ્યાર્થીઓ પર પ્રબળ છાપ પાડ્યાના અને એમના જીવનમાં પરિવર્તન કર્યાના અનેક દૃષ્ટાંતો-ચરિત્ર ગ્રંથો-આપણને પૂરાં પાડે છે. સુભાગ્યે આપણા એક અગ્રેસર અને પ્રતિભાશાળી કવિ નરસિંહરાવે કવિ દલપતરામની કવિતા શિક્ષણ પદ્ધતિ-ઢબ લઢણનું એમના 'સ્મરણ મુકુર' માં એક સુરમ્ય ચિત્ર દોર્યું છે, તે રમણીય છે. તેઓ લખે છે

"છઠ્ઠા અને સાતમા ધોરણમાં પ્રેમાનંદનું 'નળાખ્યાન', અખાના છપ્પા, વગેરે કવિ દલપતરામ કને હું શીખ્યો તે વખતથી ગુજરાતી કવિઓની રચનાઓ ઉપર મ્હારો પ્રેમ ચ્હોંટ્યો અને એ પ્રેમનું બીજ વાવવા માટે એ ગુરુનો જેટલો આભાર હું માનું તેટલો ઓછો જ ગણાશે. 'નળાખ્યાન'નું ૧૫ મું કડવું ઘણું અઘરું ગણાતું તે કવિ કને અર્થ સમજ્યા પછી અતિ રમણીય લાગ્યું.

---

૧ કોશ-ધનનો અથવા શબ્દ સંગ્રહ. † દલપતકાવ્ય ભાગ ૧, પૃ. ૩૫૬.

+ મનનાં વિચાર મનમાં રહ્યા અને તા. ૨૮ મી નવેમ્બર ૧૮૭૦ માં ખંડેરાવ મહારાજ કૈલાસવાસી થયા.

* દલપતકાવ્ય ભા. ૧, પૃ. ૩૫૬-૫૭.

સ્વાશ્રયી અને સ્વતંત્ર સ્વભાવ મૂળથી એમનો હતો. સામાજિક અને સાર્વજનિક પ્રવૃત્તિઓમાં તેઓ રસભર અને આગેવાન ભાગ લેતા આવતા, ખાતાને એમની એ પ્રવૃત્તિની સુગ ચડી. એમને તે રુચ્યું નહિ અને મિત્રો અને શુભેચ્છકોની મદદથી તેઓ વડોદરા રાજ્યમાં ન્યાય ખાતામાં જોડાયા. જાન્યુઆરી ૧૮૭૬ ના રોજ નવસારીમાં ડિસ્ટ્રિક્ટ જજનો ચાર્જ એમણે સંભાળી લીધો. એક કહેવત છે કે જ્યાં જાય ત્યાં સ્વયંપ્રકાશથી ઝગઝગી ઉઠે અને સૌ કોઇ તેનું મૂલ્ય પિછાને. તેઓ વડોદરા રાજ્યમાં વડા ન્યાયાધિકારીના ઓદ્દા સુધી પહોંચ્યા હતા. એટલું જ નહિ પણ એક પ્રામાણિક અને સ્વતંત્ર અધિકારી તરીકે પ્રજા અને સરકાર ઉભયની સારી પ્રીતિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં હતાં. ન્યાય આપવામાં તેઓ એટલા તટસ્થ વૃત્તિના અને સ્વતંત્ર પ્રકૃતિના હતા કે કોઇ એમના પર લાગવગ ચલાવી શકે નહિ, પછી તે નજદિકનો સ્નેહી સંબંધી હોય, શ્રીમંત હોય કે મ્હોટો હાકેમ હોય.

સન ૧૮૯૯ ના જુલાઈમાં નિવૃત્ત થઇ તેઓ અમદાવાદમાં આવી વસ્યા. તે દિવસથી અમદાવાદના જાહેર જીવનમાં ફેર પડ્યો. તે અરસામાં રા. બા. રણછોડલાલનું અવસાન થયું. શહેરમાં એક અગ્રેસરની ખોટ પડી હતી. એ સ્થાન હવે આ અંબાલાલભાઇએ પૂર્યું. સોસાઈટીના પ્રમુખ તરીકે એમની પસંદગી થઇ. એ પદ પર તેઓ સને ૧૯૧૦ ના જુન સુધી રહ્યા. બીજે વર્ષે તો એમનું અવસાન થયું.

શહેરમાં લોકમત કેળવવા સારુ, જાગૃત કરવા જ્ઞાન પ્રચારક નામનું એક મંડળ એમણે સ્થાપ્યું. ગુજરાત સભાને સજીવ કરી. સન ૧૯૦૨ માં અઢારમી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ ભરાનાર હતી તેની સ્વાગત કમિટીના અધ્યક્ષનું સ્થાન શોભાવ્યું. સ્વદેશી હિલચાલના અગ્રેસર થયા. સામાજિક, રાજકીય, ઔદ્યોગિક કે સાહિત્ય વિષયક કોઇ પણ સભા મળે તેમાં એમની પ્રમુખ તરીકે ચુંટણી થતી. એમની હાજરી સિવાય ભાગ્યેજ કોઈ સભા એ દિવસોમાં જોવામાં આવતી. નિવૃત્ત થયા છતાં પ્રવૃત્તિમય જીવન એમણે આરંભ્યું હતું. અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં પણ એ સભ્ય તરીકે ચુંટાયા. મુંબઇ ધારાસભામાં જવાને તેમણે ઉમેદવારી કરી પણ તેમાં નિષ્ફળ નિવડ્યા. સન ૧૯૦૭ માં સુરતમાં ભરાયેલી ઔદ્યોગિક પરિષદે એમને પ્રમુખ નીમી માન આપ્યું હતું. એમને અર્થશાસ્ત્રનો અભ્યાસ પ્રથમથી સારો. સોસાઇટી માટે એમણે સંક્ષિપ્ત અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો એ પુસ્તક લખી આપ્યું હતું. સ્વદેશી ઉદ્યોગમાં સ્વદેશી હિલચાલને લઇને એમનું ચિત્ત પરોવાયું. અમદા

અને તે સાથે એવી માગણી કરી હતી કે,

"ગુર્જરીના માલેક છો, માટે ધરી ઉમંગ;
કોશ[1] કરાવી આપીને, કરો સુશોભિત અંગ.
રચાવીને આપો રુડું, ધરણી ઉપર ધામ;
પ્રીતે તેનું પાડવું, પુસ્તકશાળા નામ."†

તે પછી મહારાજાશ્રીએ પ્રસન્ન થઈ ઉત્તરમાં કવિશ્રીને જણાવ્યું હતું કે,

"ભણાવીને કરવા ભલા, સૌ જનને હુંશિયાર;
તમે કહ્યો તે સર્વથા, સમજ્યો છું હું સાર.
પ્રથમ નિશાળો સ્થાપવી, છે મુજ ચિત્ત વિચાર;+
પછી સ્થપાશે પુર વિષે, પુસ્તકનો ભંડાર.
ફરી તમને તેડાવશું, સલાહ લેવા કાજ;
વિદ્યાખાતું સ્થાપશું, નિશ્ચય કીધો આજ."*

અગાઉ જણાવ્યા પ્રમાણે કવિશ્રી અમદાવાદની હાઈસ્કૂલમાં તેમજ ટ્રેનિંગ કોલેજમાં કવિતાનું શિક્ષણ આપતા હતા. આવા નામાંકિત અને પિંગળશાસ્ત્રમાં નિષ્ણાત કવિ પાસે કવિતાનું શિક્ષણ મેળવવું એ પણ જીવનનું અહોભાગ્ય છે. બાહોશ અને પ્રતાપી શિક્ષકોએ એમના વિદ્યાર્થીઓ પર પ્રબળ છાપ પાડયાના અને એમના જીવનમાં પરિવર્તન કર્યાના અનેક દૃષ્ટાંતો–ચરિત્ર ગ્રંથો–આપણને પૂરાં પાડે છે. સુભાગ્યે આપણા એક અગ્રેસર અને પ્રતિભાશાળી કવિ નરસિંહરાવે કવિ દલપતરામની કવિતા શિક્ષણ પદ્ધતિ–ઢબ લઢણનું એમના 'સ્મરણ મુકુર' માં એક સુરમ્ય ચિત્ર દોર્યું છે, તે રમણીય છે. તેઓ લખે છે

"છઠ્ઠા અને સાતમા ધોરણમાં પ્રેમાનંદનું 'નળાખ્યાન', અખાના છપ્પા, વગેરે કવિ દલપતરામ કને હું શીખ્યો તે વખતથી ગુજરાતી કવિઓની રચનાઓ ઉપર મ્હારો પ્રેમ ચ્હોંટયો અને એ પ્રેમનું બીજ વાવવા માટે એ ગુરુનો જેટલો આભાર હું માનું તેટલો ઓછો જ ગણાશે. 'નળાખ્યાન'નું ૧૫ મું કડવું ઘણું અઘરું ગણાતું તે કવિ કને અર્થ સમજ્યા પછી અતિ રમણીય લાગ્યું.

---

૧ કોશ–ધનનો અથવા શબ્દ સંગ્રહ. † દલપતકાવ્ય ભાગ ૧, પૃ. ૩૫૬.

+ મનના વિચાર મનમાં રહ્યા અને તા. ૨૮ મી નવેમ્બર ૧૮૭૦ માં ખંડેરાવ મહારાજ કૈલાસવાસી થયા.

* દલપતકાવ્ય ભા. ૧, પૃ. ૩૫૬–૫૭.

એ વિષે એમના વિચારો આપણને સોસાઇટીના હીરક મહોત્સવ સમયે એમણે આપેલા વ્યાખ્યાનમાં પ્રાપ્ત થાય છે. સાહિત્યના અભ્યાસીએ તો તે અવશ્ય વાંચવું જોઇએ; તે જેમ વિચારપ્રચુર તેમ સારા અને પરિપક્વ ચિંતન અને અનુભવનો પાક છે.

ત્રીજી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ નિમાયા હતા. એ સ્થાનેથી આપેલું એમનું વ્યાખ્યાન એવુંજ મનનીય માલુમ પડશે.

લગભગ ૧૩ વર્ષ તેઓ સોસાઇટીના પ્રમુખ રહ્યા, તે કાળ દરમિયાન સોસાઇટીનું કાર્ય પ્રગતિમાન રહ્યું હતું. એમની સલાહ અને સૂચના કમિટીને બહુ કિમતી થઈ પડતા. અંગત અનુભવ ઉપરથી અમે કહીશું, કે એમના જીવનના છેલ્લા ચાર વર્ષ એમના હાથ નીચે અને એમની સૂચના અને દેખરેખ હેઠળ કામ કરવાની જે તક સાંપડેલી, જે અનુભવ અને જ્ઞાન અમને પ્રાપ્ત થયાં તે અમને જીવનમાં બહુ મદદગાર નિવડ્યાં છે. એમની પાસે રહીને કામ કરવામાં જેમ આનંદ પડતો તેમ એમના વ્યક્તિત્વના પ્રભાવથી તેમના માટે અમને અનહદ માન ઉપજતું. એવા પ્રતાપી પુરુષો આજે વિરલ છે.



## શેર બજારનું પદ.

( 'ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો' એ રાગ. )

" શેર બજારે આ શું કર્યું, વાળ્યો દુનિયાનો ડાટ;
લાજ લીધી લાખો લોકની, ઉપજાવ્યા ઉજાટ. શેર બજારે. ૧
પ્રથમ તો પૈસા પમાડિયા, લલચાવીયા લોક;
મૂડી વગર કીધા માનવી, કાંકાં મારતા ફોક. શેર બજારે. ૨
બાગમાં બહુ સારો શોભતો, જેવો ફૂલનો ફાલ;
જેવો તમાસો જાદુતણો, તેવો થઇ ગયો તાલ. શેર બજારે. ૩
મુંબઇની મોટી સાહેબી, સુખ સ્વરગ સમાન;
દિલગિરિવાળી દેખાય છે, જેવું મોટું મશાણ. શેર બજારે. ૪
નૂર ગયું નરનારીનું, મુખ જોંખાં જણાય;
શત્રુને લશકરે લૂંટિયાં, એવાં ડોળ દેખાય. શેર બજારે. ૫
કઇંક વાસણ ઘર વેચિયાં, વેચ્યા બંગલા બાગ;
કઇંક કઇંક દરિયે પડ્યા, તેનો ન જણાય તાગ. શેર બજારે. ૬
ભલારે ભલાને ભુલાવિયા, ભુલ્યા ડાહ્યા દિવાન;
હાણુ અને હસવું થયું, ખોઇ શુદ્ધ ને સાન. શેર બજારે. ૭
એક સંકટ આ જુગારનું, બીજો રતણો રોળ;
ત્રીજું કાગળિયું તુટી પડ્યું, ધરા થઈ ધરઓળ. શેર બજારે. ૮
કશિ ચતુરાઈ ચાલે નહી, દીસે દૈવનો કોપ;
ક્યાંથિ આવ્યું નાણું ક્યાં ગયું, એમ થયું રે અલોપ. શેર બજારે. ૯
સ્વપનામાં સમૃદ્ધિ જે સાંપડી, ગઈ સ્વપનાની સાથ;
અંગે પીડા ઉલટી વધી, વાગ્યા છાતિયે હાથ. શેર બજારે. ૧૦
કઇક્ રામા મેલી રખડતી, મેલ્યાં રખડતાં બાળ;
નાશિ છુટયા નર એકલા, આવ્યો કઠણ આ કાળ. શેર બજારે. ૧૧
કોડપતી હતા કઇંક તે, થયા કોડીના આજ;
અતિશે વધારેલી આબરૂ, તેનિ લુટાણિ લાજ. શેર બજારે. ૧૨
જ્યારે જવા બેઠિ લક્ષ્મી, જુઓ દૈવનો ખેલ;
દરિયો પુરાવાનું દિલ થયું, ભૂલ્યા અધિક ભણેલ. શેર બજારે. ૧૩
નાણું નાંખ્યું ખારા નીરમાં, જાણ્યું ઊગશે ઝાડ;
લક્ષ્મીતણાં ફળ લાગશે, થાશે સોનાના પહાડ. શેર બજારે. ૧૪

આપ સર્વને માલમ છે એમા કંઈ ખોડ ખાપણ કે ખામી નથી, એમ કહેવા કોઈ માગતુ નથી. સો વરસ જેવા લાંબા કાળમા કંઈ પણ ભૂલ થઈ નહિ હોય એમ કહેવાની નાદાની ગણો માણસ હિમ્મત ધરે નહિ. કરવાના કામ રહી ગયા નથી એમ પણ કોણ કેમ કહી શકાય? જે થયુ છે તે બધુ પરિપૂર્ણ ને દોષરહિત થયુ છે એમ પણ કહેવુ યથાર્થ નથી. જે જે પુસ્તક રચાયા છે, તેથી સારા થઈ શકનાર નહિ, એવો દાવો પણ ભાગ્યેજ કરી શકાય. અનેક મોટા કાર્ય, જેમ કે ગુજરાતી ભાષાનો કોશ, ગુજરાતી ભાષાનુ વ્યાકરણ, તેમજ જોડણીના નિયમ હજુ કરવા બાકી છે, તે સોસાઈટીના કાર્ય કરનારાઓ સારી પેઠે સમજે છે મૂળ ગ્રંથો એટલે જેને original works કરીને કહે છે તેનો તો હજુ પ્રવેશ જ થયો નથી, એ પણ નમ્રતા સાથે કબૂલ કરવુ પડશે. આ રીતે કરણીમા ને વર્તન રૂપમા ઘણી ન્યૂનતા છે એ કાર્ય કરનારાઓની જાણ બહાર નથી, પરંતુ શુદ્ધ ને મિત્રભાવથી ટીકા કરનારને તો તેમ કહેવુ અપ્રસંગો નહિ ગણાય. ગયા સો વરસમા જે જે ફેરફારો પુરૂષોના હાથમા આ મંડળીનુ સૂત્ર આવી ગયુ છે તે બધાને એકકાલીન ગણવા યોગ્ય નથી. પ્રારંભમા તો થોડા આદમીને આ કામ સારૂ એકઠા કરવા એ મુશ્કેલી ભરેલુ હતુ. કેળવણી છેક બાલ્યાવસ્થામા હતી ને યુરોપીય સદ્ગૃહસ્થોના આશ્રય ને દોરવણીની ઘણી જરૂર હતી. મંડળી ઉભુ કરીને વાચનાનુ તથા તે વખતના વહેમ ને અજ્ઞાનને દૂર કરવા એ ઉદ્દેશો તે કાળે મુખ્ય હતા, માટે ભૂતનિબંધ, જાદુ વિષે નિબંધ, બાળવિવાહ નિબંધ વગેરે રચાવામા ને મુદ્રિત થઈને વખતો વખત પ્રગટ કરી લોકોમા વિદ્યાનો પ્રસાર કરવાના ઉદ્યોગમા લગભગ ૨૦ વર્ષ સુધી આ મંડળીનો પ્રયાસ હતો. વળી નાણા સંબંધી સ્થિતિ સુધારવી એમા પણ વખતનો કેટલોક ભાગ જતો. આ શહેરમા સૌથી પ્રથમની પુસ્તકશાળા આ મંડળે કાઢી ને શેઠ હીમાભાઈ વખતચંદે ઉદારતાથી બક્ષીસ આપી મકાન બંધાવ્યુ ત્યા લગી એ પુસ્તકસંગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની લાઇબ્રેરીના નામથી ઓળખાતો. વિશ્વવિદ્યાલય એટલે યુનિવર્સિટિની સ્થાપના પછી અંગ્રેજી વિદ્યાનો જેમ જેમ બહોળો પ્રસાર થતો ગયો તેમ તેમ અંગ્રેજી વિદ્યાના ભંડારને ગુજરાતી ભાષાતરના રૂપમા ગુજરાતી પ્રજાની સમક્ષ ધરવાનો પ્રયત્ન ચાલુ થયો છે, તે શિવાય હજુ સોસાઈટીનો ઉદ્યોગ ચાલ્યા કરે છે. મરેઠી ને બંગાળી ભાષામા સારા પુસ્તકો રચાય છે તેને પણ યોગ્ય રૂપમા ગુજરાતી વાચક આગળ મૂકવામા

સમભાવથી એટલા આદરભાવથી વર્ત્યા અને વળી આર્થિક સહાયતાની જોગવાઈ કરી આપી કે કવિને જીવનમાં નવું જોર આવ્યું. પણ કમનસીબે એઓ કંઈ વધુ પ્રયાસ કરી શકે તે આગમચ ફૉર્બસ જીવલેણ માંદગીના ભોગ થઇ પડયા. એક વાર એવી બિછાનાવશ સ્થિતિમાં તેમની મુલાકાત લઇને, કવિએ એમને પ્રિય એવી કેટલીક કવિતા ગાઈ સંભળાવી. પછી મેલાપ ન જ થયો; પરંતુ કવિએ એમના મૃત્યુથી અસહ્ય વિરહવેદના અનુભવી, તેમનું એ દુઃખ અકથ્ય છે; એ પ્રસંગને વર્ણવતું વિલાપિકા કાવ્ય "ફાર્બસ વિરહ" કવિએ રચ્યું હતું, તે એ મિત્ર યુગલનું સ્મરણ કાયમ તાજુ રાખશે; અને કવિની એક ઉત્તમ કૃતિ તરીકે તે સદા સમભાવપૂર્વક વંચાશે. ગુજરાતી સાહિત્યમાં એ કાવ્યનું સ્થાન ઉંચું છે.

પરંતુ કવિને આંખના દર્દે જેટલા હેરાન કર્યાં છે તેટલા હેરાન તેઓ બીજા કશાથી થયા નથી. દુર્દૈવયોગે સન ૧૮૫૭ થી એમને આંખનો વ્યાધિ લાગુ પડયો. શરૂઆતમાં દવાથી એમને સહજ આરામ લાગ્યો; અને જે ડૉકટરે એમની આંખ સુધારી તેના ઉપકારવશ થઇ એમણે ગાયું હતું કે,

"ન હોત વૈદ્ય વાઇલી, કદી મટૂં ન કાઇલી,
પીડા રૂપૈયે પાઇલી, મટે ન આંખ્ય માયલી."*

ફરી પાછું દર્દ ઉભળતાં તેઓએ મુંબાઈ ડૉ. ભાઉ દાજી પાસે દવા કરાવી હતી. પણ જ્યાં દૈવ રૂઠે ત્યાં દવા શું કરે ? એમના ચર્મચક્ષુ ગયાં ખરાં, પણ એમ કહી શકાય કે એમનાં અંતર્ચક્ષુ ખુલી ગયાં હતાં.

આવી પરિસ્થિતિમાં પણ સોસાઇટીની સેવા તેઓ એકનિષ્ઠાથી કર્યે જતા હતા. પરંતુ ભવિષ્યમાં અટકી પડાય તે વખતે કંઇક સાધન કરી આપવા એમણે સોસાઈટીની કમિટીને બંદોબસ્ત કરવા જણાવ્યું હતું; તે પરથી સન ૧૮૭૪ ની વાર્ષિક સામાન્ય સભામાં નીચે પ્રમાણે ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતોઃ

"રાવબાહાદુર ગોપાળરાવ હરિએ દરખાસ્ત કરી અને ચેરમેને ટેકો આપ્યો કે, આ સોસાઇટીના આ. સેક્રેટરી ક. દલપતરામ ડાહ્યાભાઇને તેમની અરજીના જવાબમાં જણાવવું કે ગુજરાતી ભાષામાં પુસ્તકો રચવાના કામમાં તથા ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના કામમાં તમોએ ઘણી સારી મહેનત

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૫૭, પૃ. ૧૮

ભૂમિ છે. Forensic eloquance & Literature ન્યાયાધીશોનાં ને વકીલોનાં ઉત્તમ ભાષણ ને વિદ્વત્તા ભરેલા ગ્રન્થો તથા ન્યાયાસનના ફેસલાથી ભાષાને જે વૃદ્ધિ મળે તે પણ અત્રે મળી શકે તેવું નથી. અંગ્રેજી ભાષા કોરટોમાં દાખલ થવાથી ને માત્ર અંગ્રેજી ગ્રન્થોનો ઉપયોગ ત્યાં થવાથી સાહિત્યના વૃક્ષને એ તરફ ફાલીને પાંગરવાનો માર્ગજ રહ્યો નથી. વળી યૂરોપીય દેશોમાં ધર્મ સંબંધી સામાન્ય લાગણી હોવાથી Repit eloquence & religions Literature એટલે ધર્માસનથી સુભાષિત ભાષણો ને ગ્રન્થો રૂપે પ્રત્યેક ભાષાને જે પુષ્ટિ મળે છે, તેનો પણ અત્રે હાલની સ્થિતિમાં કંઇ અવકાશ દીસતો નથી. આગળ સંસ્કૃત ભાષાદ્વારા એવા વિવાદ થતા, ને હજુ પણ થોડા થાય છે, ને દેશી ભાષામાં ધર્મના વિભાગો ને મન્દતાને લીધે હાલ તેનો પ્રસંગજ નથી.

ભાષાની વૃદ્ધિના માર્ગમાં આવતી અડચણોનું ઉપર મેં જે દિગ્દર્શન કર્યું છે, તે રાજ્યવ્યવસ્થાને લગતું છે. આ મંડળનો હેતુ ને વહીવટ એ પ્રસંગોથી અલગ રહેવાનો છે એ હું સારી પેઠે જાણું છું; પણ સંસારનાં બધાં પ્રશ્ન એવાં ફૂલગુંથણીઆં છે કે એકને લેઇને ચાલતાં બાકીનાંનો સંસર્ગ થયા વિના રહેતો નથી. આપણે ઘણી વાર એમ બોલીએ છીએ કે માત્ર વિદ્યાવૃદ્ધિ કે સાહિત્ય કે સાંસારિક સુધારા કે ઉદ્યોગવૃદ્ધિ એજ આપણો મુખ્ય ઉદ્દેશ છે, પણ સંસારના ફૂલગુંથણીઆ વ્યવહારમાં દરેક જણને ને દરેક મંડળને એ બધાનો થોડો ઘણો સ્પર્શ કર્યા વગર ચાલતું નથી. સાહિત્યની ખરી ખીલવણીને રાજ્યની સુવ્યવસ્થા કેટલી અગત્યની છે ને હાલની સ્થિતિનો તે જોડે કેટલો બધો સંબંધ છે તે બતાવવા આ ઇશારો કર્યો છે. આવી અડચણો છતાં પણ આટલો પ્રસાર સાઠ વરસમાં થયો તે આપણે બધાને ખુશ થવા જેવું છે.

એ વાત ખરી છે કે આવાં નડતર છતાં પણ થોડા મૂળ ગ્રન્થો original works થઈ શકવાનો જોગ હતો, ને તે થયા નથી તે આપણને ભૂષણદાયક નથી. પરંતુ આ દુષણ એકલી ગુજરાતી ભાષાને લાગુ પડતું નથી; ભારતવર્ષની સર્વ ભાષાને થોડું વધતું લાગે છે. કેળવણીનાં બીજ રોપાયાંને હજુ ઘણાં વરસ થયાં નથી, વળી પ્રારંભમાં તેનો પ્રસાર છેક થોડો હતો, હજુ પણ સેંકડે ચાર પાંચ ટકાથી વધારે લોક ભણતા નથી. સ્ત્રીઓની કેળવણી તો ઘણીજ પછાત છે, એટલે વાચકવર્ગ હજુ છેક ટુંકો છે. લોકો તરફનું ઉત્તેજન હોય ત્યારેજ મૂળ ગ્રન્થો થાય

તેમ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થાપવામાં, ચલાવવામાં અને તેને આબાદ કરવામાં તથા આ બુદ્ધિપ્રકાશનાં સંબંધમાં એમનો આજ સુધીનો શ્રમ પણ ભૂલાય તેવો નથી. એમની આંખે હરકત થવાથી રાજીનામું મોકલી ગુ. વ. સોસાઈટીના આસિષ્ટંટ સેક્રેટરીની નોકરી તથા આ બુદ્ધિપ્રકાશ ચલાવવાનું કામ છોડી દીધું તે હું ખેદસાહત જાહેર કરૂં છું. એમનું રાજીનામું સ્વીકારતાં ગુ. વ. સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીએ એમનો આભાર માની દલગીરી જણાવી છે, અને આ ખબર જાણી બાકીના સભાસદો તથા એમના મિત્રો પણ નાખુશ થશે. એમની આંખોનું દરદ નરમ પડવાથી બુદ્ધિપ્રકાશને માટે થોડું ઘણું દર માસે લખી મોકલશે એવી આશા રાખું છું."*

પણ એટલેથી સંતોષ નહિ માનતાં, બીજે વર્ષે વાર્ષિક સામાન્ય સભામાં એમના કાર્યની ખાસ કદર થવા કવિશ્રીને પાઘડી અને કીર્તિચંદ્ર આપવાની સભાપતિ શેઠ પ્રેમાભાઇને વિનંતિ કરતાં મહીપતરામભાઇએ ફરી જણાવ્યું હતું કે,

"કવીશ્વરે સોસાઇટીની સેવા ઘણી લાંબી મુદત સૂધી કરી. એ સેવા બજાવવામાં એમણે તનમન અને ધનથી મહેનત કરી. ગુજરાતના ભલા મિત્ર એ. કે. ફાર્બસ સાહેબે સોસાઈટીને જન્મ આપ્યો, સોસાઈટીને સ્થાપી અને દલપતરામે તેને ધવરાવી મોટી કરી કહીએ તો ચાલે. સોસાઇટીને ઉત્પન્ન કરનાર પ્રતાપી ફાર્બસ અને તેને ઉછેરનાર તેની પછી થયેલા સેક્રેટરીઓ અને કવીશ્વર દલપતરામ હતા એવું સોસાઈટીના દફતરથી સિદ્ધ થાય છે. એક પછી એક નવા થનારા સેક્રેટરીઓને માર્ગ દર્શાવનાર અને સલાહ આપનાર આજ્જુધી કવીશ્વર હતા. એમણે વધારે લાભકારી નોકરી મૂકી સોસાઈટીને જીવતી રાખી. રાજવંશીઓને અને ધનાઢ્ય સદ્દગૃહસ્થોને યુક્તિથી સમજ પાડી સોસાઇટીની પુંજી મેળવવામાં મદદ કરી, કરકસરથી વહીવટ કરી તેને સાચવી અને પોતાના પુસ્તકો સોસાઇટીને સમર્પણ કરી તેમાં વધારો કર્યો. એમના રચેલા ગ્રંથો હજી સોસાઇટી છપાવી વેચે છે; અને તેનો નફો ખાય છે. ઉદાહરણ–હુનરખાં નામે પ્રખ્યાત પુસ્તકને એમની પાસે રૂા. ૫૦) માટે સરકારે વેચાતું માગ્યું, પણ કવીશ્વરે તે કબુલ ન કરતાં સોસાઇટીને મફત આપી દીધું. એમની મદદ એટલી બધી છે કે તેથી

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૭૯, પૃ. ૭૧

voyage and discovery સફરો ને શોધોના જે અગણિત ગ્રન્થો બીજા દેશોમાં નિરંતર રચાય છે તેની શી રીતે અત્રે આશા રાખી શકાય?

સારાંશ એટલો છે કે ભાષા ને સાહિત્ય એ લોક સમસ્તની વાણી છે. માણસના મનમાં જે જે વિવિધ વિચારો, ખ્યાલો, તુરંગો, ઉમંગો ઉર્મિઓ, ઉમળકાઓ, દાઝો, લાગણીઓ ને ભાવનાઓ નિરંતર ચઢ ઉતર કર્યા કરે છે, તેને શબ્દનો વેશ આપી માણસ જગત આગળ ધરે છે. જો અંતરની લાગણી ઉંડી ને બળવાન હોય છે તો તેના ઉદ્‌ગાર પણ ગંભીર ને લુસ્સાદાર નીકળે છે. જો તે લાગણી છાછરી ને ખીન કૌવત-વાન હોય છે તો મુખનો શબ્દ પણ ધીમો ને નબળો નીકળે છે. અંતરના મનની ને બુદ્ધિની દૃષ્ટિ જો બહોળી ને ઉચ્ચ હોય છે તો તેનો વિષય પણ વ્યાપક ને વિસ્તૃત હોય છે. જો મન દબાયલું, રાંક, બાયલું, કાયર, બીકણ, ને કંટાળેલું હોય છે, તો તે મૂગું બની જાય છે. વળી ખરા રૂપિઆનો રણકો જેમ ખરો થાય છે, તેમ ખરી લાગણીનો ધ્વનિ પણ ઓરજ થાય છે. ખરી લાગણી ને ખરા વિચાર, તથા વિપુલ ને અબાધિત અવકાશ એવી ભૂમિમાંજ સાહિત્ય રૂપી છોડવાનો પોષક ક્યારો છે, ને સ્વતંત્રતા રૂપી શુદ્ધ વાયુના આવરણમાં તે વધુ્લો ઉછરે છે. અઘટિત અંકુશની છાયામાં તે કરમાઈ, ચિમડાઈ અથવા ઠિંગરાઇ જાય છે. સાહિત્યનો ખરો ઉદ્‌ભવ દેશના સર્વ જનોના કાયિક, માનસિક, આત્મિક ઉદ્‌ભવ જોડે સંકળાએલો છે, અને આ ઉદ્‌ભવો રાજકીય, સંસારી, ઔદ્યોગિક, અને શિક્ષણ પ્રસારના સુધારા ઉપર આધાર રાખે છે. સાહિત્યના સુધા-રાનાં આ ઉંડાં કારણો ઉપર લક્ષ ખેંચવાનો હેતુ એ છે કે કારણની અનુકૂલતા વગર કાર્યની આશા રાખવી અઘટિત છે એ સિદ્ધાંતનું સ્મરણ થાય.

આ પ્રમાણે આજ લગી કરેલાં કાર્યના સંબંધમાં મેં મારા વિચાર આપની આગળ મૂક્યા છે. પણ મોટો પ્રશ્ન હાલ એ છે કે હવે પછી આ મંડળના કાર્યની ગતિ વધારે લાભકારક થવાને બધી સ્થિતિ વિચારમાં લેઇને શા ઉપાય રચવા? શાં પગલાં ભરવાં ને કયે રસ્તે ચાલવું?

આ વિષે મારે પ્રથમ કંઇક કહેવાનું છે ને ઉપર દર્શાવેલા વિચારથી આપના કળ્યામાં આવ્યું હશે. તે એ છે કે દેશના બધી જાતના ઉત્કર્ષના સમારંભ જોડે આ મંડળની પૂર્ણ સહાનુભૂતિ જોઇએ. એ બધા સમારંભથી

૧૮૫૪ માં સોસાઈટીના સેક્રેટરી કરટીસ સાહેબે મને ભાષણ કરવા તેડાવીને સરકારી નોકરી છોડીને સોસાઇટીની નોકરીમાં રહેવાનું કહ્યું પણ તે વખતે મેં આનાકાની કરી. પછી તેમણે વિલાયતમાં ફાર્બસ સાહેબને લખ્યું અને ફાર્બસ સાહેબનો પત્ર મારા ઉપર આવ્યો. તેમાં લખ્યું હતું જે મારે વાસ્તે અથવા તમારા દેશના ભલા વાસ્તે તમે સરકારી નોકરી છોડીને સોસાઇટીની નોકરીમાં રહો. અને ૭ સાત વર્ષ થયાં સોસાઈટીનો કાંઈ વધારો થયો નથી, માટે તેને વધારવાને અને મજબૂત કરવાને તમારાથી થઇ શકે તેટલું પ્રયત્ન કરો. તે સાહેબના લખાણનો હું અનાદર કરી શક્યો નહીં અને તે વખતના પોલીટીકલ એજન્ટ મહેરબાન વાઇટલાક સાહેબે તથા બીજા મિત્રોએ મને સારા હોદ્દાની સરકારી નોકરી છોડવાની ના પાડી, તો પણ તે નોકરી છોડીને તે સાહેબનું સારૂં સરટીફીકટ લઇને સન ૧૮૫૫ ના જુનમાં હું અહીં આવ્યો અને એજ માસના બુદ્ધિપ્રકાશમાં મેં લખ્યું છે જે મારા દેશના કલ્યાણ વાસ્તે મેં સરકારી નોકરી છોડી છે, અને એજ વરસના વાર્ષિક રીપોર્ટમાં સેક્રેટરી સાહેબે પણ એમજ લખેલું છે."+

છેવટમાં સોસાઇટીને આશીર્વાદ આપતાં તેઓ બોલ્યા હતાઃ

દોહરો.

'સુખદ સરસ સોસાઇટી, વર્નાક્યુલર નામ;
અહો ઈશ આપે તને, સુકીર્ત્તિ ઠામોઠામ.'*

તે પછી બાકીનું આયુષ્ય એમણે એક પવિત્ર સંત પુરુષને વિભૂષિત કરે એમ, જે સંપ્રદાયના શુભ સંસ્કાર એમના પર બાલપણથી પડ્યા હતા તે સ્વામીનારાયણ સંપ્રદાય માટે હરિલીલા ચરિત્રનો સાગર જેવો ગ્રંથ રચવામાં ગુજાર્યું હતું.

શેર સટ્ટામાં તેઓ પાયમાલ થઈ ગયા હતા, એની નોંધ ઉપર કરેલી છે; અને કવિનું પાછલું જીવન કંઈક શાન્તિમાં, સુખસંતોષમાં વ્યતીત થાય તદર્થ એમના મિત્રો અને પ્રશંસકોએ સન ૧૮૮૫માં એમને નામદાર સરકાર તરફથી સી. આઇ. ઇ. નો માનવંત ઇલકાબ પ્રાપ્ત થતાં, પ્રજા તરફથી તે બદલ આનંદ દર્શાવવા તેમ એમના પ્રત્યેનો પ્રેમ અને માન વ્યક્ત કરવા એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેમાં એમના માટે

---

+ બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૦, પૃ. ૨૨૮-૨૨૯

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૮૦, પૃ. ૨૩૦-૨૩૧

આપવા કે તેમણે એ રકમનો કંઈપણ ભાગ ખરચવો નહિ, પણ હિમાભાઇ ઈન્સ્ટિટ્યુટ (રૂ. ૧૦૦૦) ના વ્યાજમાંથી ચોપડીઓ ખરીદ કરી તે ઉપર કવીશ્વર દલપતરામનું નામ લખી લાઇબ્રેરીમાં મૂકવી, અને સોસાઇટીને મળેલા રૂપીયાના વ્યાજમાંથી તેણે સ્કોલરશીપો આપવી અને ઇનામ આપીને કવિતાઓ રચાવવી. સ્કોલરશિપોને 'કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સ્કોલરશિપ' અને કવિતાઓને 'કવીશ્વર દલપતરામ સ્મારક કવિતા' એવું નામ આપવું."*

તે પછી તા. ૨૫ મી માર્ચ ૧૮૯૮ ના રોજ દલપતરામનું દુઃખદ મૃત્યું થતા, સોસાઇટીની સામાન્ય સભા તા. ૧૩–૪–૧૮૯૮ના રોજ મળી હતી. એમના માટે શોકની લાગણી દર્શાવવાને તે પ્રસંગે નીચે પ્રમાણેનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો:

"કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ. જેઓએ સોસાઈટીના ઉત્કર્ષ માટે અને તેનો હેતુ પાર પાડવામાં પોતાનું સઘળું આયુષ્ય ગાળ્યું હતું તેમના પરલોકવાસથી સોસાઇટી અત્યંત દિલગીર છે. એ સંબંધી એક પત્ર તેમના દીકરાઓ ઉપર લખવો.

આ દિલગીરીની લાગણી પ્રદર્શિત કરવાને એક જાહેરસભા બોલાવવી.

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઇ. ઈ. ની ઓઇલ પેન્ટીંગ તસવીર સોસાઈટીએ કરાવી પોતાના નવા મકાનમાં મૂકવી.

તેમના સ્મારક માટે એક જાહેર ફંડ ઉઘાડવું અને તે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ. સ્મારક ફંડ તરીકે સોસાઇટીએ જુદું રાખવું. તેનું વ્યાજ જુનાં કાવ્યો સંશોધન કરી છપાવવામાં તેમજ ગુજરાતી સાહિત્યના ગ્રંથો તૈયાર કરી છપાવવામાં વાપરવું."×

પ્રસ્તુત ઠરાવાન્વયે શહેરીઓની એક જાહેર સભા તા. ૨૬ મીએ મે ૧૮૯૮ ના દિવસે મે. કલેક્ટર ગીબ સાહેબના પ્રમુખપદે ભરાઈ હતી, તેણે સોસાઇટીએ કરેલા ઠરાવો બહાલ રાખી એમનું સ્મારક ઉભું કરવા એક વગવાળી કમિટી નિમી હતી.

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૮૯૭, પૃ. ૧૮૬–૮૭.

× ગુ. વ. સો. નો રીપોર્ટ, સન ૧૮૯૭, પૃ. ૨૩.

વધારે જોખમના કામની લાયકીનો હક્ક કરી શકીશું નહિ. બધા સભાસદોએ આ લક્ષમા રાખવું જોઇએ.

સાહિત્યની વૃદ્ધિ ઘણી ખરી હાલ એકદેશી થાય છે એવો બુમાટ છે. આ મંડળ કાળના પ્રમત્ત અભિપ્રાયો ઉપર વિચાર ગખી તેમા વખતો વખત પુરતી કરતું આવે છે, પણ સાહિત્યનો અર્થ બહોળો કરવો જોઇએ, એટલે માણસના સર્વ જાતના લેખિત વિચારનો તેમાં સમાવેશ કરવો જોઇએ. એમાં સંકોચ થવાથી દેશને એટલે અર્થાત્ સાહિત્યને પણ હાનિ પહોચવાનો ભય રહે છે.

વળી સાહિત્યના વહેળાના પ્રવાહને વાળતી વખત આપણા દેશના કલ્યાણમા ઉદય ઉપરજ નજર રાખવી જોઇએ. અનુકરણ કે નકલ કરવાની પૂર્વ કાળમા થોડી જરૂર હશે પણ હવે તો માત્ર આપણા દેશ અને લોકના કલ્યાણ તરફ નજર રાખી વિવેકબુદ્ધિ વાપરી જે કરવાનું યોગ્ય તેજ સ્વીકાવું જોઇએ, ને હલકા અવિચારના અનુકરણને પરહરવું જોઇએ. અનુકરણ એટલે આધળી નકલથી થોડો કાળ ઘણો લાભ થાય છે પણ તેથી વિચાર દહાડે દહાડે મન્દ થાય છે, ને આપબળ પણ ઢીલુ પડે છે. વિચાર ને આપબળ એ બે હરેક ઉદયના મોટા સ્તંભ છે

સાહિત્યની વૃદ્ધિના પ્રશ્નનો આપણા દેશની બધી જાતની કેળવણી જોડે નિકટ સંબધ છે. કેળવણીમા આપણે આપણું નિશાન પ્રથમ નક્કી કરવુ જોઇએ, ને તે ઉપર નિરંતર નજર રાખીને આગળ ચાલવુ જોઇએ. જન સમગ્રની કેળવણી, ઉચ્ચ કેળવણી, સ્ત્રીકેળવણી, ને કેળવણીના દ્વાર રૂપ ભાષા એ વિષે મારા અલ્પ વિચાર મેં ઉપર દર્શાવ્યા છે પણ એ બધી કેળવણીનુ છેવટ ફલિત આપણે શુ આદરવુ તે નક્કી કરવુ જોઇએ. આપણા લોક ઉદ્યોગે, બુદ્ધિએ, રાજ્યકારભારમા તથા સંસારના સર્વ સુખમા જગતના બીજા બળવાન લોકોના જેવા અથવા તેથી ચઢીઆતા થાય એ આપણુ અન્તિમ નિશાન છે. એવુ નિશાન રાખીને તથા ચતુરી, શાન્તતા ને અતિશ્રમથી પ્રયાણ કરવાથી આપણો ઉદય થશે. જર્મન દેશે ગઇ સદીમા એ પ્રમાણે કરવાથી હાલની ઉત્તમ સ્થિતિને તે પામ્યો છે, ને જાપાન પણ ગયા અર્ધ સૈકામા તેજ રસ્તે ચાલીને ઉત્કૃષ્ટ ફળ કમાયો છે. આપણું મંડળ પણ એ તરફ ઉદ્દેશ રાખશે એમા શક નથી. સાહિત્યનુ સુકાન દેશકાળના વાતાવરણના પવન પ્રમાણે ફરે છે, ને ફર્યા વગર રહે નહી. ગયા સાઠ વરસમા આપણા મંડળની દિશાઓ એ પ્રમાણે બદલાતી ગઇ છે, પણ આ

એના જ જેવી હાનિકારક બીજી પ્રથા બાલલગ્નની હતી. કોઈપણ હિસાબે અગિયાર વર્ષ આગમચ લગ્ન થઈ જવું જોઈએ એવી શાસ્ત્રાજ્ઞા હતી એમ મનાતું અને તે કાર્ય પુણ્યકારી લેખાતું હતું. જવલ્લેજ કોઈ એ વયમર્યાદાનું ઉલ્લંઘન કરતું. આ મનોદશામાં વિધવાની વિપદ્‌ભરી અને કરુણ કથનીનો સાદ કોણ સાંભળે ? તેમને પુનર્વિવાહ માટે કોણ પરવાનગી આપે ? અને એ સઘળા અનિષ્ટનો દોષ પ્રારબ્ધ પર ઢોળાતો હતો. જ્યોતિષમાં અંધશ્રદ્ધા રહેતી, તે વિષે કવિ દલપતરામે "દૈવજ્ઞ દર્પણ" માં ઠીક ઠેકડી કરી છે.

સ્ત્રી કાર્ય-સ્થાન પરત્વે સમાઈ રહેતું, સમાજનું તે એક અંગ છે, તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે એ ભાવના તે કાળે ઉદ્‌ભવી જ નહોતી; એટલું જ નહિ પણ, તેમના માનસિક વિકાસ અર્થે તેમને કેળવણી મળવી જોઈએ, એ પ્રશ્ન વિચારાતો નહોતો. પરંપરા અને સંસ્કાર વડે જે કાંઈ પ્રાપ્ત થાય તે જ તેઓ હાંસલ કરતાં હતાં.

વસ્તુતઃ અજ્ઞાન એટલું બધું વ્યાપેલું હતું કે સમાજ સારાસારને પારખી શકતો નહિ અને એ અજ્ઞાનતાના પરિણામે તે સમાજ વહેમી, જંતર-મંતરને માનનારો, ભીરૂ અને કાયર બન્યો હતો. બુદ્ધિને અનુસરી નવો ચાલ કે ચીલો પાડવાની ભાગ્યે જ કોઈ હિંમત બતાવતું; રૂઢિબળનું એટલું બધું પ્રાબલ્ય હતું કે જનવ્યવહાર બહુધા અમુક સ્થાપિત ચીલે, દેખાદેખીથી ચાલતો જણાતો હતો.

તેથી આ જમાનાને આપણે **અજ્ઞાન અને વહેમનો યુગ** એવું ઉપનામ આપીએ તો તે ખોટું નહિ કહેવાય, અને કવિને આર્ષદૃષ્ટિ હોય છે તેમ એક કવિએ એ સંબંધમાં ખરૂં જ કહ્યું છે, કે—

પરિપૂર્ણ કરવા એ માર્ગ વધારે ઉપયુક્ત છે, એમ મને લાગ્યું છે, ને તે અર્થ મંમતીથી હાથમાં લીધો છે. એટલે જ્યારે એક સારો ગુજરાતી કોશ થશે, એવી પાછી આશા હવે ઉત્પન્ન થાય છે.

ગુજરાતી જોડણીનો પ્રશ્ન વધારે વિકટ છે, ને લેખકોમાં તે વિષે હજુ એકમત થવો કઠણ છે. જુદાં જુદાં ધોરણ મગજ મગજમાં રમી ગયાં છે, એટલે ધોરણની એકતા વગર આગળ વિકાસ થવાનો ક્રમ ચાલી શકે તેમ નથી, પણ જો સુન પુરુષો ધારે તો કોશની માફક આ પ્રશ્ન સંબંધે પણ કંઈક બની શકે એવું છે. જે શબ્દો સંસ્કૃત કે ફારસીના અસલ વેશમાજ હજુ ગુજરાતી બોલીમાં વપરાય છે, તેને અમુક પ્રમાણેજ લખવા એમ લેખકોની ને આ મંડળની સંમતિ થાય તો કંઈક થયું એમ કહેવાય. તેજ પ્રમાણે બીજા પણ એવા ઘણા શબ્દો છે, કે જેનો સંગ્રહ કરી લેખકોના તેની જોડણી વિષે અભિપ્રાય લેવા, ને ઘણા મનથી તેની જોડણી નક્કી કરી, તેની આધારભૂત ચોપડી આ મંડળ થોડી કીંમતે વેચી શકે. અલબત્ત લેખકોની સંમતિ વગર એક ડગલું પણ આગળ ચાલી શકાતું નથી, પણ આ પ્રમાણે થવાથી ઘણા કાળથી વાંધામાં પડેલા જોડણીના પ્રશ્નનો થોડો ઘણો નીકાલ થાય એવું છે.

ગુજરાતી ભાષામાં આજ લગીમાં છપાઈ પ્રસિદ્ધ થએલાં સર્વ પુસ્તકની એક પુસ્તકશાળાની ઘણી જરૂર છે એ સર્વમાન્ય છે. એવો સંગ્રહ કરવો આ મંડળની મગદૂર બહારની વાત નથી. એ થવાથી ખરા વિદ્યાર્થીને વિદ્યાની વૃદ્ધિમાં ઘણી મદદ મળે એ ઉઘાડું છે. કોશની રચનામાં પણ તેની આવશ્યકતા છે. વળી નવાં પુસ્તક રચાવતી વખત અમુક વિષય ઉપર પુસ્તક થયું છે કે નહિ, તે જોવાની જરૂર પડે છે ને કેટલીક વાર બધું નક્કી થયા પછી એવું પુસ્તક નીકળવાથી કેટલોક શ્રમ વ્યર્થ જાય છે તે પણ એવા સંગ્રહથી બચી શકશે. આપણા સાહિત્યનું સામટું અવલોકન કરવામાં આવા સંગ્રહથી ઘણી મદદ મળશે. લેખકોનો ઉદ્યોગ કયી કયી દીશાએ ગયો છે, ને કયી કયી દીશાઓ હજુ બીલકુલ ખાલી છે, અમુક દીશામાં પણ કેટલા કેટલા ખૂણા હજુ અડક્યા વગર રહ્યા છે એ વગેરે સમગ્ર દર્શન કરવાને આવો સંગ્રહ ઘણો જરૂરનો છે. ભાષાને સાહિત્યનો સારો ઇતિહાસ રચાવવાને માટે પણ આવા સંગ્રહની જરૂર છે. સરકાર જે ત્રૈમાસિક યાદીઓ (કેટલોગ) છાપે છે તે ઉપરથી એક પૂર્ણ નોંધ આ મંડળ કરાવે ને પછી સવડે સવડે પુસ્તક ભેગાં કરે તો ધીમે

સાહિત્ય આપણી પ્રજા ઉત્પન્ન કરી શકશે એવી મારી પૂર્ણ ખાતરી થાય છે જેવી ભૂમિ ને જેવી આબોહવા તેવું ફળ પાકે એ સ્વાભાવિક છે. એવા સાહિત્યના પાકમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી દિન પર દિન વધારે સહાય થાય, એજ શ્રી પરમાત્મા આગળ આપણ સર્વની અંતરની વાસના છે

છેવટ એક કહેવાનું છે કે આપણી આજ લગીની વૃદ્ધિ યુરોપીયન અમલદારોની અંતરની મદદ ને સહાનુભૂતિને લઇને થાય છે, ને રાજ્યની શાન્તિ ને તેની નજર વગર વિદ્યા ને સાહિત્યની વૃદ્ધિ થવી ઘણી દુર્ઘટ છે, એ વાત મારા દેશી ભાઇઓને નિરંતર યાદ રાખવા મારી છેવટ અરજ છે

આ મંડળી દિન પર દિન વર્ધમાન દશાને પામો ને ગુજરાતની અધિકાધિક સેવા કરો



ધીમે કામ સરાડે ચઢે આ સૂચના સર્વ ભાઇઓના વિચાર સારૂ મૂકું છુ-

ઉપરના વિષય જોડે સંબંધ રાખતી પણ તેથી વધારે ઉપયોગી એક બીજી સૂચના છે. ગુજરાતના જૂના સાહિત્યમાથી હજુ થોડુંજ પ્રકાશમા આવ્યું છે તે ઘણુ તો પડ્યું પડ્યું ઉધઈ ખાતુ હશે, ને કેટલુક તો ગાંધી ને વહોરાને ત્યા પડીકા બાધવામા જવા માડ્યું છે. આ બધુ સાહિત્ય હસ્તગત કરવાના ઉપાય લેવામા ઢીલ થાય તો આપણા દેશને પાર વિનાની હાનિ થાય. દર વર્ષે થોડો થોડો અવેજ જુદો કાઢી આ હસ્તલેખો સોસાઇટીએ પોતાના કબજામા લેવાથી દેશની એક મોટી સેવા તુલ્ય કામ થશે

આની જોડે ગુજરાતમાથી મળતા જૂના સિક્કા, તામ્રલેખો, શિલાલેખો વગેરેને જાળવી રાખી, તેની નકલો કરાવી, તે પોતાના હસ્તગતમા રાખવી એ પણ ઘણુંજ અગત્યનુ કામ છે.

આ અલોકિક પ્રસંગનો લાભ લેઇ કેટલાક મુખ્ય મુખ્ય વિષયો ઉપર મેં મારા વિચાર આપ સર્વની આગળ મૂક્યા છે તે ઉપર શ્રોતા મંડળ તથા સભાસદો પોતાનો અભિપ્રાય બાંધશે તો મને બહુ સંતોષ થશે.

ગુર્જર દેશનુ અને તેની ભાષાનું ભવિષ્ય ઘણું ઉત્કૃષ્ટ થવાનુ છે એમ અતીન્દ્રિય નજરથી મને લાગે છે. આખા ભરતખંડમા, ને તેની બહાર દુનિયામા ગુજરાતની પ્રજા પછી તે મુસલમાન, પારસી, જૈન કે હિંદુ સાહસ ને હિંમતથી ફરે છે, ને તેનું દ્રવ્ય તથા તેની જોડે બુદ્ધિનો પ્રકાશ ગુજરાતમા લાવી નાખે છે. હજુ થોડા કાળમા તેનો વધારો થશે, એ વાત નિસંશય છે. હિંદુસ્તાનની બીજી પ્રજાઓ જે આપણને ભાઇને ઠેકાણે છે તે કંઇ કંઇ અંગોમા આપણા કરતા ચઢીઆતી હશે, કોઈ શરીરબળમા, કોઈ વિદ્યાપીઠમા, કોઇ શૌર્યમા, પણ જ્યારે સમગ્ર ગુણોનો વિચાર કરીએ છીએ ત્યારે ગુર્જર પ્રજામા ગુણાધિક્ય છે એમ આપણા મનમા સત્ય અભિમાનનો ઉભળકો આવ્યા વગર રહેતો નથી. સંસાર વ્યવહારના સ્થાથી, ડાહકા, ને વિચારશિલ ગુણોમા આપણે ચઢીયાતા છીએ. આપણામા દંડા વિચારના પ્રાબલ્યને લીધે આપણે એક તરફ ઢળી પડતા કે ઘડીકમા છટકી જતા નથી. આવા ગુણોનો ઉત્કર્ષ કરવો ને જનસમાજના તન, મન ને બુદ્ધિને શિક્ષણ ને રંજન આપવુ એ સાહિત્યનું કામ છે. આપણા ખંડનું અભિમાન કાયમ રાખી એવુ

# પ્રકરણ ૧૨

## લાલશંકર ઉમિયાશંકર

"Lalshankar was not a dreamer but a doer The idealist and the realist, the man of thought and of action–combined in him and there was never a day which did not see some act however little done to remove ignorance, help distress and glorify God."

Sir N G. Chandavarkar–[Indian Social Reformer, 27th October 1912]

પ્રાથમિક શાળાનો એક સામાન્ય વિદ્યાર્થી પણ "અંકગણિતના મૂળતત્ત્વો" એ ગણિતનું પુસ્તક શિખતાં એના કર્તા લાલશંકરના નામથી સુપરિચિત હોય છે અને અમદાવાદ જોવા આવનાર મુસાફર તેની જાહેર સંસ્થાઓના મકાનો નિહાળીને તે વિષે પૂછપરછ કરે તો તેના સાંભળવામાં લાલશંકરનું જ નામ આવે. રાયપુર દરવાજા બહાર મહીપતરામ અનાથાશ્રમથી શરૂ કરી, કાંકરીઆના રને આપાગાર લાઇબ્રેરી, ત્યાંથી આસ્ટોડીઆ તરફ વળતાં ઑલિફન્ટ રોડ પર અંજુમને ઇસ્લામની હાઈસ્કૂલ અને આગળ વધતાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનની સામે સ્ત્રીઓની કન્યા–ભોળાનાથ સારાભાઈ લીટરરી ઇન્સ્ટિટ્યુટ ફૉર વિમેન, નદી પાર એમના વિશાળ બંગલાની પછીતે, સારંગપુર ગામના મોખરે રવિશંકર દવાખાનું અને શહેરમાં પાંચ આનંદ મેન્શન્સ ટાવરની નજીક ગુજરાત સમાજ સુધારા હૉલ અને શહેરના અગ્ર ભાગમાં કારંજના બાગ સામે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, એ સર્વ મકાનો એમનાં સ્થાપેલાં છે જે જે સંસ્થાઓ સાથે તેમને નિકટ સંબંધ હતો તે સર્વને એમણે આબાદ કરી હતી એટલું જ નહિ પણ તેનું અસ્તિત્વ કાયમ રહે એ આશયથી તેના માટે ફંડ અને મકાનની સગવડ કરી આપી હતી. એટલું અમદાવાદમાં જ નહિ પણ જ્યાં જ્યાં નોકરીના પ્રસંગે એમનું જવાનું થયું હતું ત્યાં ત્યાં એમણે નિશાળ, લાઇબ્રેરી, પ્રાર્થના સમાજ કે અનાથાશ્રમ સ્થાપવાને પ્રયાસ કર્યા હતા. એમના સમાન બાંધવાના લેખ વિશે લખતાં

હરગોવિંદભાઇ એમના "લાલશંકર" વિષેના લેખમાં કહે છે, કે "લાલશંકરને મકાનો બાંધવાનો મોટો શોખ લાગ્યો હતો. તેની અંદર મકાનોને શું જોઇએ, ઇમારતી લાકડાં, ઈંટો, ચૂનો, પથ્થર, લોઢકામ વગેરે કેવું જોઇએ તે માટેનો તેમણે ઘણો મોટો અનુભવ મેળવ્યો હતો....... સાર્વજનિક મકાનો બંધાવવામાં તો તેમણે કમાલ કરી હતી."*

મકાન બાંધકામનું એમનું જ્ઞાન અને અનુભવ એવું ઝીણું અને સમ્મ કે કડીઆ સુથારથી ભાગ્યેજ છેતરાય, ઉંડું તેઓ તેમના કાન પકડાવે. એ સંબંધમાં કાંટાવાળાના લેખમાંથી એક દાખલો નોંધીએ—

"કડી પ્રાંતમાં ઘણે ઠેકાણે પાણી ભરાઇ જવાથી જમીન ખરાબ થઈ ગઈ હતી. તે સુધારવા માટે શ્રીમંત ગાયકવાડ સરકારે તે કાઢવા માટે એક મોટી નહેર—ગટર ખોદાવી. તેનું પરિણામ એ આવ્યું કે નડીઆદના અંગ્રેજી રાજ્યના મુલકની જમીનને નુકસાન થવા લાગ્યું, તેથી તે વિષે લાલશંકરની કોર્ટમાં દાવો મંડાયો. તેમાં ગાયકવાડી રાજ્યના એક્ઝિક્યુટિવ એન્જિનેર વમનરાજભાઇની જુબાની લેવાની હતી એ જુબાની વખતે પ્રશ્નો પૂછવામાં લાલશંકરે ઇજનેરી કામકાજ સંબંધે એવા સવાલો કર્યા કે વમનજી ચકિત થઇ ગયા અને તે સંબંધે તેમણે મારી આગળ લાલશંકરના ઘણા વખાણ કર્યા હતા."†

લાલશંકર કેળવણીના, સુધારાના, જ્ઞાન પ્રચારના, સાર્વજનિક અને પરોપકારના કાર્યો કરવાના સંસ્કાર એમના ગુરૂ મહીપતરામ પાસેથી પામ્યા હતા, અને એ સઘળું કામ એમની નોકરી ઉપરાંતના ફાજલ સમયમાં તેઓ કરતા હતા. મહીપતરામ નામક પ્રકરણમાં આપણે જોઈ ગયા કે દુર્ગારામ મહેતાજીના સુધારા વિષેના વિચારોની છાપ એમના શિષ્ય મહીપતરામ પર સજ્જડ પડી હતી, અને તે સુધારાનો વારસો એમણે એમના પ્રિય શિષ્યો લાલશંકર અને હરગોવિંદદાસને સોંપ્યો હતો. જ્યોતમાંથી જ્યોત પ્રકટે તેમ દુર્ગારામ પાસેથી સુધારાની દીક્ષા મહીપતરામ પામ્યા અને તે દીક્ષામંત્ર એમણે એમના શિષ્યો લાલશંકર અને હરગોવિન્દદાસના કાનમાં ફુંક્યો. ઉપરોક્ત લેખમાં કાંટાવાળા સ્વીકારે છે, કે 'જન સેવા બજાવવાની, સામાજિક સુધારણા કરવાની, દેશી વેપાર ઉદ્યોગમાં વૃદ્ધિ કરવાની શિક્ષા તેમને (લાલશંકરને) તથા મને અમારા ગુરુ મહીપતરામ

* સાહિત્ય, સપ્ટેમ્બર, સન ૧૯૨૮. પૃ. ૫૨૮-૨૯.

† સાહિત્ય-સપ્ટેમ્બર, સન ૧૯૨૮, પૃ. ૫૨૬.

મહીપતરામભાઈ તરફથી મળી હતી."+ એમના એ ગુરૂ માટે એઓ બંનેને અનન્ય પૂજ્ય ભાવ હતો; અને એ લાગણીને વશ થઈને લાલશંકરે એમના ગુરૂનાં સર્વ સાર્વજનિક કાર્યો, એમના અવસાન બાદ ઉલટભેર ઉપાડી લીધાં હતાં. એમના ગુરૂનું ચિરસ્થાયી સ્મારક સ્થાપવા તેઓ કેવું મમત્વ ધરાવતા તે બતાવવાને કાંટાવાળાના શબ્દો જ ફરી ઉતારીશું:

"અમારા પૂજ્ય ગુરૂ અને મુરબ્બી રા. સા. મહીપતરામભાઈ ઉનાળાની રજામાં કાઠિયાવાડ ગયા હતા. પોરબંદરથી પાછા ફરતાં ક્રમભાગ્યે તેમને રસ્તામાં કોગળીયું લાગુ પડયું, તેથી અમદાવાદ આવતાંજ સ્વર્ગવાસી થયા. થોડી મુદત વીતતાં લાલશંકર વડોદરે આવ્યા અને મહીપતરામભાઈનું સ્મારક કરવાની વાત ઉપાડી. તેમણે કહ્યું, આપણે બંનેએ પાંચસે પાંચસે રૂપીઆ ભરવા.' તેમનો પગાર તે વખતે રૂ. ૫૦૦ કે ૬૦૦ હતો, પણ મને તો રૂ. ૩૫૦) મળતા હતા, તેથી આપણે એક એક પગાર ભરીએ, એમ મેં કહ્યું પણ તેમને હઠ લીધી ને કહ્યું કે એ ગુરૂ તો આપણા બેના સરખા, સમભાવ રાખનાર ને સહાય કરનાર હતા, માટે આપણે સરખી રકમ ભરવી જોઇએ. અમે બંને જણે રૂ. ૫૦૦) ભર્યા. બાદ તેમણે અમદાવાદ જઇ ઉઘરાણું શરૂ કર્યું. તેમની ખંત ને પૈસા કઢાવવાની જબરી યુક્તિ વડે સારી રકમ ભેગી થઈ, અને તે વડે એક અનાથઆશ્રમ મહીપતરામના નામનું સ્થપાયું."*

કેવા સંજોગમાં તેઓ મહીપતરામના સમાગમમાં આવ્યા અને તેમણે લાલશંકરને શી સહાયતા આપી હતી, જે કારણે તેઓ એમના પરમ અનુયાયી થઇ રહ્યા તે આપણે હવે જોઇએ.

અમદાવાદ પાસે આવેલા ગાયકવાડી ગામ નારદીપુરમાં શ્રાવણ વદ ૬, સંવત ૧૯૦૧–તા. ૨૩ મી ઑગસ્ટ સન ૧૮૪૫ ના રોજ લાલશંકરનો જન્મ થયો હતો. એમનાં માતુશ્રી માણકોર એમને ન્હાના મૂકીને મૃત્યુ પામ્યાં હતાં અને તેઓ ઉપનયનને યોગ્ય ઉમ્મરે પહોંચતાં, તેમના પિતા ઉમિયાશંકર લાલશંકરને અમદાવાદ તેડી લાવ્યા ત્યાં સુધી એમનું બાલપણ મોસાળમાં વ્યતીત થયું હતું. પ્રાથમિક શિક્ષણ એમણે જાણીતી તુલજારામ મહેતાજીની શાળામાં લીધું હતું. આગળ ઇંગ્રેજી શિખવાને એમણે ઈચ્છા

---

+ સાહિત્ય-ઑગષ્ટ, સન ૧૯૨૮, પૃ. ૪૫૯.

* સાહિત્ય, ઑક્ટોબર, સન ૧૯૨૮, પૃ. ૫૨૩.

દર્શાવેલી; પણ ઉમિયાશંકર જુના વિચારના, કર્મકાંડી અને યાજ્ઞિક હોઇને એ યત્નની ભાષાનું શિક્ષણ લેવા સામે વિરોધ કર્યો અને લાલશંકર પોતાની જે યજમાન વૃત્તિ હતી, તે સાચવી શકે તે માટે ક્રિયમાણનું અને વેદાદિ ગ્રંથોનું શિક્ષણ લેવા તેમને ફરજ પાડી હતી. તેનું થોડુંક જ્ઞાન એમણે મેળવ્યું હતું તે આપણે કાંટાવાળાએ નોંધેલા દાખલાથી જાણીએ છીએ, કે જ્યારે ડૉ. હૉગ અમદાવાદની મુલાકાતે આવ્યા હતા અને અમદાવાદની ટ્રેનિંગ કૉલેજની મુલાકાત લીધી હતી ત્યારે લાલશંકરે વેદના મંત્રો એવી ધાટીએ ભણ્યા હતા કે તે સાંભળીને એ સંસ્કૃત નિષ્ણાત વિદ્વાનને ભારે આનંદ થયો હતો.

પિતાની મરજી વિરુદ્ધ જઇને એમણે નવું શિક્ષણ લેવા માંડયું; તેથી પિતા અને પુત્ર વચ્ચે મન ઉંચાં થયલાં હતાં તેમાં ઘેર પત્ની આવતાં, ઘરમાં ચરભડાટ શરૂ થયો અને પિતાએ તેમને જુદા કાઢયા.

આ વખતે તેઓ નૉર્મલ સ્કૂલમાં દાખલ થયલા હતા અને ત્યાંથી રૂ. ૫)ની માસિક સ્કોલરશીપ મળતી હતી. એવામાં રા. સા. મહીપતરામ ઇંગ્લાંડથી નવી શિક્ષણ પદ્ધતિનું જ્ઞાન મેળવીને પાછા આવ્યા. તેમણે એ સ્કૂલના પ્રિન્સિપાલ નિમવામાં આવ્યા. તેમણે એ શાળાને ટ્રેનિંગ કૉલેજમાં ફેરવી નાખી. અહિં લાલશંકર મહીપતરામના નિકટ સંસર્ગમા આવ્યા; અને એમની કૌટુમ્બિક સ્થિતિથી પરિચિત થઇને મહીપતરામે એમને આશ્વાસન આપ્યુ હતુ એટલુજ નહિ પણ એમના અભ્યાસમા વિશેષ સવડ કરી આપી તેમ અન્ય પ્રકારે તેઓ પ્રસંગોપાત સહાયતા આપતા રહ્યા હતા.

એ શાળામા કેવા પ્રકારનુ શિક્ષણ અપાતુ અને કોણ કોણ શિક્ષકો હતા તેનુ વર્ણન કાંટાવાળાએ નીચે મુજબ કર્યું છે:

"ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસક્રમ ત્રણ વર્ષે પૂરો થયો, પણ રાવસાહેબ મહીપતરામની પ્રેરણાથી તે વખતના ડાયરેક્ટર મે. હાવર્ડ સાહેબે તે સંસ્થાને વર્નાક્યુલર કૉલેજનુ નામ આપી એક વર્ષ વધારે અભ્યાસની યોજના કરી, અને કેટલાક આગેવાન મહેતાજીઓને પણ તેમા સામેલ કર્યા. ઘણાખરા સ્કોલરોએ નોકરી લઈ લીધી, પણ આશરે પાંચેક વિદ્યાર્થી અભ્યાસ કરવા રહ્યા, તેમા અમે બંને હતા; અને તે વખતે રૂપીઆ પાંચને બદલ દશની શિષ્યવૃત્તિ મળવા લાગી. અભ્યાસક્રમમાં અંગ્રેજી, સંસ્કૃત, ને મરાઠી ભાષાઓ ગુજરાતી સાથે દાખલ થઇ. ગણિત ઉંચા પ્રકારનું, તેમ સાહિત્યના બીજા વિષયો પણ ઉત્તમ પ્રકારના રાખવામા આવ્યા હતા.

ગણિતને માટે પુનાવાળા સ્વ. વ્યંકટરાવ અમદાવાદની આ કોલેજ ખાતે તથા હાઇસ્કૂલ ખાતે ગણિતના પ્રોફેસર નીમાયા. તેમના હાથ નીચે લાલશંકરે ગણિતનો વિશેષ અભ્યાસ કરવા માંડ્યો, પણ મેં તો મારૂં સાહિત્ય પકડી રાખ્યું હતું. કવિતા માટે સ્વ. દલપતરામ કવીશ્વર, સંસ્કૃત માટે સ્વ. વ્રજલાલ શાસ્ત્રી અને મરાઠી માટે સ્વ. ભાસ્કરરાવ પંડિતની નીમણૂક થઇ હતી. અંગ્રેજી રા. સા. મહીપતરામભાઇ બીજા કેટલાક વિષયો સાથે શીખવતા હતા. એક વર્ષ પૂરૂં થયે મને શિક્ષણાનુભવ શાળાના હેડમાસ્તરની જગા મળી, અને પ્રો. વ્યંકટરાવ નોકરી છોડી વકીલાત માટે પુને જતાં તેમની જગાએ લાલશંકરને હાઇસ્કૂલના ગણિત શિક્ષક તરીકે નીમવાની ખાસ ભલામણ થતાં તે રૂ. ૫૦) ના પગારે નીમાયા."*

સદરહુ નોકરી લાલશંકરને મળે તે માટે મહીપતરામે તેમની અરજી સરકારમાં મોકલી આપતાં તેની ભલામણ નીચે મુજબ શબ્દોમાં કરી હતીઃ

"I have the honour to enclose an application from Lalshanker Umiashankar Senior Normal Scholar. I have every reason to believe that he will successfully discharge the duties of Mathematical tutor to the Ahmedabad High School and Provincial College if he be appointed to that post. He has special aptitude for the Mathematical Science which cannot be better encouraged than by granting the favour he solicits in his application." (No. 5 of 1865/66 dated, 18th May 1865).

એમની ગણિતના વિષયમાં લાયકાત અને ઉંચા પ્રકારની શક્તિ માટે અમે એટલું જ જણાવીશું કે "એલ્ફીન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સીનીઅર સ્કોલરશીપની પરીક્ષાના સવાલપત્રકો વર્નાક્યુલર કોલેજના વિદ્યાર્થીઓને આપીને પરીક્ષા લેવામાં આવી તેમાં લાલશંકર પહેલે નંબરે પાસ થયા હતા." નોકરીના ચાલુ કામ સાથે તેઓ—લાલશંકર અને કાંટાવાળા—બંનેએ ઘેર અંગ્રેજીનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ટ્રેનિંગ કોલેજમાં તેઓ હાવર્ડ વાંચનમાળાના ત્રીજા પુસ્તકના બીજા ભાગ જેટલું શિખ્યા હતા; પણ એમના ગુરૂ મહીપતરામ એઓને હંમેશ બોધ કરતા કે "જ્યાં સુધી તમે અંગ્રેજીનો

*સાહિત્ય, એપ્રીલ, સન ૧૯૨૮, પૃ. ૪૫૧.

સારો અભ્યાસ નહિ કરો, ત્યાં સુધી તમારૂં શ્રેય થનાર નથી; અને તમે પંતુજીઓના વર્ગમાં જનાર હેવાના." આ ચાનક બહુ અસરકારક નિવડી; અને તેઓ બને સન ૧૮૬૪ માં મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં બેઠા હતા. પ્રથમ વર્ષ નિષ્ફળ જતાં, બીજે વર્ષે ફરી પ્રયત્ન કરી તેમાં સફળતા મેળવી હતી. આવા તેમના દીર્ઘ ઉદ્યોગ અને જે કામ હાથ ધર્યું તેને ખંતપૂર્વક સતત વળગ્યા રહેવાની ટેવથી તેઓ જીવનમાં ફત્તેહમંદ નિવડ્યા હતા. મેટ્રિકની પરીક્ષા પાસ કરીને તેમની ઇચ્છા આગળ કોલેજમાં અભ્યાસ કરવાની થઈ હતી, પણ સંજોગવશાત્ તેમ કરવાનું બની શક્યું નહિ; તેમ છતાં મદ્રાસમાં સિટલ ગો (લાલની પ્રિવિયસ) પરીક્ષા વગર ટર્મ રાખે આપી શકાય છે એવી માહિતી મળતાં લાલશંકર મદ્રાસ જઈને એ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા.

એવામાં (સન ૧૮૭૧) સ્મોલ કોઝ કોર્ટમાં નાજરની જગો ખાલી પડી અને રા. બા. ગોપાળરાવને એક વિશ્વાસુ માણસ જોઈતો હતો. મહીપતરામની સલાહ અને ભલામણ પરથી એઓએ લાલશંકરને પોતાની પાસે કલાર્કમાં રાખ્યા.

અહિં ઉપરીને એમના કામકાજથી લાલશંકરે પુરતો સંતોષ આપ્યો અને ફુરસદનો સમય સબ–જડજની પરીક્ષા આપવા માટે ઘેર આગળ અભ્યાસમાં ગાળ્યો. એમાં એમની મુરાદ બર આવી. હવે એ સબ–જડજની જગો મેળવવા તેમણે તજવીજ કરવા માંડી.

એમના ઉપરી અધિકારી ગોપાળરાવ હરિ દેશમુખે, એમની સબ–જડજ તરીકે પસંદગી થવા સિફારસ કરતાં, ગવર્નરના પ્રાઇવેટ સેક્રેટરીને જણાવ્યું હતું, કે

"× × × I have much pleasure in stating again that he has been in the service of Government for nearly 9 years, and has been performing the duties of the clerk of the Court for upwards of two years. Considering that he would be very useful in the Court I appointed him clerk allowing him to retain his tutorship in the Gujarat Provincial College (which was not in any way to interfere with the duties of the clerk) so that he should not..

sustain much loss in his pay. He has however lost the tutorship in consequence of the abolition of that institntion.

(3) He has passed the 1st examination in Arts at the Madras University and has qualified himself as a sub-judge by passing the test in March last.

(4) His experience, general knowledge and high character are such as to make him worthy of promotion."

(No. 176 of 1873, dated 20th December 1873.)

તે પછી લાલશંકરના ભાગ્યનો ઉદય થયો. એમની દિનપ્રતિદિન ચઢતી થતી ચાલી. એક પછી એક ઉંચી પાયરીએ તેઓ પહોંચી, એમનો દરજ્જો અને અધિકાર વધતાં ગયાં; તો પણ એમણે કદિ દમામ રાખ્યો નહોતો; તો પછી આડંબરની વાતજ શી? આપ કમાઈથી લાખોની મિલ્કત એમણે સંપાદન કરી હતી પણ જીવનભર એમણે સાદાઈ જ સેવી હતી. એ એમના આત્માની મોટાઈ હતી.

વિદ્યાર્થી અવસ્થા એમણે ગરીબાઈમાં અને મુશ્કેલીમાં ગાળેલી. સ્વાશ્રયથી તેઓ આગળ વધેલા; અને એમના ગુરૂ મહીપતરામે કેળવણી, જ્ઞાનપ્રચાર, સંસાર સુધારો અને પ્રાર્થના સમાજના નવીન વિચાર અને સંસ્કાર તેમના પર પાડેલા. હવે ગુરૂના આદેશનો પ્રચાર કરવાની તેમને તક સાંપડી અને અમને નોંધતાં હર્ષ થાય છે કે જે જે સ્થળે નોકરી અંગે એમનું રહેવાનું થયું તે તે સ્થળે એમણે કન્યાશાળા, પુસ્તકાલય, અનાથાશ્રમ અને પ્રાર્થના સમાજ સ્થાપવાના પ્રયત્નો કર્યાં હતા; અને એમના તે પ્રયાસો ફળદાયી નિવડયા હતા.

વીરમગામમાં કન્યાશાળા માટે મકાન નહોતું, તે એમણે એક સખી ગૃહસ્થને ઉભો કરી કરાવી આપ્યું હતું. ધંધુકામાં પુસ્તકાલય કઢાવ્યું, પંઢરપુરમાં અનાથાશ્રમ સ્થાપ્યું, અને જ્યાં તેઓ હોય ત્યાં દર રવિવારે પ્રાર્થના સમાજની મિટિંગ ભરાઇને તેમાં ઉપદેશ અપાય જ.

પંઢરપુરમાં હતા તે દરમિયાન ત્યાં મોટો દુકાળ પડેલો તેના દુઃખ નિવારણાર્થે તેમણે એક ફંડ ઉભું કરેલું અને એમના તે સેવાકાર્યની કદર

થઈ હતી એવુજ કાર્ય સંવત ૧૯૫૬ મા એમણે અમદાવાદમા આરમ્ભ્યુ હતુ, તેનુ બ્યાન કાટાવાળાએ નીચે પ્રમાણે આપ્યુ છે

"એક વર્ષ વરસાદની તંગીથી દુકાળના જેવુ નીવડ્યુ, ઢોરોને માટે ઘાસચારો ન મળે, તેથી આસપાસના ગામના લોકો રોજ સેંકડો ઢોર અમદાવાદ લઇ આવે, અને જે દામ આવે તે લઇને તેમને વેચી મારે કેટલીકવાર તો ઢોર કસાઇઓને ત્યા જવા માડ્યા, એ જોઇને લાલશંકરે તેમને બચાવવા માટે સાબરમતી કાઠે કાચા છાપરા નંખાવીને ત્યા પુષ્કળ જનાવર રાખ્યા, તથા તેમને જીવાડવા માટે ઘાસચારો મેળવવા તનતોડ મહેનત લીધી ધનવાનો પાસેથી ઉઘરાણા કરીને ધન મેળવે, અને કોઈ કોઈ વાર તો તેઓ ગાડના પૈસા પણ ખરચી નાખે એ સસ્થા જોવા માટે મોટા મોટા દેશી અને અંગ્રેજ અમલદારો આવે અને લાલશંકરને ધન્યવાદ આપે, અને સરકારે તે મેરબાન તેમને સન ૧૯૦૩ મા સર્ટિફીકેટ ઓફ મેરિટ બક્ષ્યુ હતું "*

હિન્દુ વિધવાઓની દુ:ખદ સ્થિતિ માટે એઓ બહુ દયા ખાતા અને વિધવાવિવાહના વિચારને પુષ્ટિ મળે એ હેતુથી સને ૧૮૬૬ મા "વિધવા વિવાહ" એ નામનુ પુસ્તક મરાઠીમાથી તરજુમો કરી એમણે ગુજરાતીમા પ્રસિદ્ધ કર્યું હતુ કોઈપણ વિધવાની વાત એમના કાને આવતા, એમનું હૃદય દ્રવી ઉઠતુ અને સ્ત્રીઓ માટે એમને ઘણુ સન્માન અને પક્ષપાત હતા

પંઢરપુરમા હતા તે સમયે મોટે પરોઢિયે ફરવા નિકળેલા ત્યા એમના પગને કઇક અથડાયુ અને તપાસતા તે તુરતનુ જન્મેલુ બાળક માલુમ પડ્યુ એ બનાવે એમના હૃદયને હચમચાવી મૂક્યુ અને એમને લાગ્યુ કે આ સ્થાન જાત્રાનુ હોઇને, અહિ આવા પ્રસંગો ઝાઝા બનવાનો સભવ છે, તેથી એમણે ત્યા એક અનાથાશ્રમ કાઢવાનો નિશ્ચય કર્યો અને તે અમલમા મૂકાયો આજે મુબાઈ ઇલાકામા એ સસ્થા જુદા જુદા અનાથાશ્રમોમા મુખ્ય સ્થાન લેઠે અને તેનું નામ દેશદેશમા જાણીતુ છે એમના એ કાર્યનો બ્યાન આપતા રાવ બહાદુર ચદાશંકર નર્મદ કરેલી મૃત્યુ નોધમા લખે છે

"Every Saturday evening after his Court work he used to leave for Bombay, arrive here on Sunday, go about among the Shetris, represent to

* સાહિત્ય, સપ્ટેમ્બર, સન ૧૯૨૮, પૃ ૫૩૧

them the immediate necessity of establishing an orphanage at Pandharpur, collect money, and leave Bombay for Pandharpur on Sunday night. It was on one of such occasions of his visit to Bombay that I was introduced to Lalshankar by the late Hon. Mr. Morarji Gokaldas, said Mr. Morarji to me: "Lalshankar has all the fire of Shankar. His enthusiasm and earnestness know no bounds. While others spend time in talking and preaching against evil, he takes the evil in hand and fight it and enjoys the fight!"†

એમની એ પરોપકારી વૃત્તિ અને તટસ્થ તેમજ નિષ્પક્ષપાત રીતે ન્યાય આપવાની રીતિના કારણે દક્ષિણમાં એમની કીર્તિ "દેવ મુનશીક" તરીકે પ્રસરેલી હતી.

સન ૧૮૯૧ પછી એમનું અમદાવાદમાં સ્થાયી રહેવાનું થયું. સન ૧૯૦૩ માં સ્મોલ કૉઝ કૉર્ટના જડજના ઓદ્ધા પરથી રૂ. ૪૦૦ નું માસિક પેન્શન મેળવીને તેઓ નિવૃત્ત થયા અને સન ૧૯૧૨ માં ૧૯ મી ઓક્ટોબરના રોજ એમનું અવસાન થયું. એ લગભગ બાવીસ તેવીસ વર્ષના ગાળામાં, અમદાવાદ જે એમની જાહેર પ્રવૃત્તિનું પ્રથમથી ક્ષેત્ર હતું, ત્યાં એવી એક પણ હિલચાલ નહિ થઈ હોય જેમાં લાલશંકરનો હિસ્સો નહિ હોય, એવી કોઇ સાર્વજનિક સંસ્થા નહિ હોય, જેમાં એમનો સીધો કે આડકતરો સંબંધ નહિ હોય. તે એક સરકારી અમલદાર હોવા છતાં લોકનેતા તરીકે એમણે જનતાની પ્રીતિ અને સરકારનો વિશ્વાસ સંપાદન કર્યાં હતાં અને સરકાર તેમજ પ્રજા ઉભય વચ્ચે જાહેર કામકાજના પ્રસંગે એક મધ્યસ્થ તરીકે એમની મદદ બહુ ઉપયોગી થઈ પડતી હતી.

અમદાવાદમાં એમનું આવી વસવાનું થયું એવામાં મહીપતરામનું એકાએક કોલેરાના બોગ થઇ પડી મૃત્યુ થયું; અને એમના એ ગુરૂની સર્વ સાર્વજનિક પ્રવૃત્તિઓનો ભાર એમના શિષ્ય લાલશંકર પર આવી પડ્યો. ને સઘળી જવાબદારી એમણે એવી સરસ રીતે અદા કરી, જેથી એમના ગુરૂની પેઠે એક સમર્થ કાર્યકર્તા અને આગેવાન સુધારક

† Indian Social Reformer, 27th October 1912.

તરીકે એમની ખ્યાતિ ચોતરફ દેશમાં પ્રસરી રહી; અને સન ૧૯૦૭ માં સુરતમાં અખિલ ભારતવર્ષીય સમાજ સુધારા પરિષદ મળી તેમાં પ્રમુખપદે નીમી, પ્રજાએ એમને યોગ્ય માન આપ્યું હતું.

મહીપતરામના અચાનક અવસાનથી સોસાઈટીના ઑનરરી સેક્રેટરીની જગો ખાલી પડતાં, મેનેજીંગ કમિટીએ લાલશંકરને એ પદે નીમીને એમની શક્તિમાં પરમ વિશ્વાસ દર્શાવ્યો હતો. એમના બંને પુરોગામીઓ—ગોપાળરાવ હરિ દેશમુખ અને રા. સા. મહીપતરામ—સોસાઈટીની અગાઉ ઉત્તમ પ્રકારે સેવા કરી હતી. લાલશંકર પણ સોસાઇટીનીના કામકાજમાં એટલા રચ્યા-પચ્યા રહેતા કે સોસાઇટી એમના જીવનનું એક અંગ બની રહી હતી; અને એમના પરિચયમાં આવનાર સૌ કોઇને સોસાઇટીનું સ્મરણ થતાં, લાલશંકરની છબી તેમની સમક્ષ આવી ઉભી રહેતી જણાતી; એવો ગાઢ સંબંધ એમની અને સોસાઇટી વચ્ચે જામ્યો હતો.

સોસાઇટીના ઑનરરી સેક્રેટરી તરીકે આશરે ૨૧ વર્ષ એમણે તેની સેવા કરી એ સમયમાં સોસાઇટીની પ્રગતિ લાલશંકરે અનેક પ્રકારે સાધી હતી. સોસાઈટીના આજીવન સભાસદો વધારવામાં એમણે કંઈ કમીના રાખી નહોતી. એ પ્રમાણે ટ્રસ્ટફંડો મોટી સંખ્યામાં મેળવ્યાં હતાં. બ્રહ્મચારીની વાડીનું ટ્રસ્ટ પણ એમના પ્રયત્નથી સોસાઇટીને સોંપાયું હતું. સોસાઇટીનું ભંડોળ પણ એમણે પુષ્કળ વધાર્યું હતું. અમને બરોબર યાદ છે કે સન ૧૯૧૦ સરવૈયામાં સોસાઇટીની રોકડ મુડી રૂપિયા એક લાખની જોઇને લાલશંકરને બહુ સંતોષ થયો હતો. વળી એમના વહિવટ દરમિયાન પુસ્તક પ્રકાશનનું કાર્ય થોડું થયું નહોતું. લગભગ ૧૪૪ પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં, તેમાંના ૧૨૭ ની નોંધ પ્રકરણ ૧૦ માં કરવામાં આવી છે.

તેનો યથાચિત ખ્યાલ આવવા એક પત્રક તૈયાર કર્યું છે, તે સ્વતઃ બોલી ઉઠશે

### સન ૧૮૯૨ માં: તેઓ ઑનરરી સેક્રેટરી નિમાયા ત્યારે

| સોસાઇટીની મિલ્કત | રૂ. આ. પા. |
|---|---|
| | ૫૨,૪૭૩—૮—૬ |

| | રૂ. આ. પા. |
|---|---|
| રોકડ | ૪૧૨૮૮–૪–૫ |
| જંગમ | ૮૩૭૫–૨–૬ |
| સ્થાવર | ૨૮૧૦–૧–૭ |
| | ૫૨,૪૭૩–૮–૬ |

ટ્રસ્ટ ફંડો ૨૦, મૂડી રૂ. ૭૨૮૭૫–૦–૦

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| પુસ્તકો માટે | ૭ | ૩૬૭૦૦—૦—૦ |
| મિશ્ર ઉદ્દેશ ,, | ૪ | ૧૭૭૮૨—૦—૦ |
| ઇનામ, સ્કોલર-શીપ વગેરે ,, | ૮ | ૧૨૩૩૩—૦—૦ |
| લાઇબ્રેરી ,, | ૧ | ૬૦૬૦—૦—૦ |
| | | ૭૨૮૭૫—૦—૦ |

લાઇફ મેમ્બરો: ૧૪૩

નવાં પુસ્તકો: ૧૧૧

### સન ૧૯૨૨ માં

| સોસાઇટીની મિલ્કત | રૂ. આ. પા. |
|---|---|
| | ૧૭૦,૩૭૦—૭—૨ |

| | રૂ. આ. પા. |
|---|---|
| રોકડા | ૧૦૦૩૨૫—૮–૮ |
| જંગમ | ૪૯૧૪૬–૧૧–૬ |
| સ્થાવર | ૨૦૮૯૮—૩–૦ |
| | ૧૭૦,૩૭૦—૭–૨ |

ટ્રસ્ટ ફંડો: ૮૨, મૂડી રૂ. ૨૩૧૩૨૯–૦–૦

| | | રૂ. આ. પા. |
|---|---|---|
| પુસ્તકો માટે | ૧૧ | ૪૪૯૭૦—૩—૦ |
| મિશ્ર ઉદ્દેશ ,, | ૪ | ૧૭૭૮૨—૦—૦ |
| ઇનામ, સ્કોલર-શીપ વગેરે ,, | ૬૧ | ૧૮૯૭૨૩—૦—૦ |
| લાઇબ્રેરી ,, | ૬ | ૧૮૯૨૪—૦—૦ |
| | | ૨૩૧,૩૨૯—૦—૦ |

લાઇફ મેમ્બરો: ૫૮૩

રજીસ્ટર લાઇબ્રેરીઓ: ૧૨૭

નવાં પુસ્તકો: ૨૫૫

સોસાઇટીની આર્થિક સ્થિતિ સુધારવા તેઓ સતત પ્રયત્ન કરતા, અને એવો લાભ મેળવવાના લોભથી સોસાઈટીની કેટલીક સરકારી લોન મુંબાઇના એક જાણીતા શેરના દલાલ દ્વારા વેચવા સારૂ એમણે મોકલી આપી હતી એ દરમિયાન બજાર ભાગતા, અમુક લોનની રકમ જોખમમાં આવી પડી હતી અને તે કાર્ય માટે તેમના પર કેટલાક અઘટિત આક્ષેપ એમના વિરોધીઓએ કર્યાં હતા પણ આખરે એ રકમ મળી ગઈ હતી આ બનાવ બન્યા પછી સોસાઈટીના નિયમોમાં ઉમેરો કરવામાં આવ્યો હતો, કે સોસાઈટીની લોન, ડિબેન્ચર, શેર વગેરેની ખરીદી, વેચાણ વગેરેનું કામકાજ મુંબાઈ રિઝર્વ બેંક દ્વારા કરવું

સાહિત્યને એઓ જીવન વ્યવહાર અને જીવનની ઉપયોગિતાની દૃષ્ટિએ અવલોકતા ઉપયોગિતાવાદ પ્રતિ એમનું વલણ વિશેષ રહેતું અને વિક્ટોરિયન યુગની રીતિનીતિ અને વિચારની છાયાથી એમનું માનસ રંગાયેલું રહેતું હતું પરંતુ કેળવણીના પ્રશ્નોમાં એમને બહુ રસ પડતો હતો

એ કારણે સોસાઇટીના પ્રકાશનોમાં શુદ્ધ સાહિત્યની દૃષ્ટિ કરતા, તે લોકોપયોગી થાય એ વિચારને વિશેષ મહત્વ મળતું હતું અને નવું સાહિત્ય સર્જન આજ્ઞા કરેથી કે પૈસા આપેથી નજ ઉદ્ભવે એ સ્પષ્ટ છે તેમાં વળી એમની પાસે કામ કરનાર આસિ સેક્રેટરીઓ વારંવાર બદલાતા રહેવાથી અને આર કરકસરથી સોસાઈટીનો વહિવટ કરવા જતા, તેની સાહિત્ય પ્રવૃત્તિ આપણે ઇચ્છીએ તેવી ખીલી શકી નહોતી. પણ તેઓ એ માટે કહેતા કે "આ પુસ્તકો રચાવવા એ નક્કી કરવાનું કાર્ય સાક્ષરોનું છે અને તે કાર્ય માટે એમની સૂચનાથી પ્રો આનંદશંકર ધ્રુવ, રા રમણભાઇ અને રા કમળાશંકર એ ત્રણ વિદ્વાનોની કમિટી નિમવામાં આવી હતી તે પછી એવી બુક-કમિટીદ્વારા સોસાઇટીએ લખાવવાના નવા પુસ્તકોની યાદી તૈયાર થાય છે

ટ્રેનિંગ કૉલેજમાં તેઓ ભણતા હતા ત્યારથી થોડુંઘણું લખવાનો એમને શોખ હતો 'ગુજરાત શાળાપત્ર' માં અને 'બુદ્ધિપ્રકાશ' માં લખેલા એમના કેટલાક લેખો મળે છે અને એમના ગ્રંથો વિષે એટલું કહેવું જોઇએ કે તે સર્વ પાઠ્ય પુસ્તકની ખોટ પૂરી પાડવાની દૃષ્ટિએ યોજાયા હતા

સ્વર્ગસ્થ કાટાવાળા એ પ્રથમાવૃત્તિના પ્રસ્તાવનામાં જણાવે છે, કે— 'સન ૧૮૬૪-૬૫ ની સાલથી અમે કંઇ ગ્રંથો લખવાનો વિચાર કર્યો પ્રથમ અમે બન્નેએ મળીને નિબંધ સબંધીના એક અંગરેજી નાના પુસ્તકનું ભાષાંતર કર્યું તે ગુ વ સોસાઇટીએ છપાવ્યું હતું તે પછી વિધવા વિવાહ નામક અંગરેજી ગ્રંથનો તરજુમો ભાઈ શ્રીપતરાયે કર્યો તેમાં

હું 'થોડોક જ' ભાગ લઈ શક્યો હતો. એ પછી ભાઇ લાલશંકરે ભૂસ્તરવિદ્યા, મેં હિંદુસ્તાનની ભૂગોળ, અને અમારા મિત્ર વિઠ્ઠલદાસે મુંબઇ ઇલાકાની' ભૂગોળ લખી. આગળ જતાં ભાઇ લાલશંકરે અને મેં સંયુક્ત કર્તા તરીકે ગુજરાતી ભાષાનું મોટું વ્યાકરણ અને મોટું ગણિત એ બે શાળોપયોગી ગ્રંથો પ્રકટ કર્યા. વ્યાકરણ માટે મુંબઈ સરકારે એક ઠરાવ બહાર પાડી' અમને શાબાશી આપી હતી. ગણિત માટે પ્રોફેસર છત્રેએ અભિપ્રાય આપ્યો હતો કે તે તેમના પોતાના મરાઠી ગ્રંથ કરતાં ચઢીઆતો છે. અમારા બંનેની ભાષા એવી હતી કે કોણે કયો ભાગ લખ્યો હશે એ જણાઇ ન આવે. એ પછી ભાઈ લાલશંકરે નાનું ગણિત બહાર પાડયું તે અદ્યાપિ સુધી પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે."*

ઘણાં વર્ષો સુધી તેઓ સરકારી બુક-કમિટીના સભાસદ હતા; તેના અંગે અનેક પ્રકારનાં પાઠ્ય પુસ્તકો તપાસવાનું એમને પ્રાપ્ત થતું હતું. એક વખતે બુક-કમિટીમાં પાઠ્ય પુસ્તકો તરીકે વંચાતાં ત્રણ વ્યાકરણો હોપ, મહીપતરામ અને ટેલર કૃત-ના ગુણદોષ વિષે ચર્ચા થઈ હતી અને ત્રણ પૈકીનું એકકે પૂરૂં સંતોષકારક કમિટીને જણાયું નહોતું. એ ચર્ચા લક્ષમાં લઇને એક સારા વ્યાકરણની ઉણપ પૂરી પાડવા એમણે કાંટાવાળા સાથે ગુજરાતી વ્યાકરણ રચ્યું હતું; અને તે વિષે બુક કમિટીના એક સભ્ય મી. બેન્ટલી (Bently) નો નીચે મુજબ અભિપ્રાય મળી આવે છેઃ

"There are many good things in this new Grammer. The language is generally simple and the definition clear; the subject of analysis is well-treated and nothing could be better than the directions as to how to teach Grammer." [2nd May 1883.]

એ પ્રમાણે ભોગીલાલ લિખિત લેખાવલિનો પ્રશ્ન બુક-કમિટી સમક્ષ ઉપસ્થિત થયો હતો અને તે ખામીભરી અને અધુરી જણાયાથી લાલશંકરે એ વિષયપર નવું પુસ્તક લખી આપવાનું સ્વીકાર્યું હતું; અને તે એમના તરફથી તૈયાર થઈ મળતાં, કેળવણી ખાતાએ પ્રસિદ્ધ કર્યું હતું.

અભિપ્રાય અર્થે જે પુસ્તકો તેમને મળતાં તે બહુ ઝીણવટથી વાંચી જતા તેનું એક ઉદાહરણ આપીશું. તેઓ વીરમગામમાં સબ જડજ હતા તે વખતે ગુજરાતી ભૂગોળનું પુસ્તક તેમની પાસે તપાસવા માટે ગયું હતું. એમાં તેમને વીરમગામ તાલુકાની કેટલીક વિગતો ભૂલભરેલી અને ખોટી જણાઇ; તે પરથી એમણે કમિટીને જણાવ્યું હતું કેઃ—

* સાહિત્ય, એપ્રિલ, સન ૧૯૨૮, પૃ. ૪૫૫.

"What I have stated above is all in my personal knowledge There may be similar mistakes with regard to other parts I therefore suggest that the book should be sent to all local officers in Gujarat to ascertain whether the information given is correct and whether any changes or additions are required to be made therein

[ July 1889 ]

દલપતરામ સંપાદિત કાવ્યદોહનમાં અને કવિ નર્મદાશંકરના નર્મગદ્યમાં કાપકૂપ અને ફેરફાર અને સુધારા વધારા કરવા સારૂ આપણે મહીપતરામને દોષ દઈએ છીએ, પણ ખરૂં કહીએ તો તે માટે સરકારી કેળવણી ખાતું જવાબદાર છે સન ૧૮૭૩ માં પાઠ્ય પુસ્તકની સુધારણાનો પ્રશ્ન વિચારવા પુનામાં એક કમિટી નિમાઈ હતી તેણે પાઠ્ય પુસ્તકમાંથી ધર્મની ખોટી માન્યતાઓ, દેવદેવાદિમાં અંધશ્રદ્ધા અને અજ્ઞાનતામૂળક અને ભ્રમજનક, રીતિનીતિના વર્ણનો અને વિવેચનો કાઢી નાખવા આગ્રહ કર્યો હતો અને એ અભિપ્રાયનું પ્રતિપાદન કરતાં જણાવ્યું હતું કે —

"let no corrupt communication proceed out of your mouth is a precept which can stand independently of its divine source and should rule in the interests of morality no less than in those of religion અને છેવટ એમ લખ્યું હતું, કે

× × "lead to the exclusion from a sanctioned school course of all direct dogmatic teaching such as that of metaphysics fatalism etc, which is to be found in the કાવ્યદોહન

એ કાવ્યદોહન કેટલો બધો લોકાદર પામ્યું હતું અને સૌ કોઈએ તેની તારીફ કરી હતી અને કેળવણી ખાતાએ જ તેને ઉત્તેજન આપ્યું હતું તે સઘળું આપણે પ્રથમ ભાગમાં જોયું છે પરન્તુ પુના-કમિટીમાં તે પછીથી ક્રિશ્ચિયનધર્મી વાતાવરણનું પ્રાબલ્ય જામતાં ઉપરોક્ત વલણ અખત્યાર થયું હતું એમ અમારૂં માનવું છે

બુક-કમિટીએ પ્રેમાનંદ રચિત રણયજ્ઞ નામનું કાવ્ય, જે કાટાવાળાએ સંપાદન કરી છપાવ્યું હતું, તે એક પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કર્યું હતું, પણ કેળવણી ખાતાએ સન ૧૮૭૩ ની પૂના બુક કમિટીએ જે નિયમો મંજુર કર્યા છે તેના વિરુદ્ધનું કેટલુંક લખાણ એમાં આવે છે તેથી તે સ્વીકારાય એમ નથી એવું કારણ આપી તેને મંજુરી આપી નહોતી

આ પરથી લાલશંકરે મંજુર થયેલું કાવ્યદોહન અને પ્રસ્તુત "રણયજ્ઞ" માંથી સામગ્રીમાં ઉતારા ટાંકી ખાતાની દલીલોનું ખંડન કર્યું હતું પણ એ ચર્ચાનું પછી શું પરિણામ આવ્યું તે અમારી જાણમાં નથી, પરન્તુ પાઠ્ય પુસ્તકો મંજુર કરવામાં કેળવણી ખાતાનું ઉપરનું દૃષ્ટિબિન્દુ ખોટું અને એકપક્ષી હતું એ તો સ્પષ્ટ દેખાઈ આવે છે

કેળવણીના વિષયમાં એમને અત્યંત રસ હતો, એ વિના અમે ઉપર નોંધી છે, અને સરકાર પણ એક કેળવણીના નિષ્ણાત તરીકે એમનો અભિપ્રાય વખતોવખત પૂછતી હતી. ગ્રામ્ય શાળાઓનો પ્રશ્ન લાંબી મુદતથી ચર્ચાય છે, અને હજુ એ પ્રશ્નનો છેવટ નિર્ણય આવ્યો નથી સન ૧૮૮૫ માં એમનો અભિપ્રાય એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે પૂછેલો ત્યારે પછી બાર નંબરનો અભ્યાસક્રમ રાખી, ચોથા અને પાંચમા ધોરણમાં રાજ્ય-વહિવટનો એટલે કે ગામના, તાલુકાના અને જીલ્લાના અમલદારો કોણ કોણ છે અને તેમનું શું શું કર્તવ્ય છે એ વિષયનું જ્ઞાન આપવાનું એમણે સૂચવ્યું હતું.

હંટર કમિશનનો રીપોર્ટ પ્રસિદ્ધ થયા પછી તે વિષે વિચાર કરવા પૂનામાં સન ૧૮૮૫ માં એક કૉન્ફરન્સ મળી હતી, તેમાં ચર્ચવાના મુદ્દાઓ વિષે જુદા જુદા વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે સ્થાનિક ગૃહસ્થોના અભિપ્રાય મેળવવા પત્રો લખેલા, એવા એક પત્રનો જવાબ લાલશંકરે લખેલો અને તેમાં એમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ગુજરાતીનો વિષય ફરજિયાત કરવા તેમ યુનિવર્સિટીની પરીક્ષામાં ગુજરાતીમાં એક પ્રશ્નપત્ર આપવો જોઈએ એવો અભિપ્રાય દર્શાવ્યો હતો, અને ગુજરાતીમાં પાઠ્ય પુસ્તકોના અભાવની દલીલનો રદીઓ આપતાં જણાવ્યું હતું કે બોર્ડ ઑફ એજ્યુકેશનના સમયમાં ટ્રીગોનોમેટ્રી, યુક્લિડ, ખગોળ, યંત્રશાસ્ત્ર વગેરે શાસ્ત્રીય વિષયોના પુસ્તકો ગુજરાતીમાં લખાયા હતા, તે પ્રમાણે નવા પુસ્તકોની માગણી થતાં, જે તે પુસ્તકો તુરત તૈયાર થશે, અને એ દિશામાં હજુ રહેલું છે, એ આપણે સૌ અનુભવથી જાણીએ છીએ.

સન ૧૮૯૮ માં અમદાવાદમાં કેળવણીના પ્રશ્નો વિષે વિચાર વિનિમય અર્થે એક કોન્ફરન્સ ભરવામાં આવી હતી તેમાં લાલશંકરે જે નિબંધો વાંચ્યા હતા; તેમાંનો એક આપણા પ્રાંતમાં સ્ત્રી કેળવણીના પ્રચાર વિષે હતો. તેમાં કન્યાશાળાઓમાં નીતિના શિક્ષણપર ભાર મૂકતાં એમણે કહ્યું હતું, કે

"Such religious and moral instruction is particularly necessary in Girls' Schools for the purpose of healthy home education. In the formation of character of boys much depends upon the mothers. If girls receive proper religious and moral instruction, then only can we expect proper religious instruction at home."

કન્યાશાળા માટે "શિક્ષા વચનનું"નું પુસ્તક યોજવામાં એમનો પ્રસ્તુત આશય જ કારણભૂત હતો.

એમણે આપણા દેશનો ઉદ્ધાર કેળવણીમાં, ખસુસ કરીને સ્ત્રી કેળવણીમાં, જોયો હતો. તેથી સ્ત્રી કેળવણીની કોઈપણ હિલચાલને તેઓ મદદ કે ઉત્તેજન આપવાનું ચૂકતા નહિ. એ વિષે કાંટાવાળા જણાવે છે,

"ભાઇ લાલશંકર જેમ દયાળુ વૃત્તિના હોઇ અનાથ બાળકો ને વિધવા તથા સ્ત્રીઓને માટે ઘણું કરતા, તેમ તેમને સ્ત્રી કેળવણીને માટે એટલો શોખ હતો કે વડોદરાની મીલમાં જે ૫૦ શેર ભર્યા તેમાંથી ૩૫ શેરો અને ત્રણ આની કમિશનમાંથી એક આનો કમિશન સ્ત્રી કેળવણીના કામમાં દીવાળી ભાભીને નામે જે ઉત્પન્ન આવે તે વાપરવાની યોજના રાખી હતી."*

લાલશંકર મહિલા પાઠશાળા અને સૌ. દિવાળીબાઈ કન્યાશાળા, એ અમદાવાદની સ્ત્રી કેળવણીની મ્હોટી સંસ્થાઓ જોઇને કોઈપણ કબૂલ કરશે કે એ સંસ્થાઓ બહુ સ્તુત્ય અને સંગીન કાર્ય કરી રહેલી છે; અને તે જાણીને સ્વર્ગસ્થનો આત્મા જરૂર પ્રસન્ન થાય.

સોસાઈટીને એમણે અન્ય રીતે ફંડ મેળવી આપીને અને સભાસદો કરીને સમૃદ્ધ અને આબાદ કરી હતી; તેમ તેમના તરફથી ભારે રકમ કેળવણીના કાર્યો માટે અપાયલી છે. એમની જીંદગીનો વિમો રૂ. ૧૦,૦૦૦) નો એમણે સોસાઇટીના નામ પર ચઢાવી આપ્યો હતો; અને તેનું વ્યાજ

---

*સાહિત્ય, સપ્ટેમ્બર, સન ૧૯૧૮, પૃ. ૫૩૦

સૌ. દિવાળીબાઇ કન્યાશાળાના નિભાવમાં ખર્ચાય છે. આજે સોસાઇટીના ચોપડે એમનાં અને એમની પત્નીના નામનાં ૫ ટ્રસ્ટ ફંડો રૂ. ૧,૨૭,૫૨૦) નાં જમે છે, તે એમનું સોસાઈટી માટેનું મમત્વ તેમ કેળવણી; તેમાંય સ્ત્રી કેળવણી માટેનો પ્રેમ વ્યક્ત કરે છે.

એમણે જેમ ધન મેળવી જાણ્યું તેમ પરોપકાર અને કેળવણીના કાર્યમાં તે વાપરીને તેઓ આપણને એક પદાર્થપાઠ શિખવતા ગયા છે, તે એમના હૃદયની ઉદારતા બતાવે છે. તેઓ, ખરે, ગુજરાતના, ખાસ કરીને અમદાવાદના અને વિશેષે કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના એક સમર્થ ભાગ્ય નિર્માતા હતા. ધન્ય હો એ મહાપુરૂષને !*



* એમના જીવન વિષે વધુ માહિતી માટે જુઓ બુદ્ધિપ્રકાશ ઓક્ટોબર, સન ૧૯૧૨ અને ઓક્ટોબર, સન ૧૯૧૩.

## પરિશિષ્ટ ૧૦

# બ્રહ્મચારીની વાડી

અમદાવાદ ડિસ્ટ્રીક્ટના મહેરબાન જોઇન્ટ જડજ સાહેબની કોર્ટના સન ૧૮૯૨ ના મુકરદમા નંબર ૨૩ ના હુકમનામાની રૂઇએ બ્રહ્મચારીની વાડીને નામે ઓળખાતી મિલકતનો વહીવટ ટ્રસ્ટીદ્વારા થાય છે. આ વાડીના પહેલા ટ્રસ્ટી તરીકે કોર્ટ તરફથી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને નીમવામા આવ્યા હતા. તેમની બદલી ભૂજ થવાથી તેમણે રાજીનામું આપ્યું ત્યારે સદરહુ હુકમનામાની કલમ ૬ ની પેટા કલમ ૨ ને અનુસરીને સોસાઇટીએ રા. રા. રેવાશંકર અંબારામ ભટ્ટને નીમ્યા છે. આ વાડીનો વાર્ષિક હિસાબ સોસાઈટીના રિપોર્ટમા પ્રસિદ્ધ કરવામા આવે છે, અને સન ૧૯૦૬ આખર સુધીનો હિસાબ ટ્રસ્ટીએ મહેરબાન જોઇન્ટ જડજ સાહેબની કોર્ટમા રજુ કર્યો છે, અને તે કોર્ટે મંજુર કર્યો છે. સન ૧૯૦૭ નો ટ્રસ્ટી તરફથી આવેલો હિસાબ આ રિપોર્ટમા આગળ આપવામા આવ્યો છે. આ વાડીમા એક સંસ્કૃત લાયબ્રેરી તા. ૧૮-૧૨-૧૯૦૭ ના રોજ ઓનરેબલ ડોકટર રામકૃષ્ણ ગોપાળ ભાડારકરના હાથે ખુલ્લી મુકવામા આવી છે, અને તેમા હિંદુ ધર્મ, તત્વજ્ઞાન તથા વિદ્યા વગેરેના લખેલા તેમજ છાપેલા પુસ્તકો નંગ ૧૫૩ કીંમત રૂ. ૫૭૧-૭-૦ ના છે. આ લાયબ્રેરી માટે રૂ. ૨૫) ની કિંમતનું એક કબાટ તથા હસ્તલિખિત પુસ્તકો નંગ ૪૩ તથા છાપેલા નગ ૬ મળી નગ ૪૯ કીંમત રૂ. ૨૦૦-૦-૦ ના મર્હુમ વૈદ્ય હરિલાલ અચરતલાલના ટ્રસ્ટીઓ તરફથી બક્ષીસ મળ્યા છે. તેમજ પુનાના આનંદાશ્રમ તરફથી છાપેલા સંસ્કૃત પુસ્તકો નંગ ૧૭ રૂ. ૬૬-૯-૦ ની કીંમતના તથા ઑનરેબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ તરફથી આનંદાશ્રમ તરફથી છપાયલા પુસ્તકો નંગ ૪૩ રૂ. ૧૬૮-૭-૦ ના બક્ષીસ આવ્યા છે આ સર્વે ગૃહસ્થોનો આ દેણગી માટે ઉપકાર માનવામા આવે છે. હિંદુ ધર્મ, તત્વજ્ઞાન, હુન્નર, વિદ્યા, અને બ્રહ્મચર્યના વિષયો ઉપર ભાષણો આપવા, વિદ્યાર્થીઓને ભણાવવા, તથા લાયબ્રેરીની દેખરેખ રાખવા સારૂ એક શાસ્ત્રી રાખવામા આવ્યા છે. વાડીમા એક બ્રહ્મચારી રહે છે, તે હિંદુ ધર્મ-તત્વજ્ઞાનનો અભ્યાસ કરે છે. સદરહુ વિષયો ઉપર ભાષણો આપવાની સોઇ થવા માટે આ વાડીની કેટલીક પડતર જમીન શ્રી દેશી નાટક

સમાજના માલીકને નાટકશાળા બાંધવા માટે પટાથી ભાડે આપવામાં આવી છે. તેમની સાથે એવી સમજુત છે કે સારા વિષયો ઉપર ભાષણો આપવા સારૂ તેમણે તે નાટકગૃહ વાપરવા આપવું. આ સમજુતી પ્રમાણે પ્રસંગોપાત હિંદુ ધર્મ, તત્વજ્ઞાન, અને વિદ્યા હુન્નર સંબંધી ભાષણો આપવાના કામમાં એ નાટકગૃહ વપરાય છે. આ વર્ષમાં આવા ભાષણો તથા મેળાવડા માટે આ નાટકશાળા પાંચ વખત અપાઇ હતી.*

---

## કોર્ટનું હુકમનામું

## IN THE COURT OF THE JOINT JUDGE AT AHMEDABAD.

### Civil Suit No. 23 of 1892.

*Pleaders Messrs, Lakshmishanker D. and Pranshanker N.* — 1 Brhahmachari Ramanand Bhramanand. 2 Brahamachari Hari Harinand. — *Plffs.*

AGAINST

*Messrs Gopaldas B Balwatnrai G Mulchand A. Manishanker G.* — 1 Chamanlal Madhavlal 2 Mahipatram Acharatlal — *Defdts.*

### CLAIM Rs. 260/-

1 The parties agree (1) that Mr. Keshavlal Harsadrai Dhruva B A Sanskrit Teacher in the Training College should be appointed trustee.

2. That if he refuses or after his acceptance, the post is vacated for any lawful reason, and also after his decease, the Gujarat Vernacular Society should appoint a Trustee

3. In future also vacancies to be filled up by same Society.

---

* ગુ વ સોનો વર્કિંગ રીપોર્ટ સન ૧૯૦૧.

4. The trustee should render his account to the said society and the society should publish an abstract of it in its journal with its annual report or otherwise as it thinks fit.

5. The trustee shall appoint at least one Brámachari to perform the necessary services in the temple and to render hospitality to travelling Brahmacharis coming to the Dharamshala as far as the funds allotted by the trustee under the control of the society admit.

6. The trustee should take measures to increase the income of the institution by building better rooms or otherwise improving the property and by sending out Brahmacharis to collect subscriptions. Ramanand for this latter purpose should employ Brahmanand Plff, so long as he finds him useful and is satisfied with his conduct, and should allow him a room.

7. The trustee, should as soon as funds permit, build a Lecture-Hall ( with necessary conveniences ) which should be specially available for lectures on the Hindu religion, philosophy, science, arts and literature-and on Brahamcharya in particular. It should also be lent for discussions or discourses likely to have an educative effect or to conduce to the good of society. If the funds permit, a school may also be built.

8. The trustee should set apart at least five rooms for students of the Hindu religion and philosophy and should as soon as funds permit, provide for their food and instruction as well as for general

lectures to the public—preference to be given to Brahmacharis

9. The gate leading to the quarter inhabited by prostitutes in the wadi near Piramashahs' Roza should be closed and arrangements should be made to open a gate on a side leading to more respectable quarters

10 The said society to determine to what use the wadi near the Bridge, should be put.

11. The said Society is also empowered with the permission of this Court to make any alterations in the above scheme which experience may show to be necessary provided that a Brahmachari shall always be kept for the temple services.

12 The trustee shall on Jeshta Shud 8 and Phalguna wad 8, feed Brahmacharis or distribute prizes to successful students of Sanskrit or to do both these things and should spend at least 30 Rs, a year for these purposes. He may also in Shravan and Shivratri, sanction what he considers reasonable for special worship in the temple. This sum should not exceed 10 Rs, in the aggregate per annum

13 The trustee or the Society shall hold the property for the purposes mentioned in this scheme and shall have no power to sell, mortgage or otherwise alienate the property.

14. Nothing in this scheme shall preclude the trustee or the Society from referring any point of difficulty to the Court under the general law of Trusts

15 The Defts agree to hand over all the immoveable property mentioned in the plaint with its appendages and the moveable property belonging

to the estate to-gether with the sum of Rs. 201-0-0 with interest up to date according to their accounts and on their handing over the said property they shall stand discharged from any further liability as trustees.

16. The taxed costs of the parties to be paid out of the estate. The parties agree that a decree may be passed in accordance with the above clauses.

(સહી) મહીપતરાય અચરતલાલ સ. દ. પોતે.

Sd. **Laxmishanker Devshanker.**

Sd. **Mulchand A. Shah.** Sd. **Pranshanker Narotamdas.**

(સહી) ચમનલાલ માધવરાય સહી. *Dist. Pleader for G. Plffs.*

## JUDGMENT.

*After the case was argued the parties agreed to* certain terms suggested partly by them and partly by the Court which have been separately recorded. Decree to be passed accordingly.

7-11-93. Sd/. **Dayaram Gidumal.**

Joint-Judge.

Mr. Keshavlal and the Society have been asked if they consent. They consent and the decree may now be framed. Their consent should be mentioned in it.

30-11-93. Sd/ ***Dayaram Gidumal.***

Joint-Judge.

Ramanand Plff, is only alive and though duly served with a notice, is absent.

As the case of keeping the gate closed no longer exists, it may be opened as prayed for.

15-1 08. Sd/. **S. Padamji.**

Joint-Judge.

# પ્રકરણ ૧૩

## સોસાઈટીનો હીરક મહોત્સવ

"ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી થકી ગુજરાતમાં,
ગુણ બહુ થયો સાહિત્ય વિદ્યાવૃદ્ધિની શુભ વાતમાં;
તે પેખજો ફાર્બસ તમે પરલોકમાં રહિ પ્રીતથી,
દેખજો દલપતરામ! શ્રમસાર્થકતુ રુડી રીતથી.
હીરક મહોત્સવ આ થયો જે રીતથી શત ગણો,
શત વર્ષનો થાજો મહામણિ રુપ સોસાઇટી તણો;
ઉભરો ચઢેલો ગણપતે દાખ્યો અહીં નિજ હર્ષનો,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તણા ઉત્કર્ષનો".*

[તા. ૯ મી માર્ચ ૧૯૦૯] જ શા ભટ્ટ

સોસાઇટી સ્થપાયે પચાસ વર્ષ પૂરાં થઈ, તેના સુવર્ણ મહોત્સવનો પ્રસંગ સન ૧૮૯૮ ની આખરે આવતો હતો. પણ તે સમયે સોસાઈટીનું નવું મકાન બંધાતું હતું, અને તેના આગલે વર્ષેજ આ નવા મકાનનો પાયો મે. કમિશ્નર લેલી સાહેબના હસ્તે નંખાયો હતો ત્યારે ખાતમુહૂર્તની ક્રિયા બહુ ધામધુમથી કરવામાં આવી હતી, તેથી સોસાઇટીના કાર્યકર્તાઓએ આ અવસરે કશો ઉત્સવ ઉજવ્યો નહિ; પરંતુ આ શુભ બનાવની નોંધ બુદ્ધિપ્રકાશના જાન્યુઆરી અંક (સન ૧૮૯૯)માં લેવાઈ હતી, તેમાં સોસાઇટીનો વૃત્તાંત રેખારૂપે વર્ણવવામાં આવ્યો હતો; તથા તેની ખુશાલીમાં સોસાઈટીએ તેના પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો રૂ. ૧૫) ની કિંમતનાં જે મિલકમાં હોય તે-સોસાઇટીમાં સાર્વજનિક પુસ્તકાલયો રજીસ્ટર થયાં હોય તેને બક્ષીસ આપવાનો ઠરાવ કર્યો હતો.+ તદુપરાંત જનતાની માહિતી અને ઉપયોગ માટે સોસાઈટીના કામકાજનો ૫૦ વર્ષનો સમગ્ર વૃત્તાંત જ્યુબિલી નિમિત્તે એક ખાસ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યો હતો, તે સોસાઇટીનો વિકાસ અને વૃદ્ધિ કેવી રીતે થતી ચાલી તે જાણવા સારૂ કિંમતી સાધન સામગ્રી પૂરી પાડે છે.

એક દશકા બાદ સોસાઇટીના હીરક મહોત્સવનો માંગલિક પ્રસંગ આવી પહોંચ્યો. તેના ત્રણ ચાર વર્ષ અગાઉથી સોસાઇટીની મોટી રકમ

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૯૦૯, એપ્રિલ પૃ. ૨

+ ગુ. વ. સો. નો વાર્ષિક રીપોર્ટ, સન ૧૮૯૯, પૃ. ૨૨-૨૩

જેમ જેમ આવી પડી હતી, તેને લઈને સોસાયટી કંઈ ચર્ચાનો વિષય થઈ પડી હતી. પણ તે નાણાં પૂરેપૂરાં પાછાં મળી જતાં, સોસાયટીના મિત્ર-મંડળમાં એક પ્રકારનો સંતોષ પથરાઈ રહ્યો હતો, અને એ લાગણીને વ્યક્ત કરવા, તે અરસામાં સોસાયટીનું સાઠમું વર્ષ બેસતું હતું તે તકનો લાભ લઈ, તે અવસરને સારી રીતે અને ઠાઠમાઠથી ઉજવવા તેના શુભેચ્છકો અને મિત્રો ઉત્સુક બન્યા હતા. આવા આનંદમય વાતાવરણમાં સોસાયટીનો હીરક મહોત્સવ ઉજવવાની સર્વ તૈયારી થઈ હતી.

આ સમયે ગુજરાત સાહિત્ય સભાનું સુકાન મંત્રી તરીકે અમારા હસ્તક હતું. તાજા જ બી. એ. થયેલા એટલે સાહિત્ય અને ઇતિહાસની કંઈ કંઈ યોજનાઓ અને કલ્પનાઓ મનમાં ઘુમરાતી હતી. અમને એમ લાગ્યું કે આપણા પ્રાંતની આ પ્રતિષ્ઠિત અને સમૃદ્ધ સાહિત્ય સંસ્થાએ છેલ્લાં સાઠ વર્ષ દરમિયાન જે કિંમતી સેવા ગુજરાતની પ્રજા અને ગુજરાતી સાહિત્યની કરેલી છે, તેની, આ તેના હીરક મહોત્સવ પ્રસંગે, યત્કિંચિત કદર થવી ઘટે છે, એટલે એ લાગણીના ઉમળકામાં એક તરૂણ સાહિત્ય સભા સોસાયટીને તેના હીરક મહોત્સવ પ્રસંગે ગુણાનુવાદર્શક એક અભિનંદન-પત્ર અર્પે એવી વ્યવસ્થા કરી, અને બીજી તરફથી નવશિક્ષિત યુવક વર્ગ સોસાયટી પાસેથી કેવા પ્રકારની સાહિત્યપ્રવૃત્તિ અને સાહિત્યકાર્ય ઇચ્છે છે તે દર્શાવતી ૧૩ સૂચનાઓ "વસન્ત"માં* એક લેખ લખી રજુ કરી હતી તે પરિશિષ્ટ ૧૮ માં આપવામાં આવી છે.

પ્રસ્તુત અભિનંદનપત્રમાં સોસાયટીનું કાર્યક્ષેત્ર વિસ્તારવા [illegible] ઉપયોગી સૂચનાઓ કરવામાં આવી હતી તેમની એક સોસાયટીએ પ્રતિ-વર્ષ [illegible] સ્ટેન્ડર્ડ [illegible] સાહિત્યની પરીક્ષા લે એવી ભલામણ કરી હતી. પણ સંસ્થાએ એ સુમેળવાળી સૂચનાને માન આપી એ કામ ત્યાં અગાઉથી [illegible] કરી રાખ્યા હતી તે એ પ્રવૃત્તિ ગુજરાત સાહિત્ય સભા દ્વારા પછીથી ઉપાડી લેવામાં આવી હતી.

એ સમયે હીરક મહોત્સવમાં અને એ પ્રમાણે યોગ્ય રીતે સામેલ હતા, અને ઉપરોક્ત સૂચનાઓ વગેરે અહિં રજુ કરી આપવાનું પ્રયોજન એ પણ ખરું કે એ પ્રસંગ વીતી ગયા પછી [illegible] મંત્રીપદે [illegible] અમને અનાયાસે સોસાયટીના તંત્રમાં જોડાવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું, તો એમાંની કેટલી સૂચનાઓ અમે અમલમાં આણી શક્યા એ જાણવાનું અને સરખાવવાનું સુગમ થાય.

---

* વસન્ત વર્ષ ૭, પૃ ૪૦૩.

હવે મૂળ વિષય પર આવીએ

સોસાઈટીના હીરક મહોત્સવનો અહેવાલ બુદ્ધિપ્રકાશમાં [illegible] છપાયો છે, અને તેની પ્રતો સુલભ છે,– તેમજ એમાંનું દી બા અંબાલાલે પ્રમુખ તરીકે આપેલું "સોસાઈટીના પ્રમુખો" એ પ્રકરણના અંતે પરિશિષ્ટ રૂપે આપવામાં આવ્યું છે તેથી એ વખતે ઉત્સવનો આખોય કાર્યક્રમ ફરી નહિ છાપતાં, તેમાંથી ખપપુરતો ભાગજ અહીં આપીશું; પણ વધારા તરીકે આપણા એક અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત વિદ્વાન પ્રો. આનંદશંકરભાઈએ એ માંગલિક બનાવની નોંધ તે વખતે "વસન્ત"માં લીધી હતી તે ફરી આપવી વાસ્તવિક થઈ પડશે અમારું માનવું છે કે સોસાઈટીના ઇતિહાસના વાચકને તે મદદગાર તેમ મનનીય માલુમ પડશે

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો હીરક મહોત્સવ.*

### (અહેવાલ)

આ સોસાઈટીની સ્થાપના થયાને સન ૧૯૦૮ આખરે સાઠ વર્ષ પૂરા થયા, તે અતિ આનંદદાયક પ્રસંગ નિમિત્તે હીરક મહોત્સવ (ડાયમંડ જ્યુબિલિ) ઉજવવાની અને તે નિમિત્તે સાહિત્યને લગતાં અમુક ખાસ કાર્યો કરવાની યોજના કરવામાં આવી હતી આ મહોત્સવ નિમિત્તે કરવા નિર્ણિત કાર્યો તથા મહોત્સવનો કાર્યક્રમ નીચે પ્રમાણે મુકરર કરવામાં આવ્યો હતો

### મહોત્સવ નિમિત્તે કરવાનાં કાર્યો

૧ "ગુજરાતી શબ્દકોષ" કરાવવો.

૨ "છેલ્લાં સાઠ વર્ષના ગુજરાતી સાહિત્યનું અવલોકન" રૂ ૪૦૦ ના પારિતોષિકથી લખાવવું

૩ હીરક મહોત્સવ સ્મારક ઈનામ રૂ ૧૦૦ નું સ્થાપવું, અને તે ઇનામથી દર વર્ષે, તે વર્ષના "ગુજરાતી સાહિત્યનું અવલોકન" લખાવવું

૪ "સોસાઈટીનો સાઠ વર્ષનો ઇતિહાસ" લખાવવો

૫ સોસાઈટીની સ્થાપના કરવામાં સારૂ કિંવા તેના અભ્યુદય માટે નિઃસ્વાર્થ સેવા કરનાર નીચેના ગૃહસ્થોની આખા કદની ઓઇલ પેઇન્ટીંગ છબીઓ તૈયાર કરાવી સોસાઈટીમાં મૂકવી —

(૧) સ્વ. અલેક્ઝાન્ડર કીન્લાક ફાર્બસ, ઇસ્કવાયર

(૨) સ્વ. ટી બી કર્ટિસ, ઇસ્કવાયર.

---

* બુદ્ધિપ્રકાશ, સન ૧૯૦૯, એપ્રિલ—પૃ ૧ થી ૬૦ (વધારો)

(૩) સ્વ. દલપતરામ ડાહ્યાભાઇ કવીશ્વર, સી. આઈ. ઈ.

(૪) સ્વ. રા. બ. ગોપાળરાવ હરિ દેશમુખ.

(૫) સ્વ. રા. સા. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઇ. ઇ.

(૬) સ્વ. રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.

(૭) રા. રા. લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી.

૬ સાક્ષર સમ્મેલન અને સાહિત્યને લગતા ભાષણો કરાવવાં.

કાર્યક્રમ

તા. ૯-૩-૦૯, મંગળવાર—સાંજના સાડા પાંચ વાગે:—દી. બ. અંબાલાલ સાકરલાલ દેશાઇનું પ્રમુખ તરીકેનું ભાષણ.

તા. ૧૦-૩-૦૯, બુધવાર—સાંજના સાડા પાંચ વાગે—"ભાષા-શુદ્ધિ વિષે કેટલાક વિચાર" વિષે રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીનુ ભાષણ.

તા. ૧૧-૩-૦૯, ગુરૂવાર—સાંજના સાડાપાંચ વાગે—"ગુજરાતી નાટકો અને નવલકથા" વિષે રા. ર. રમણભાઇ મહીપતરામ નીલકંઠનુ ભાષણ.

તા. ૧૨-૩-૦૯, શુક્રવાર—સાંજે સાડા ૭ વાગે— "સાક્ષર સમ્મેલન."

આ કાર્યક્રમ જાહેર થયો તે દરમિયાન સોસાઈટીના ઑનરરી સેક્રેટરી રા. બ. લાલશંકર ઉમીઆશંકરના પત્ની સૌ. દીવાળીબાઇ પરલોકવાસી થયા. આ અણધાર્યો શોકજનક બનાવ બનવાથી વ્યવસ્થાપક કમિટીના કેટલાક સભાસદોએ આ ઉત્સવનો કાર્યક્રમ હાલ થોડા દિવસ મુલતવી રાખી, આવતા એપ્રિલ માસમાં ઇસ્ટરના તહેવારોમા ઉજવવા લેખી સૂચના કરી હતી, અને તે ઉપરથી સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીએ તે પ્રમાણે કરવા ઠરાવ કર્યો હતો. આ ઠરાવ થયાનુ રા. બ. લાલશંકરભાઇના જાણવામા આવતાં, તેમણે પ્રસિદ્ધ થએલો આ સાર્વજનિક કાર્યક્રમ પોતાના પત્નીના મૃત્યુને લીધે બંધ ન રાખવા વ્યવસ્થાપક મંડળીને આગ્રહપૂર્વક વિનંતિ કરી, આ મહોત્સવમા પોતાના મર્હૂમ પત્નીની ઇચ્છાનુસાર પોતે હાજર રહેવાનુ જણાવ્યું. તેમની ઇચ્છાનો વ્યવસ્થાપક મંડળીએ સ્વીકાર કર્યો એટલે મુકરર થએલા કાર્યક્રમ પ્રમાણે મહોત્સવની શરૂઆત તા. ૯ મી માર્ચ ને મંગળવારના રોજે સાંજના સાડા પાંચ વાગે દી. બ. અંબાલાલ સાકરલાલ

૧૪ રા. રા. ભોગિન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ, મુંબઈ
૧૫ મી. મગરથ ,,
૧૬ મી. અને મીસીસ કંડાનજી ધર્મસિંહ કવિ, ,,
૧૭ રા. રા. અમૃતલાલ સુન્દરજી પઢીઆર, ,,
૧૮ રા. રા. ઉમીઆશંકર નરભાઈ, નડીઆદ
૧૯ રા. રા. ત્રિભુવનદાસ જમનાદાસ ગોર, સુરત
૨૦ રા. રા. હરિલાલ નરસિંહરામ વ્યાસ, ચીખોદરા

શરૂઆતમાં સોસાઈટીના ઓનરરી સેક્રેટરી રા. રા. લાલશંકર ઉમીયાશંકરે સોસાઈટી વિષે ટુંકી હકીકત જણાવતાં કહ્યું, આ અતિ શુભ પ્રસંગના કાર્યની શરૂઆત થાય તે પહેલાં હું એક બોલ આપની સમક્ષ બોલવાની રજા લઉં છું. મનુષ્ય સ્વભાવ એવો છે કે પોતાની પ્રિય વસ્તુને ઉમરમાં આવેલી જોવાથી આનંદ થાય છે તેમાં પણ એ પ્રિય વસ્તુ તરફથી સત્કાર્યો થયાં હોય તો વળી વિશેષ આનંદ થાય છે. આ આનંદ પ્રદર્શિત કરવા વર્ષગાંઠ ઉજવવાનો આપણામાં રિવાજ છે. જેમ મનુષ્યના સંબંધમાં આ પ્રમાણે થાય છે તેમજ અમુક હેતુથી સ્થપાએલી કોઈ સાર્વજનિક સંસ્થા પણ અમુક વર્ષ સતત ચાલુ રહે અને તેના હેતુઓ સફળ થતા જાય તો તેને માટે પણ તેના સ્નેહીઓ અને શુભેચ્છકોને આનંદ થયા વગર રહે નહિ. નામદાર બ્રિટિશ સરકારના રાજ્યમાં સાર્વજનિક સંસ્થાઓના આવા ઉત્સવ કરવાનો રિવાજ છે. પચાસ વર્ષ પૂરાં થતાં 'સોનેરી મહોત્સવ' (ગોલ્ડન જ્યુબિલિ) કરવામાં આવે છે અને સાઠ વર્ષ પૂરાં થતાં 'હીરક મહોત્સવ' (ડાયમન્ડ જ્યુબિલિ) કરવામાં આવે છે. સદ્ગત મહારાણી વિક્ટોરિયાના રાજ્ય અમલને સાઠ વર્ષ પૂરાં થતાં આવો મહોત્સવ કરવામાં આવ્યો હતો, એ આપ સર્વના સ્મરણમાં હશે જ. આપણી સોસાઈટીને 'હીરક મહોત્સવ' ઉજવવાનો શુભ પ્રસંગ મળ્યો છે તે માટે આપણને ઘણી ખુશી થાય એ સ્વાભાવિક છે. આ શુભ પ્રસંગ આપવા માટે પરમ કૃપાળુ પરમેશ્વરનો આપણે આભાર માની પ્રાર્થના કરીશું. આ સોસાઈટીનું જીવન ઘણું લાંબુ થાઓ, તેની શક્તિ તથા સાધનોમાં દિન પર દિન વૃદ્ધિ થતી જાય અને દેશકલ્યાણના ઉત્તમ કામો કરી દેશને વિશેષ લાભ કરવા તે ભાગ્યશાળી થાઓ.

એક મનુષ્યના લાંબા આયુષ્યથી જ આનંદ માનવાનો નથી. આનંદનો ખરો આધાર તો તે મનુષ્યે પોતાના જીવનમાં કરેલા કાર્યો ઉપર રહે છે. સાઠ વર્ષ જેટલી લાંબી જીંદગી ભોગવ્યા છતાં પોતાની

દેશાઈના પ્રમુખપણા નીચે કરવામા આવી હતી. આ પ્રસગે સોસાઇટીના આખા મકાનને વજાપતાકા તથા આસોપાલવના તોરણ વગેરેથી સુશોભિત કરવામા આવ્યુ હતુ, તેમજ સભાસ્થાન–પ્રેમાભાઇ હૉલ–ને પુષ્પહાર તથા સુશોભિત વૃક્ષ વેલીઓથી શણગારી આખને અને મનને શાન્તતા આપે એવો દેખાવ કરવામા આવ્યો હતો. આ મહોત્સવમા ભાગ લેવા માટે સોસાઇટીના સર્વે લાઇફ મેબરો ઉપરાંત ગુજરાત કાઠીઆવાડના વર્તમાનપત્રો તથા માસિકપત્રોના અધિપતિઓને તેમજ ગ્રન્થકારો, સુશિક્ષિત અને પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોને તથા સન્નારીઓને આમત્રણ કરવામા આવ્યા હતા. આ આમત્રણને માન આપી અમદાવાદના હિન્દુ, મુસલમાન, પારસી, યુરોપીયન વગેરે સર્વે કોમના ગૃહસ્થોએ પધારવા તસ્દી લીધી હતી, એથી ઉત્સવના ચારે દિવસ સભાસ્થાન ચીકાર ભરાઈ ગયુ હતુ. આ ઉત્સવમા ભાગ લેવા માટે બહાર ગામથી નીચેના ગૃહસ્થો ખાસ પધાર્યા હતા —

રા. બ. રણછોડભાઈ ઉદયરામ, — મહુધા.
રા. રા. ધીરજલાલ નરભેરામ કવિ, — ભરૂચ
રા. રા. જગજીવન દયાળજી મોદી, — વડોદરા
રા. રા. નરસિંહભાઈ ઈશ્વરભાઇ પટેલ, — મહેમાપુર
રા. રા. કાશીરામ ચુનીલાલ કીનખાબવાળા, — વીસનગર

નીચેના ગૃહસ્થો જાતે હાજર નહી રહી શકવાથી તેમણે તાર તથા પત્રના મોકલીને મુબારકબાદી આપી મહોત્સવની ફતેહ ઇચ્છી હતી —

૧ નેક નામદાર રાજાજી સાહેબ, — લુણાવાડા
૨ રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, — લુણાવાડા
૩ એ. માસ્ટર, એક્ટીંગ આસિસ્ટંટ કલેક્ટર સાહેબ, — અમદાવાદ
૪ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, — રત્નાગિરી
૫ પારસી લેખક મંડળના પ્રમુખ મિ. – આર. કામા, — મુંબઈ
રા. હીરાભાઇ પ્રેમચંદ રાયચંદ — ,,
૭ રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, — ,,
૮ રા. રા. મણિશંકર રતનજી ભટ્ટ, — ભાવનગર
૯ રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, — રાજકોટ
૧૦ રા. રા. જન્મશંકર મહાશંકર બુચ, — ,,
૧૧ રા. રા. નર્મદાશંકર વચાભાઈ — ,,
૧૨ રા. રા. ડાહ્યાભાઇ નંદુભાઇ પુરોહિત, — વડોદરા
૧૩ દેસાઈ નરસિંહ કેશવલાલ, — વીરમગામ.

છપાવ્યા છે. આ પુસ્તકો વડે દેશની તથા ભાષાની કેટલી સેવા બજાવાઇ છે તેનો નિર્ણય કરવાનું કામ આપનું છે

ભાષા એ વિચાર દર્શાવવાનું સાધન છે, અને તેથી વિચારોના વધણ પ્રમાણે તે મહુવી કે ઓછી બને છે. વિચારોની વૃદ્ધિ સાથે ભાષામાં નવા નવા શબ્દોની પણ વૃદ્ધિ થતી જાય છે. આ વધારામાં સોસાઇટીએ પોતાના પુસ્તકો દ્વારા તેમજ 'બુદ્ધિપ્રકાશ' દ્વારા ભાગ લીધો છે, અને તેની અસર આપણી ભાષા ઉપર ઘણી અસરો થઈ છે. સાઠ વર્ષ પહેલાની અને હાલની ભાષામાં પડેલો તફાવત એ તેની સાબીતી છે.

ભાષાના સમ્બધમાં તેમણે જણાવ્યું કે ગુજરાતી ભાષાના સારા શબ્દ-કોષની ખોટ જણાવવામાં આવે છે, પરંતુ તે કરાવવામાં કેટલીક બાબતો બહુ હરકતકર્તા છે. આપણી ભાષા હજી જોઇએ તેવી ખેડાએલી ન હોવાથી દિવસ દિવસે નવા નવા શબ્દોનો વધારો અને ઉમેરો ભાષામાં થતો જાય છે. વળી આપણી ભાષાની જે વિશેષ સ્થિતિ છે તે તરફ પણ લક્ષ આપવું જોઇએ. હિંદુઓ સંસ્કૃત શબ્દોનું ભરણું કરવા માગે છે અને પર્શીયન શીખેલાઓ તે ભાષાના શબ્દોનું ભરણું કરવા માગે છે પરંતુ સારા વિચાર પ્રમાણે ભાષાનું બંધારણ જનસમૂહની ઉપયોગિતા વિચારીને રચવું જોઇએ, કે જેથી લોકો પોતાના વિચાર સહેલાઇથી એક બીજાને ભાષા દ્વારા જણાવી શકે

સારા આધારભૂત શબ્દકોષની અગત્ય ઘણા વર્ષ થયા સોસાઇટીને લાગે છે, અને તે માટે સોસાઇટીનો પ્રયાસ ઘણી લાંબી મુદતથી ચાલુ છે, અને આ મહાભારત નિમિ ઘણા વર્ષો થયા આરંભેલુ એ કામ જેમ બને તેમ જલદી પૂરું કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. આશા છે કે હવે તે થોડી મુદતમાં પાર પડશે

ભાષાની જોડણીનો સવાલ પણ ગુંચવણ ભરેલો છે. વિદ્વાનોની જુદી જુદી લેખનપદ્ધતિને લીધે આ ગુંચવાડામાં વધારો થતો જાય છે આ ગુંચવાડા વધારવાને બદલે એ ઓછો કરવાની જરૂર છે, અને તેમ કરવા સહેલી ને અનુકૂળ જોડણી માટે વ્યવસ્થા થવાની જરૂર છે હવે હું આપનો વધારે વખત ન રોકતા આપણા વિદ્વાન પ્રમુખ સાહેબને પ્રમુખ તરીકેનું ભાષણ કરવાની વિનતિ કરું છું પછી દી. બ. અંબાલાલભાઇએ ભાષણ કર્યું હતું +

---

+ જુવો પૃ. ૨૩૪ (પરિશિષ્ટ ૯)

શક્તિ વધારી ન હોય અથવા હેતુ અનુસાર ઉપયોગી કામો કર્યાં ન હોય, તો તેને ઉત્તેજન મદદ વગેરે એળે ગયા બરાબર છે. આ સોસાઇટીએ પોતાના આજ સુધીના લાંબા જીવનમાં કેટલું બળ મેળવ્યું તથા શા શા કામો કર્યા તેનું આ પ્રસંગે અવલોકન કરવાની જરૂર છે. મહાત્મા એલેકઝાંડર કીનલાક ફાર્બસ સાહેબે, દેશમાં વિદ્યા તથા જ્ઞાનની વૃદ્ધિ કરવાના મુખ્ય ઉદ્દેશથી આ સોસાઇટીની સ્થાપના સન ૧૮૮૮ ના ડીસેમ્બર માસની ૨૮ મી તારીખે કરી હતી. આ મહાત્મા પુરુષનો હેતુ ધીમે ધીમે સફળ થતો ગયો છે, અને તેને ઉત્સાહી કામ કરનારાઓ વખતોવખત મળી આવ્યા છે, તેમના પ્રયાસનું આપણે આ ફળ ભોગવીએ છીએ. સોસાઇટીએ પોતાનો હેતુ કઈ રીતે પાર પાડ્યો છે અને સહાયકોએ કેવી ની રીતે સહાયતા આપી છે તે વિગતવાર અત્યારે કહેવાની જરૂર હું ધારતો નથી. બીજે કોઈ પ્રસંગે જણાવીશ, પણ સોસાઇટીની સન ૧૯૦૮ આખરની સ્થિતિનો કંઇક ખ્યાલ આપવા ટૂંકમાં હકીકત જણાવવી યોગ્ય ધારું છું.

સોસાઇટીના કુલ વાર્ષિક મેમ્બરો ૫૭૦ હયાત છે, અને ૧૦૧ સાર્વજનિક લાઇબ્રેરીઓ રજીસ્ટર થએલી છે

સોસાઇટીની પોતાની કુલ મીલકત રૂ. ૧,૬૦,૪૦૩-૧-૨ છે. તેમાં રૂ. ૯૦,૯૦૦-૫-૧૧ [illegible], રૂ. ૨૦,૮૯૮-૩-૦ સ્થાવર મીલકત અને રૂ ૪૮,૬૦૪-૮-૩ જંગમ મીલકત છે.

સોસાઇટી હસ્તક જુદા જુદા ગૃહસ્થો તરફથી સોંપાએલા ટ્રસ્ટ ફંડો ૭૯ રૂ ૨,૨૪,૫૦૮-૧૨-૧૦ ના છે, અને તેનો વહીવટ સોસાઇટી કરે છે. આ ફંડોની વિગત આ પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| ૧૧ | પુસ્તકવૃદ્ધિ માટેના ફંડ તેની એકંદર મુદલ રકમ | રૂ | ૪૪૯૦૦—૦—૦ |
| ૪ | પુસ્તકવૃદ્ધિ તથા વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના ફંડ | ,, | ,, ૧૭૭૮૨—૦—૦ |
| ૫૯ | વિદ્યાર્થીઓને ઉત્તેજન માટેના ફંડ | ,, | ,, ૧૪૩૪૦૨-૧૨-૧૦ |
| ૫ | લાઇબ્રેરીઓ માટેના ફંડ | ,, | ,, ૧૮૪૨૪—૦—૦ |
| ૭૯ | | કુલ | ૨,૨૪,૫૦૮-૧૨-૧૦ |

ગુજરાતી ગ્રંથકારોને તથા લેખકોને જુદી જુદી રીતે મદદ આપવા ઉપરાંત સોસાઇટીએ પોતે વિવિધ વિષયોના ૨૫૧ પુસ્તકો નવાં લખાવી,

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના માનવંત પ્રમુખ,
## ઓનરરી સેક્રેટરી તથા સભાસદો,

આપની સોસાઇટીની કારકીર્દીમાં ડાયમંડ જ્યુબિલીનો શુભ અવસર પ્રાપ્ત થયાથી તે માંગલિક પ્રસંગ જાહેર રીતે ઉજવવાનો સમારંભ સોસાઇટીએ આદર્યો છે, તેમાં ગુજરાત સાહિત્ય સભા આનંદથી સામીલ થાય છે અને છેલ્લા સો' વર્ષમાં સોસાઇટીએ ભાષાની ઉન્નતિ અને સાહિત્યના ઉત્કર્ષ અર્થે આદરેલા પ્રયાસોની માન અને આભારની લાગણીથી નોંધ લઇ, આપના કાર્યમાં મળેલી ફતેહ માટે અભિનન્દન આપે છે.

ગુજરાતી ભાષા અર્ધી સદી ઉપર માત્ર ગરીબડી ભાષા હતી. તેમાં વાંચવા લાયક મુદ્રિત પુસ્તકોનું ભંડોળ કંઇ ન હતું. લોકો અજ્ઞાન અને વહેમી હતા તેવે વખતે સાહિત્યની વૃદ્ધિની અને વિદ્યાની પ્રગતીની મહાન સંસ્થા ઉત્પન્ન કરી આખા ગુજરાતમાં એક સામયિક પત્ર અને લાયબ્રેરી સ્થાપી અને વિચાર ફેલાવા અનેક રીતિઓ ગ્રહણ કરી, સોસાઇટીએ જે જનસેવા કરી છે તેની આજ તુલના કરવી મુશ્કેલ છે.

આપની પ્રવૃત્તિમાં સાહિત્ય અને શિક્ષણદ્વારા સમાજની ઉન્નતિ કરવાનો ઉચ્ચ ભાવ પણ સમાયેલો છે. એ ઉન્નતિને અનુસરી સ્ત્રી કેળવણી તથા સ્ત્રીજાતિની ઉન્નતિના મહત્વના વિષયને સોસાઇટીએ પોતાના કાર્યક્રમમાં પ્રથમથી સ્થાન આપ્યું છે તે સોસાઇટીના સંસ્થાપકોની દીર્ઘ દૃષ્ટિનું દર્શન આપે છે.

ભાષા ખિલવવામાં અને સાહિત્યસમૃદ્ધિ કરવામાં સોસાઇટીએ બજાવેલી સેવા મહાન અને પ્રશંસનીય છે. પ્રથમાદિ સ્ત્રીકેળવણી અને સામાજીક ઉન્નતિ માટેના અને સામાન્ય વિદ્યાવર્ધનના અનેક ફંડો જે સોસાઇટીને સોંપાયા છે તે સોસાઇટીની પ્રતિષ્ઠા, તેના દાતાઓની પ્રીતિ અને તેના વિષે પ્રજાનો વિશ્વાસ પુરવાર કરે છે. સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલાં અનેક પુસ્તકોથી ગુજરાતી ભાષાના ભંડારમાં ભારે વધારો થયો છે.

ટુંકામાં ગુજરાતી ભાષાના સાહિત્યના અને ગુજરાતી પ્રજાના જ્ઞાનના વિકાસ અર્થે અનંત પ્રયત્ન કરી તથા સર્વ પ્રકારની અનેક રીતના ઉપજાવી સમસ્ત ગુજરાત દેશને સોસાઇટીએ આભારી કર્યો છે અને પ્રજાની ઉન્નતિનું કાર્ય સરળ અને સતેજ કર્યું.

## ( દિવસ ચોથો તા. ૧૨, માર્ચ ૧૯૦૯. )‡

## સાક્ષરસમ્મેલન અને 'ગુજરાત સાહિત્ય સભા'નું અભિનન્દનપત્ર.

મહોત્સવનો આજનો છેલ્લો દિવસ બાલસમ્મેલન માટે મુકરર કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે હોલમાં બેઠકનો ક્રમ હમેશ પ્રમાણે ન રાખતાં મોટા ચોરસ જેવી રીતે એની જુદી જુદી ચતુષ્કોણ બેઠકના મધ્યમાં પુષ્પગુચ્છ તથા ઝાડના કુંડાઓ ગોઠવી બેઠક રમણીય કરવામાં આવ્યો હતો. આથી પ્રેમાભાઈ હોલ નાના નાના છોડ, વેલીઓ અને પુષ્પથી સુશોભિત ઉપવનના રૂપમાં ફેરવાઈ ગયો હતો. આ પ્રસંગ માટે પ્રસિદ્ધ કવિઓ તથા સાક્ષરોનાં ખાસ પસંદ કરેલાં કાવ્યો જુદી જુદી કેળવણીશાળાઓમાં ઉતરાવવામાં આવ્યાં હતાં.

પધારેલા ગૃહસ્થોએ કેટલોક વખત અરસપરસ વાર્તા અને વાર્તાવિનોદમાં ગાળ્યા પછી નિશાળોમાં ઉતરાવેલાં કાવ્યોમાંનાં કેટલાંક કાવ્યો ગવરાવવામાં આવ્યાં હતાં. મિ. ખબરદારનું "ગુણવંતી ગુજરાત"નું કાવ્ય મા. વિદ્યાર્થી રમણભાઈએ તથા રા. રા. ગણપતરામ ગોપીનાથ પુત્રે મધુર કંઠે ગાઈ સંભળાવ્યું હતું અને રા. રા. રમણભાઈ મહીપતરામે ×"**ભોમીઆને દીવેલી ભુલથાપ**"નો હાસ્યરસપૂર્ણ લેખ વાંચી સંભળાવ્યો હતો. પ્રસંગાનુકૂળ કાવ્યોથી તેમજ રા. રા. રમણભાઈના વાચનથી સર્વે ગૃહસ્થોને ઘણો આનંદ થયો હતો.

કેટલોક વખત આ પ્રમાણે આનંદમાં ગાળ્યા પછી અત્રેની 'ગુજરાત સાહિત્ય સભા' તરફનું નીચેનું અભિનન્દનપત્ર, તે સભાના પ્રમુખ રા. રા. રમણભાઈએ વાંચી સંભળાવ્યું હતું.

---

‡ [ બીજે દિવસે રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ "ભાષાશુદ્ધિ વિષે કેટલાક વિચાર" એ વિષય પર અને ત્રીજે દિવસે રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠે "ગુજરાતી નાટકો અને નટસંસ્થા" એ વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં, તે પ્રસ્તુત વિભાગ ધાર્યા કરતાં બહુ મોટો થઈ જવાથી અત્રે છાપ્યાં નથી તે માટે જુઓ બુદ્ધિપ્રકાશ, એપ્રિલ, સન ૧૯૦૯ ]

× આ લેખ "જ્ઞાનસુધા" માં સન ૧૮૯૬ના અંક ૮ થી ૧૨ માં છપાયો છે.

આ માંગલિક પ્રસંગની યાદગીરી કાયમ રહેવા સોસાઇટીએ જે ઉત્તમ યોજનાઓ કરી છે તેની પુષ્ટિમાં ગુજરાત સાહિત્ય સભા સોસાઇટીના ઉચ્ચ ઉદ્દેશો પ્રત્યેની પ્રીતિથી નીચેની સૂચના રજુ કરે છે તે વિશે અવકાશે અને અનુકૂળતાએ યોગ્ય વિચાર થવા વિનંતિ છે

(૧) બ્રિટિશ મ્યુઝીયમ સરખી ગોઠવણ સોસાઇટીના મકાનના એકાદ વિભાગમાં, લેખક અને વાચકોની સગવડ માટે એનાયદી કરવી

(૨) ગુજરાતના પ્રાચીન સાહિત્યક્ષેત્રોની માપણી (Bibliographical Survey) કરવી હાલમાં જે હસ્તલિખિત ગ્રંથો જુદે જુદે સ્થળે માલુમ પડે તેની પુરતી માહિતી મેળવી તેનું સવિસ્તર (descriptive) પત્રક (catalogue) તૈયાર કરવું, તથા વેચાતા મળી શકે તેવા કીમતી હસ્તલેખ ખરીદી સંગ્રહવા.

છેવટ સોસાઇટી ઉત્તરોત્તર વધારે ને વધારે ઉત્કર્ષ પામતી જાય યશ મેળવતી જાય અને સાહિત્ય વૃદ્ધિના, દેશોન્નતિના તથા લોકોપયોગિતાના કાર્યોમાં સિદ્ધિ મેળવતી થાય એ પ્રભુ પાસે પ્રાર્થના છે

| | |
|---|---|
| અમદાવાદ. | રમણભાઈ મહીપતરામ નીલકંઠ, |
| તા. ૧૨ મી માર્ચ ૧૯ | પ્રમુખ, ગુજરાત સાહિત્ય સભા. |



આ અભિનન્દનપત્રનો સ્વીકાર કરતાં, પ્રમુખ દીવાન બહાદુર અંબાલાલભાઈએ ગુજરાત સાહિત્ય સભાનો આભાર માની જણાવ્યું કે, આ સાહિત્ય સભા સોસાઇટીની નાની બહેન છે સોસાઇટીનો હેતુ આખા ગુજરાતમાં વિદ્યા અને જ્ઞાનની વૃદ્ધિ કરવાનો અને તે રીતે ઉન્નતિ કરવામાં સહાયભૂત થવાનો હોવાથી, યોગ્ય રીતે અને યોગ્ય સમયે મિત્ર ભાવે જે સૂચનાઓ કરવામાં આવશે તે વિષે સોસાઇટી જરૂર વિચાર કરશે છેવટ કમિટીના આમંત્રણને માન આપી આ મહોત્સવમાં પધારવા માટે સર્વનો આભાર માની તેમણે જણાવ્યું કે, સોસાઇટીની આ સાઠી પ્રમાણે સો વર્ષનો મહોત્સવ ઉજવવાનો માંગલિક પ્રસંગ આવે ત્યારે તે આના કરતાં વધારે ઉત્સાહ અને ઉમંગથી ઉજવાય એવી હું આશા રાખું છું

સોસાઇટિએ એ રચનાનું કામ કેમ ન કર્યું તેનો ખુલાસો થશે બીજુ ગુજરાતી ભાષાની સ્થિતિ અન્ય પ્રાન્તની ભાષાઓ કરતા જુદી તરેહની છે અને તેથી એના નિયમમા કેટલીક અડચણો નડે છે. દાખલા તરીકે, હિન્દુ પારસી ખોજા વગેરે વિવિધ કોમના માણસો એનો ઉપયોગ કરતા હોઇ એના ઘણાક પ્રશ્નોનુ સર્વમાન્ય સમાધાન કરવુ કઠણ પડે છે "હિન્દુઓ સસ્કૃત શબ્દોનુ ભરણુ કરવા માગે છે, પર્શિયન શીખેલા પર્શિયન શબ્દોનું ભરણ કરવા માગે છે-વગેરે છેવટે, પોતાનો મત જણાવી કહ્યુ કે-'ગરજ, વિચાર, રીતભાત એ બધા ઉપર આધાર રાખીને ભાષા બધાય છે મારા વિચાર પ્રમાણે ભાષાનુ બધારણ જનસમૂહના ખપમા આવે તેવુ થવુ જોઇએ જોડણી માટે પણ તેમ થવુ જોઇએ"

સોસાઇટિ સામે જે ત્રણ ચાર મ્હોટા આક્ષેપ કરવામા આવે છે કે તેણે આજ પર્યન્ત એક પણ કોષ બહાર પાડયો નથી, જોડણી સબધી સર્વમાન્ય નિયમો ઘડયા નથી, 'નરપદી' શૈલીને જ ઉત્તેજન આપ્યા કરીને ભાષાને સમૃદ્ધ કરતી બનાવી નથી, એનો રા રા શાન્તિલાલ કરભાઇએ ઉપરના શબ્દોમા કેટલેક એક વિચારના લાયક ઉત્તર વાળ્યો છે વળી, તેઓ સોસાઇટિની નાણા સબન્ધી સ્થિતિ વિષે માત્ર આકડા આપીને જ આત્મ સ્તુતિથી દૂર રહ્યા છે, પરતુ ભવિષ્યમા સોસાઇટિ સાહિત્ય સેવાના નવા માર્ગો ઉઘાડશે તો તેમા પણ રા રા લાલશકરે સપાદન કરેલી ઉત્તમ આર્થિક સ્થિતિ સાધનભૂત થશે એ વાત ભૂલવા જેવી નથી

પ્રમુખ તરીકે દિ બ અબાલાલ સાકરલાલ દેસાઇએ ભાષણ આપ્યુ એ દેશહિતૈષી વિદ્વાનના ભાષણો હમેશ શ્રોતા જિજ્ઞાસા અને માનપૂર્વક સાભળે છે, અને સભળી વિચારવત થઈ ઘેર જાય છે ભાષાના અલકારની એ વિદ્વાને કદી દરકાર રાખી નથી પણ સર્વ અલકારનો અલકાર-દૃઢ આત્મ નિશ્ચય-તે એમની વાણીને સમર્થ બનાવે છે, અને પ્રત્યેક વાક્ય પાછળ દીર્ઘ અનુભવ અને ગભીર મનન રહેલા છે, એમ પગલે પગલે પ્રતીતિ થાય છે સોસાઇટિની શરૂઆત શી રીતે થઈ ઈત્યાદિ જણાવીને, એના કામની તુલના કરવાની બાબતમા એમણે એક ઉત્તમ-ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ રજુ કર્યું તેમણે જણાવ્યુ કે—

"જૂદા જૂદા કાળ પ્રમાણે સોસાઇટિનો ઉપયોગ થતો ચાલ્યો છ પ્રથમ કાળ અજ્ઞાન અને વહેમોને દૂર કરી જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો અને તેથી તે વખતે ભૂત જાદુ વગેરેને લગતા પુસ્તક પ્રકટ થયા અને

વધારાને માટે બુદ્ધિપ્રકાશ શરૂ કર્યું. પ્રથમ ત્રીસ વર્ષ આ પ્રમાણે ક્રમ ચાલ્યો...

તે પછી યુનિવર્સિટિની કેળવણીનો ફેલાવો થતાં અંગ્રેજીના ભાષાંતરો માટે પ્રયત્ન થવા લાગ્યો અને હાલ હજુ તે દિશા ચાલે છે. મરાઠી, બંગાળી અને સંસ્કૃતમાંથી પણ ભાષાંતરો થયાં છે. ગુજરાતીમાં માટે પણ પુસ્તકો થવા લાગ્યાં છે. આ પ્રમાણે વખત પ્રમાણે કામ થતું ચાલ્યું છે"

ઇત્યાદિ કહીને સોસાઇટિએ કરેલા કામ માટે સન્તોષ જાહેર કર્યો. એમના જ ગંભીર શબ્દો અત્રે ઉતારીએ તો—

"આ લાંબા વખતમાં કરવાનાં કામો રહી ગયાં હશે અથવા વહેલાં કરવાનાં કામો મોડાં પણ થયાં હશે, પણ મંડળીના કામની તુલના તેની પરિસ્થિતિ ઉપરથી કરવી જોઇએ. પોતે એ સ્થિતિમાં આવીને તેનો તોલ કરવો જોઇએ. તે પ્રમાણે મિત્ર દૃષ્ટિથી તુલના કરતાં અપૂર્ણતાઓ રહેલી છતાં પણ કહેવું જોઇએ કે સોસાઇટિનું કામ અસંતોષકારક નથી"

શાન્તિથી વિચાર કરી જોતાં દિ. બહાદુરના ઉપલા અભિપ્રાય સાથે મળ્યા વિના ચાલે તેમ નથી. ઘણી વાર એમ પૂછવામાં આવે છે કે ગુજરાતના ગદ્ય અને પદ્યનો ઉત્તમ ભાગ સોસાઇટિની બહાર જ રચાયો છે એ શું? અમને આ આક્ષેપમાં જે આશ્ચર્ય સમાએલું છે તે બિલકુલ અસર કરતું નથી. અમારી સમજણ તો એવી છે કે જગતની પ્રતિષ્ઠિત સંસ્થાઓ અસાધારણ જનો માટે હોતી જ નથી. જેમ ધર્મના વિષયમાં સન્તો તે વર્ણાશ્રમ વ્યવસ્થાની બહાર જ વિલસે છે, તેમ નિબંધકર્તાઓની ઇનામી હરિફાઇથી કાર્લાઇલ કે મેકોલે, નર્મદ કે મણિલાલ જેવા ગદ્ય લેખક થવાતું નથી અને જે ગદ્યને લાગુ પડે છે તેજ સવિશેષ રીતે પદ્યને પણ લાગુ પડે છે. શું વ. સોસાઇટિ જેવી સંસ્થાનું કર્તવ્ય તે વિવિધ માર્ગે રસ ઉપજાવી અને પરિણામે વિજયવતી નીવડેલી પ્રવૃત્તિઓને સુપ્રતિષ્ઠિત કરવાનું છે—દ્રવ્યની મદદથી એનું કામ વિદ્વાનો ઉત્પન્ન કરવાનું નથી, પણ સિદ્ધ વિદ્વાનોને પુરસ્કાર આપીને નવી શોધખોળ કરવામાં તેઓનો ઉપયોગ કરવાનું છે અને આપણા દેશની ખાસ સ્થિતિ વિચારતાં એની એક વિશેષ ફરજ એ છે કે સસ્તાં, સરળ, અને મનોહર પુસ્તકો પ્રસિદ્ધ કરીને સર્વત્ર સાહિત્ય અને કેળવણીનો પ્રચાર કરવો અને એ રીતે આપણા પશુતુલ્ય બન્ધુજનોને મનુષ્ય બનાવવા.

ઉપયોગ કરીને કાપડ વણના આપણે શરમાતા નથી, બલ્કે કાપડ વણવાની પાશ્ચાત્ય પદ્ધતિનુ અનુકરણ કરવામા 'સ્વદેશી' નો વિજય માનીએ છીએ, તો સાહિત્યના વિષયમા એજ પ્રમાણે હજી કેટલોક વખત અનુકરણ કરવુ પડે તો એમા શુ ખોટું છે?

છેવટે પ્રમુખશ્રીએ સમસ્ત હિન્દુસ્થાનની એક ભાષા કદી પણ થઈ શકે એ આશા સ્વપ્ન તુલ્ય જણાવીને ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે ભવિષ્યમા શુ શુ કર્તવ્ય છે તે વિષે કેટલીક સૂચનાઓ કરી.

(૧) ઊંચી કેળવણી અને સર્વ જાતનુ જ્ઞાન દેશી ભાષામા મળે તેમ થવું જોઇએ.

(૨) જનસમાજમાના સર્વને સામાન્ય જ્ઞાન મળવુ જોઈએ, સરકાર વગરનુ એકપણ મનુષ્ય ન રહેવું જોઇએ.

(૩) સ્ત્રી કેળવણી સ્ત્રીઓની સ્થિતિને અનુસાર આપવાની જરૂર છે હાલની કેળવણી ઠીકઠીક મળે છે. અગ્રેજીની જરૂર નથી. અવકાશ હોય તો ભલે તેનો ઉપયોગ કરે.

(૪) સાહિત્યનો અર્થ નાટક કે કવિતાજ નથી. માણસના સર્વ જાતના નિખિલ વિચારોનો તેમા સમાવેશ થાય છે સાહિત્યના પ્રવાહને દેશ કલ્યાણના રસ્તે વાળવાની હવે જરૂર છે

(૫) ગુજરાતી ભાષાના સર્વ પુસ્તકોનો સંગ્રહ આ સોસાઇટિમા થવો જોઇએ

(૬) ગુજરાતી જૂનુ સાહિત્ય ઉધઈ ખાય છે તે હસ્તગત કરવામા ઢીલ થાય તેટલી ગુજરાતી સાહિત્યને હાનિ છે ગુજરાતી જૂના શિક્કા, તામ્રપત્રો વગેરેનો પણ સંગ્રહ થવો જોઇએ.

ઉપરની સૂચનાઓ પૈકી છેલ્લી બે તો સર્વમાન્ય છે અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ સાધી લઈ શકે એમ છે એટલુજ નહિ પણ એ સસ્થાનુજ એ પરમ કર્તવ્ય છે, અને ભવિષ્યમા એ તરફ વિશેષ લક્ષ અપાશે એમ સપૂર્ણ આશા રહે છે. દિવાન બહાદુરે દર્શાવેલી સાહિત્યના સ્વરૂપની વિશાળતા પણ હવે સર્વત્ર સ્વીકારાય છે, અને યદ્યપિ તે કરતા પણ એને વિશેષ વિશાળ માનીને મનુષ્યનુ મનુષ્યત્વ વધારે સ્ફુટ અને ઉન્નત કરવાનો સાહિત્યનો ઉદ્દેશ છે એમ કહીએ તો પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ જેવી સસ્થા તો દેશ કલ્યાણ કરતા વધારે ઉંચો અને વ્યવહાર સાધ્ય ઉદ્દેશ ભાગ્યેજ રાખી શકે એ સ્પષ્ટ છે. તથાપિ આ

સ્થળે એટલું કહ્યા વિના ચાલતું નથી કે સાહિત્ય તે માત્ર કવિતા કે નાટક જ નથી એમ ભવિષ્ય માટે સૂચના રૂપે સ્મરણ આપવું તે ગુ. વ. સોસાઇટિએ આજ પર્યન્ત કરેલું કાર્ય જોતાં જરા અસ્થાને દીસે છે. ગુ વ સો. એ તેમ માનવાની ભૂલ કરી નથી એટલુંજ નહિ પણ નાટક કે કવિતાનો સાહિત્યમાં સમાવેશ એને માન્ય હશે કે કેમ એ વિશે પણ એણે પ્રસિદ્ધ કરેલા પુસ્તકો જોતા શંકા ઉપજે છે! દિ. બ. અંબાલાલભાઇના સ્ત્રી કેળવણી વિષેના વિચાર પરત્વે મતભેદનો અવકાશ છે. તથાપિ વ્યક્તિના પ્રશ્ન તરીકે આ પ્રશ્નને ન વિચારતાં સમસ્ત દેશના પ્રશ્ન તરીકે એને વિચારીએ તો દિવાન બહાદુરનો નિર્ણય યથાર્થ અને સંગીન છે એમ કબૂલ કર્યા વિના ચાલશે નહિ. દેશમાં કેળવણી વિસ્તારવાની દિ બહાદુરે જરૂર બતાવી તે પણ સર્વમાન્ય છે, પરંતુ સાક્ષાત્ નિશાળો ઉઘાડીને એ કામ કરવું તે સોસાઇટિના કર્તવ્ય પ્રદેશની બાહેર છે કે કેમ એ વિષે શંકા રહેશે. દિવાન બહાદુરની પહેલી સૂચના ઉચ્ચ કેળવણી પણ દેશી ભાષા દ્વારાજ આપવી જોઇએ એ અતિ મહત્વની તેમજ અત્યારે સર્વ દેશમા સ્વીકારાતી કેળવણીની પદ્ધતિને અનુસરતી છે; તથાપિ અંગ્રેજીદ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ચાલતી રૂઢિ એવી ઉંડી જડ ઘાલી બેઠી છે કે એને ફેરવવી સર્વથા અશક્ય છે. પણ અશક્ય શા માટે છે? એમ જ્યારે અમે અમારા મનને વિશેષ પ્રશ્ન પૂછીએ છીએ ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ હજી આપણા જનસમાજમા તેમજ અધિકારી મંડળ સમક્ષ જોઇએ તેટલુ વજન પ્રાપ્ત કર્યું નથી એવા ખેદજનક ઉત્તર સિવાય બીજો ખુલાસો મળતો નથી

બીજે દિવસે 'ભાષા શુદ્ધિ' ઉપર ગુજરાત મેઇલ ટ્રેનીંગ કૉલેજના પ્રિન્સિપાલ રા રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી એઓએ કેટલાક વિચારો દર્શાવ્યા વિષય અપૂર્વ હતો, અને રા રા કમળાશંકરભાઇએ એ ઉપર બહુ જુસ્સાથી, દૃઢતાથી અને નિ:શંકપણે ભાષણ કર્યું એમણે શુદ્ધ ભાષા વાપરવાની આવશ્યકતા બતાવી, મમ્મટનું દોષનુ લક્ષણ તથા દોષના વિશેષ પ્રકારો લઇ એના ઉદાહરણો આપ્યા. એ ઉદાહરણો આજકાલ પ્રસિદ્ધ થતી અનેક ચોપડીઓ સરકારી રાહે પોતા પાસે અભિપ્રાય માટે આવે છે તેમાથી લીધેલા હતા, તેથી તે તે દોષો માત્ર કલ્પિત નથી પણ હાલ લખાતી ગુજરાતી ભાષામા ખરેખર નજરે પડે છે એમ જણાવ્યુ. બુક કમિટી સમક્ષ આવતા પુસ્તકોનો મોટો ભાગ અર્ધશિક્ષિત લેખકોને હાથે લખાએલો હોય છે એ જોતા, રા. કમળાશંકરભાઇએ બતાવેલી

ભૂલોમાંની ઘણીખરી વિદ્વજ્જનોને સ્વયંપ્રકાશ લાગે અને તેથી રા. કમળા-શંકરભાઇએ ઉઠાવેલો શ્રમ નિરર્થક જણાય; પરંતુ વિદ્વાનો કરતાં અર્ધ શિક્ષિત લેખકોજ દ્રવ્યકીર્તિ વગેરે વિવિધ લાલસાઓથી પ્રેરાઇ ગુજરાતી ભાષાના પુસ્તકોમા દિન પર દિન ઉમેરો કરતા આવે છે અને ગુજરાતી ભાષામાં કેટલાક દુષ્ટ પ્રયોગને રૂઢ બનાવતા જાય છે એ જોતાં રા. કમળા-શંકરભાઈનું ભાષણ આપણી ભાષાને બહુ ઉપયોગી સેવા બજાવશે એમ અમને લાગે છે.

આરંભમાં તેઓ દોષનું લક્ષણ આપવા જતાં પ્રસંગોપાત 'લક્ષણ' શબ્દના પ્રયોગ વિષે કેટલુંક બોલ્યા અને શાળોપયોગી પુસ્તકોમાં લક્ષણને બદલે 'વ્યાખ્યા' શબ્દ પ્રયોજાય છે તે સામે ટીકા કરી. રા. કમળાશંકરભાઈ માટે પૂર્ણ માન સાથે અમારે એટલું કહેવું જોઇએ કે આપણા વડીલ ગુજરાતી લેખકોએ Definition માટે 'વ્યાખ્યા' શબ્દ કેવળ અકારણ યોજ્યો નહતો. અત્રત્ય નૈયાયિકોનો 'લક્ષણ'-શબ્દ અને અંગ્રેજી Definition–Logical definition–તે સર્વથા સામાનાર્થક નથી. મિલ પરિપૂર્ણ સન્તોષકારક Definition માં એક નહિ, પણ એ શબ્દના અર્થમા સમાતા બધા અસાધારણ ધર્મોનું પ્રકટીકરણ આવશ્યક માને છે; અને સંસ્કૃત નૈયાયિકોનાં 'લક્ષણ' મા તો એકજ અસાધારણ ધર્મ આવે તો બસ એટલુંજ નહિ પણ જોઇએ તે કરતા અધિક વ્યાવર્તક–ભેદક ધર્મો હોય તો તેટલો અંશ પદકૃત્ય વિચારમા નિષ્પ્રયોજન ગણાઈ આક્ષેપને પાત્ર થાય છે. આ કારણથી પ્રાચીનોએ 'વ્યાખ્યા' શબ્દ વાપર્યો હોય તો આશ્ચર્ય નહિ. *

---

* The only adequate definition of a name is as already remarked, one which declares the fact and the whole of the facts, which the name involves in its signification,...... Differentia being seldom taken to mean the whole of the peculiarities constitutive of the species, but some one of those peculiarities only, a complete definition would be per genus et differentias, rather than differentiam. It would include with the name of the superior genus, not merely some attribute which distinguishes the species intended to be defined...but all the attributes implied in the name of the species—Mill's Logic.

વસ્તુતઃ આપણા નૈયાયિકોની 'લક્ષણ' ની સમજણ બરાબર છે કે મિલ્લની 'Definition' ની બરાબર છે કે મિલ્લની Definition ને મળતા અર્થમાં પણ અન્ય સંસ્કૃત તત્વજ્ઞોએ લક્ષણ શબ્દ વાપર્યો છે. ઇત્યાદિ વિચાર ભાષાશુદ્ધિના વિષયની બહાર જાય છે; અને તેથી આપણી પૂર્વના લેખકોએ વસ્તુવિચારમાં ગમે તે ભૂલ કરી હોય પણ ભાષાશુદ્ધિની ભૂલ તો તેઓએ કરી જણાતી નથી.

સંસ્કૃત અને ફારસીમાંથી ગુજરાતીમાં આવેલા તત્સમ શબ્દો મૂળ રૂપમાં લખવા જોઇએ એ નિયમ વિચારમાં સારો છે. પણ આચારમાં ઉતરતાં પ્રશ્ન થાય છે કે આ બન્ને ભાષાનું પુખ્ત જ્ઞાન વિદ્વાનોમાં દુર્લભ છે તો સામાન્ય વર્ગના લેખકોમાં તો એની આશા કેમ રાખી શકાય? આ ઉપરાંત, સંસ્કૃત શબ્દો પરત્વે પણ દિ. બ. અંબાલાલભાઇએ પ્રમુખ તરીકે કહ્યું હતું તે સ્મરણમાં રાખવા જેવું છે કે ગુજરાતી ભાષા તે સંસ્કૃત ભાષાની કન્યા ખરી પણ તે હવે આંગળી છોડીને છૂટી ચાલતાં શીખી છે. દાખલા તરીકે 'પ્રશ્નોદ્ધાર' 'વિન્ધ્યાચળ પર્વત' ઇત્યાદિ પ્રયોગ સ્હામેનો રા. કમળાશંકરનો વાંધો આ વસ્તુસ્થિતિના વિસ્મરણમાં ઉત્પન્ન થએલો અમે માનીએ છીએ. ભાષાના અનેક ફેરફારમાં સમાજનું અંગ (ઉદા. "દ્વારા") પ્રત્યયરૂપે લેખાવા માંડે છે અને આ વલણ આપણે છેક પાણિનિમાં પણ જોઇએ છીએ. વળી જો રૂઢિને લઇ 'सप्त सप्तर्षयः અને पञ्च पञ्चजनाः' એવા પ્રયોગો નભાવી લેવાય છે તો 'વિન્ધ્યાચળ પર્વત' કહેતાં છંછેડ અટકવાનું કાંઇજ કારણ નથી. એ રીતે તો 'કોન્સ્ટાન્ટિનોપલ' 'વિન્ડર્મીઅર' કે 'ફ્રૅંકફર્ટ' ન કહેતાં 'કૉન્સ્ટન્ટાઇન-શહેર' 'વિન્ડર સરોવર' કે ફ્રૅંકકિલ્લો એમ પ્રયોગોજ કરવા પડે! ભાષાશુદ્ધિના આવા કેટલા સત્યાગ્રહ બાદ કરતાં—રા. કમળાશંકરભાઇનાં દોષસૂત્રો અને તેના આકૃતિ શાળાપત્રમાં પ્રસિદ્ધ થશે ત્યારે ગુજરાતી લેખકોને તેથી લાભ થયા વિના રહેશે નહિ.

ત્રીજે દિવસે રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ એમણે ગુજરાતી નાટકો અને નવલકથાઓ ઉપર એક રસિક અને ગુજરાતી સાહિત્યના પરિચયથી ભરપૂર એવો નિબન્ધ વાંચ્યો. નવલકથાના કારણચિન્તનમાં, ઇંગ્લંડમાં પ્યુરિટન લોકોએ નાટકશાળા બંધ કરી અને તેથી નાટકને સ્થાને નવલ-કથા ઉત્પન્ન થઇ-મનુષ્યહૃદયના સમારાધનનું એક દ્વાર બંધ થતાં બીજું ઉઘડ્યું એટલી એક નાની સરખી વાત ઉમેરવા ઉપરાંત એ

નિબન્ધ ઉપર કાંઈ કહેવાનું રહેતું નથી. ગુજરાતી નાટકો અને નવલકથાઓનું એમાં કરેલું ઐતિહાસિક અને સહૃદયતાભર્યું અવલોકન સમગ્ર વાંચવા જેવું હોવાથી એ નિબન્ધ સમસ્તમાં અમે હવે પછી પૂરેપૂરો આપીશું.

ચોથે દિવસે સાક્ષરજનોનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમાં નીચેના કાવ્યો ફોનોગ્રાફમાં ગાવામાં આવ્યા હતા.

૧ ઈશ્વર પ્રાર્થના ... . ... ભોળાનાથ

૨ અભિનંદન ... ... ... ... નરસિંહરાવ

૩ વસન્ત ( આવો આવો વસંત વધાવો ) ... કવિ દલપતરામ

૪ ગુર્જરીગિરા ... ... ... ... કવિ પ્રેમાનંદ

૫ જય જય ગરવી ગુજરાત ... ... કવિ નર્મદાશંકર

૬ ગુણવંતી ગુજરાત ... .. ... ખબરદાર

૭ ગુજરાતની મુસાફરી ... ... ... નવલરામ

૮ કાશી ( ગગને આજ ) ... ... મણિલાલ

૯ વસંત ઋતુ ખીલ્યો વનમાં—ગરબી .. કવિ દલપતરામ

૧૦ વીરની વિદાય .. ... ... પ્રેમભક્તિ

૧૧ મહેમાનોને પ્રાર્થના .. .. ... રતન



## *પરિશિષ્ટ ૧૩

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સૂચના

(૧) **સાહિત્ય સભાઓ.** સાહિત્ય પ્રવૃત્તિ એકજ સ્થળે સમાઈ ન રહેતાં, ચોગરદમ ફેલાય, અને જુદી જુદી સંસ્થાઓ, સાહિત્યનાં અનેક કાર્યો પોતાની અનુકૂળ રીતે ઉપાડી લઈ, કાર્યની વહેંચણી કરે તો, સાહિત્યનો વેગ બહુ સતેજ અને મોટો થાય અને કામકાજમાં **સરલતા, વ્યવસ્થા, સંગીનતા અને સુગમતા આવે.**

અર્થશાસ્ત્રમાં 'કાર્યની વહેંચણી' નો નિયમ બહુજ જાણીતો છે. એટલે બહુ લાંબા વિવેચનની જરૂર નથી. વાસ્તે જો ગુજરાતનાં મુખ્ય. શહેરો, જેવાં કે સુરત, ભરૂચ, નડિયાદ, વિગેરેમાં તેમજ ઇલાકાના પાયતખ્ત મુંબાઇમાં અને કાઠિઆવાડના રાજકોટમાં જે જે સાહિત્ય. ઉન્નતિ અર્થે સંસ્થાઓ સ્થપાઇ હોય, તેમની સાથે, સોસાઇટી, નિકટ સંબંધમાં આવી, તેમને જોઇતી મદદ આપી, કેટલીક ગોઠવણ કરે તો બેશક બહુ લાભ થાય એમ અમારૂં માનવું છે. નડિયાદમાં 'યંગમેન. યુનીઅન' છે. વડોદરામાં શ્રેયસાધક વર્ગ અને સુરતમાં નાગર એસોસીએશન અને નર્મદ લાયબ્રેરી, વિગેરે છે. મુંબઇમાં પારસી લેખક મંડળ, હિંદુ યુનિયન આદિ સંસ્થાઓ છે. જેમ યુનિવરસીટીને ભિન્ન ભિન્ન કોલેજ હોય છે તેવી રીતે સોસાઇટી કેન્દ્રમાં રહી; આ સર્વ સભાઓ સાથે પત્ર વ્યવહારથી, અને બીજી રીતિઓએ, ધાડો સંબંધ બાંધી, સાહિત્ય પ્રવૃત્તિ વધારવા ઘટતી સૂચનાઓ વખતો વખત કરે તો દરેકને મુશ્કેલીઓ ઓછી થઈ, કાર્યની સરળતા આવી, વખત, મહેનત અને પૈસાનો બચાવ થાય.

વળી, દરેક પ્રાંતની સંસ્થાઓ, આખા સાહિત્યના પ્રદેશને ખેડવાને બદલે, ફક્ત પોતાના સ્થળના જાણીતા સાક્ષરોના લખાણોનો બારિક અભ્યાસ કરી, ઉંડા ઉતરી, તેનો લાભ અન્ય સર્વને આપે તો તેથી કામમાં વિશેષ સંગીનતા પ્રાપ્ત થશે. છેવટે, સોસાઇટીએ સાહિત્ય પરિષદ પોતે ભરી, તેમાં આ સર્વ મંડળોને આમંત્રણ કરી, અરસપરસ સંબંધમાં આવી, લેખકો વચ્ચે, મિત્રાચારી અને સ્નેહ સારૂ સાધન કરી આપવાં જોઇએ. માત્ર વલણ અથવા હેતુ દર્શાવવાનો પ્રયત્ન છે. કાર્યની ઝીણી ઝીણી તપસીલો આમ બતાવી શકાય તેમ નથી.

---

* વસંત. વર્ષ ૭, અંક ૯. પાન ૪૦૩.

**સ્મારક ગ્રંથ.**

(૨) આ શુભ પ્રસંગની યાદગીરીમા એક સ્મારક ગ્રંથ રચાવો જોઇએ; તેમા ગુજરાતી સાહિત્યના વિવિધ પ્રદેશોમાં શરૂઆતથી, જે જે કાર્ય થયું હોય તેની નોંધ ગુજરાતના, જાણીતા વિદ્વાનો પાસે લખાવવી જોઇએ મુંબઈની રોયલ એસીઆટીક સોસાઇટીનો Centenary ગ્રંથ, આ સંબંધે કંઈક વિચાર આપી શકશે આથી આપણે કેટલો વધારો કરી શક્યા છીયે તે માલુમ પડશે અને ભવિષ્યમાં શું શું કરવાનુ બાકી છે તેનો બરોબર ખ્યાલ આવશે

યુરોપમા જેમ ગ્રીક અને લેટીન ભાષાના પુનર્ જીવનના પરિણામે, તે સમયની પ્રજા Middle Ages અંધકારના સમયમાથી દૂર થઇ, નવીન વિચાર અનુભવવા લાગી હતી, તેમ હાલ આપણે પોતાના જુના અને પશ્ચિમના નવીન વાતાવરણના સંગમના ફલરૂપે એક વિચિત્ર (?) સ્થિતિ પસાર કરીએ છીએ–આવા પ્રસંગે, ગયા જમાનાના સાધનોનો જો યોગ્ય સંગ્રહ થયો હોય તો ભવિષ્યના ઇતિહાસકારને, પાછલા ઇતિહાસમા, જે વિવિધ શક્તિઓ ગતિમા હોય, તે નિરખવાનુ બહુ સહેલુ બને

**ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.**

(૩) આજ સુધી આપણા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ લખાયો નથી તેથી, સોસાઇટીએ આ કાર્ય રા કેશવલાલ-ભાઇને સોપવું જોઇએ અથવા તો આ સારૂ રા રમણભાઈ, પ્રો ધ્રુવ, રા કમળાશંકરભાઈ અને રા કેશવલાલભાઇ એ વિદ્વાનોની એક કમિટી નીમી, સાહિત્યના ઇતિહાસના વિભાગ પાડી, દરેકે અમુક ભાગ ઉપાડી લેવાની બહુ જરૂર છે

**મ્યુઝીઅમ–Picture gallery**

(૪) ગુજરાતના જાણીતા સાક્ષરો, કવિઓ અને લેખકોની તેમજ વર્નાક્યુલર સોસાઇટીના આજ સુધીના પ્રમુખો અને ઓનરરી સેક્રેટરીની છબીઓ, સોસાઇટીના હોલમા ગોઠવવી જોઇએ. આ સર્વની વચ્ચે સોસાઇટીના સ્થાપક મી ફ્બેરબસનુ ઑઇલ–પેઇન્ટીંગ આ ઉપરાંત ગુજરાતના ઇતિહાસમા ઉપયોગી, મળી આવતી વસ્તુઓનો સગ્રહ કરી, તેનું રફતે રફતે મ્યુઝીઅમ કરે તો બહુ સારૂ થાય. કેમકે આવી જુની વસ્તુઓ, જેવા કે, તામ્રપત્ર, શિક્કા, શિલાલેખ, પ્રાચીન પુસ્તકો વિગેરે, વખતના વહેવા સાથે, આથડાઈ, કુટાઈ એવા તો અટવાઈ જાય કે જેનુ

નામ નિશાન પણ રહેશે નહિ. વાસ્તે આ બાબત પર ખાસ લક્ષ આપી, વખતસર સાવચેતીનાં પગલાં લેવાની બહુ જરૂર છે. આ કાર્ય સારૂ સોસાઇટીના આસિસ્ટન્ટ સેક્રેટરીને વર્ષના અમુક માસ, ગુજરાત અને કાઠીઆવાડમાં મુસાફરીએ મોકલવો જોઇએ. મુંબઈની એલ્ફીનસ્ટન કૉલેજના સંસ્કૃત પ્રોફેસરને અને રાજકોટ વોટસન મ્યુઝીયમના ક્યુરેટરને આ પ્રકારની, પોતાના કામ ઉપરાંત, વધારાની ફરજ છે. આર્કોલોજીના (Archeology) ડીરેક્ટરની તો આ ફરજ છે. જેઓએ, આ ગૃહસ્થોના રીપોર્ટ વાંચ્યા હશે, તેઓને ખાત્રીપૂર્વક જણાયું હશે કે હજુ પણ આ દિશામાં કરવાનું બહુ બાકી છે. મુંબઈની ફારબસ સભા અને સોસાઇટી, એ બંને આ કાર્ય ઉપાડે તો તે શું અઘટિત છે? તેની શું જરૂર નથી?

**અમદાવાદનો ઇતિહાસ.**

(૫) ઈ. સ. ૧૯૧૨-૧૩માં અમદાવાદ સ્થપાયે, પાંચસે વર્ષ પૂરાં થશે. વાસ્તે આ પાંચ સદીમાં અમદાવાદના ઇતિહાસમાં કેટલો ફેરફાર થઇ તેનો આધુનિક ઇતિહાસ તુલનાત્મક અભ્યાસ રીતે લખાવો જોઇએ. તે પ્રસંગે યોગ્ય ધામધુમ તો થશે પણ ઇતિહાસની યોજનાનું કાર્ય આજથીજ શરૂ થવું જોઇએ. મુંબઈની એશીઆટીક સોસાઇટીએ ડૉ. ડુન્દા પાસે મુંબઇનો ઇતિહાસ લખાવ્યો છે. વળી મી. એસ. એમ. એડવર્ડસેએ 'Rise of Bombay' મુંબાઇની ઉન્નતિ એ નામનો ગ્રંથ મુંબાઈના વસ્તીપત્રક સારૂ ખાસ લખ્યો છે. સરકારના ગેઝીટીઅર અને મુસલમાન ઇતિહાસો તેમજ પરદેશી મુસાફરો અને સિક્કા અને તામ્રપત્રથી છેલ્લી શોધખોળના આધારે, અમદાવાદનો ઇતિહાસ, પ્રજાદૃષ્ટિએ લખાવાની બહુ આવશ્યકતા છે.

**વાર્ષિક ભાષણ.**

(૬) વિલાયતમા જાણીતી સોસાઇટીઓમાં દર વર્ષે મંડળના પ્રમુખ તરફથી બહુ વિદ્વત્તાભરેલું ભાષણ અપાય છે. અને વર્ષમાં પોતાના ખાસ વિષયમાં જે જે વધારા અને ફેરફાર થયા હોય છે, તેનું દિગ્દર્શન કરે છે. મહારાષ્ટ્રમાં સોસાઇટી જેવું મોટું કોઇ મંડળ નહિ હોવાથી, ત્યાં 'ગ્રંથસંગ્રહ' એ નામની સંસ્થા મુંબઇમા છે તેના વાર્ષિક દિવસે મરાઠી સાહિત્યનો એકાદ વિદ્વાન સુંદર રસિક ભાષણ કરે છે તો આપણે અહિં સોસાઇટીની વાર્ષિક મીટિંગના દિવસે, સેક્રેટરી યા પ્રમુખે વર્ષની સાહિત્યપ્રવૃત્તિનું નિરીક્ષણ કરવું જોઇએ. મુંબઇમાં મીલમાલેકોની સભાઓ પણ વાર્ષિક

ભાગણ્ વખને ફ્રાન્સાના બજારનું (market) સરનામું તપાસો છે તો શું સોસાઇટીનું આ દિશામાં કર્તવ્ય નથી?

(૭) સોસાઇટીએ જ્ઞાન ફેલાવવા સારૂ અનેક પ્રયાસો કરવા જોઇએ.

**ફ્રી વાંચન અને સ્ત્રીવાંચન.**

પ્રાથમિક કેળવણી આપણી મ્યુનીસીપાલીટીઓ આપે છે પણ જનસમાજ અને સ્ત્રીમંડળ સારૂ વાંચનની અત્યંત જરૂર છે. આ વાસ્તે દરેક ઠેકાણે ફ્રી લાયબ્રેરી સ્થપાય તેવા પ્રયત્ન સોસાઇટીએ કરવા જોઇએ. પેટલાદના એક ઉત્સાહી અને પરોપકારી ગૃહસ્થે પોતાના આત્મભોગે આ દિશામાં બહુ સારૂં કાર્ય કર્યું છે અને તેમના મિત્રમંડળને બહુ સારી ફતેહ મળી છે. તે જ ધોરણે ગાયકવાડી રાજ્યમાં પોતાની ઉદાર રાજ્યનીતિને અનુસરીને, નામદાર ગાયકવાડ સરકારે દરેક ગામમાં ફ્રી લાયબ્રેરી સ્થાપી છે. ઇગ્લાંડમાં રીવ્યુ ઓફ્ રિવ્યુઝના અધિપતિ મી. સ્ટેડની 'ક્રુસેડ' બહુ સુપ્રસિદ્ધ છે. આવા અનેક કાર્યો સોસાઇટીએ ઉપાડવાં જોઇએ. 'સ્ત્રીવાંચન' સંબંધી હાલમાં બહુ ત્રુમ છે અને તે વાસ્તવિક છે. આ ખામી દૂર કરવા સોસાઇટીના વ્યવસ્થાપક મંડળે વિચાર કરી એક યોજના ઘડી કાઢવી જોઇએ.

(૮) હાલ જ્યારે સ્વદેશી ચળવળના પરિણામે લોકમાં દેશી કારીગરીને ઉત્તેજન આપી, જુના હુન્નરો સજીવન કરવા ભારી જીજ્ઞાસા છે ત્યારે સોસાઇટીએ વેપાર ઉદ્યોગ, હુન્નર, વિદ્યા આદિ વિષયો પર લેખો તેમજ પુસ્તકો લખાવી જનસમાજમાં જ્ઞાનની વૃદ્ધિ કરી, દેશની આર્થિક સ્થિતિ સુધારી, સુખના સાધનો વધારવા, ખાસ લક્ષ

**વિદ્યા, હુન્નર, દેશી કારીગરી સંબંધેનું સાહિત્ય.**

આપવું જોઇએ. અમલ નવીન લેખો થવાનો સમય હજી બહુ દૂર છે પણ જો સારા ભાષાંતરો થશે તો પણ સાધન ઘણા છે અને સારો લાભ થશે. નામદાર સરકાર દરેક પ્રાન્તની વખણાતી, સારી ચીજ પર ખાસ અનુભવી આદમી પાસે લેખ લખાવી તે જુદા પ્રસિદ્ધ કરે છે. (જેમકે સુરતના કિનખાબ, સુખડકામ; હાથીદાંતની કોતરણી વિગેરે) વળી થોડા સમયથી દરેક પ્રાન્તવાર ત્યાંના હૈયાત તેમજ નાબુદ થયેલા હુન્નરોની એક યાદી તૈયાર થાય છે સંયુક્ત પ્રાતમાં તપાસ થઇ ચુકી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગુજરાતમાં 'હાથની શાળો' દાખલ કરવા શા શા ઉપાયો યોજ્યા?

વિશેષ ખેતીવાડીની બાબતોમાં સોસાઇટીને ઘણું કરવાનું છે. આપણો ગુજરાત પ્રાંત ખેતીવાડી અને વેપાર ઉદ્યોગથીજ આબાદ છે અને તે સારૂ

મશહુર છે સર્વ સાધન તૈયાર છે. ફક્ત તેનો સારી રીતે ઉપયોગ થવાની જરૂર છે. સરકારનું 'પુસા ખેતિવાડી ખાતું' આ સંબન્ધે પુષ્કળ કામ કરે છે. હિન્દુસ્તાનમાં સારું રૂ ઉગાડવા ઇંગ્લાંડના મિલમાલિકોએ લાખો રૂપીઆ રોકી, એક મોટી કંપની કાઢી છે. વાસ્તે જો સોસાયટી આપણી ઔદ્યોગિક કોન્ફરન્સ, સરકાર તરફથી પ્રસિદ્ધ થએલા જુદા જુદા હુન્નરોના ખાસ લેખો ( Monographs ) ખેતિવાડી ખાતા તરફથી છપાતા રીપોર્ટ માસિકો અને પુસ્તકો હિન્દુસ્તાનની કાચી પેદાશ ( economic products) સંબન્ધે મિ. વોટસનાં ફરીથી તૈયાર થતા નવા અંકો વિગેરેની માહિતી મેળવી કામ કરશે તોપણ ઘણો લાભ થશે અમદાવાદમાં 'ડેરી' નું કામ ધમધોકાર ચાલે છે. સારે તે સંબન્ધે સર્વ માહિતીનો સંગ્રહ કરી, યોગ્ય જ્ઞાન, લોકમાં શા સારુ ફેલાવું ન જોઇએ? ઇંગ્લાડમાં લોર્ડ રીપન જેવા આપણા લોકપ્રિય વાઇસરોય ડેરીનો ધંધો કરે છે. સંચાના દુધનો જે વિકટ પ્રશ્ન છે તે પણ તેથી દૂર થશે વિલાયતમાં, તે ચીજ બીસ્કીટ વગેરેના ખપમા લેવાય છે, જ્યારે દેશમા અજ્ઞાનતા છે, જાહેર સંસ્થાઓ બહુ થોડી છે સારે સોસાઇટીએ દેશોન્નતિની દરેક બાબતો પર ખાસ ધ્યાન આપવું જોઇએ એમ મારું માનવું છે.

(૯) બુદ્ધિપ્રકાશમા બહુ સારા લેખો પ્રસિદ્ધ થયા છે હમણા જુની ફાઇલો સવળાને મળી શકે તેમ નથી વાસ્તે વ્યવ-

**સાહિત્યની કોન્ફરન્સ** સ્થાપક મંડળની એક કમિટી નીમી, તેઓએ આજ

**અને ગાઇડ બુક.** સુધી 'બુદ્ધિપ્રકાશ' મા જે જે સારા ઉપયોગી લેખો આવ્યા હોય તે એક પુસ્તકરૂપે ફરીથી છપાવવા એમ કદાચ કરવુ ન ફાવે તો, 'બુદ્ધિપ્રકાશ' મા આવી ગયેના વિષયેનુ એક સાફગાયુ કરી તે પ્રસિદ્ધ કરવું એવી નમ્ર સૂચના છે વળી, ઇગ્લાડમાં અનેક 'ગાઇડ બુક' અને 'રેફરન્સ' ના પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તેવી રીતે, દર વર્ષે સોસાઇટીએ સાહિત્યના ઉપયોગી વિષયો તેમજ વર્ષમાં બહાર પડેલા ગ્રંથોની યાદી, તેની કિંમત અને મળવાના સ્થળો સાથે જુદી છપાવવી જોઇએ. આજ સુધી ગુજરાતી સાહિત્યમા પ્રસિદ્ધ થયેલા સર્વ ગ્રન્થોની, એક યાદી થાય તો સાહિત્યના ઇતિહાસમા બહુ લાભ થાય. આ બહુ મહેનતનું કામ નથી. સરકાર તરફથી આજ કેટલાંક વર્ષો થયા દેશી પુસ્તકોની ત્રૈમાસિક યાદીઓ જુદી છપાય છે. તે પરથી મહેલાઇથી કામ બની શકશે

**સસ્તું સાહિત્ય**

૧૦. આપણી ગરીબાઇને લીધે તેમજ લોકની અજ્ઞાનતાને પરિણામે લેખકોને ઘણીવાર પૈસા સંબંધી મુસીબતો ખમવી પડે છે. તેથી જેમ વિલાયતમાં ઓક્સફર્ડ અને કેમ્બ્રીજ જેવી મહાન પાઠશાળાઓ પોતે પુસ્તકો છપાવી, પ્રસિદ્ધ કરે છે તો સોસાઇટી એક સારું પ્રેસ કાઢી, લેખકની તેમજ જનસમાજની સસ્તાં પુસ્તકો છાપી, સેવા કરે તો તે શું અયોગ્ય છે? ગુજરાતી પ્રેસ કેવું સારૂ કાર્ય કરે છે એ પ્રત્યક્ષ પુરાવો છે.

**પરદેશી મુસાફરોના અહેવાલો**

૧૧. ગુજરાતમાં અનેક વિદેશી મુસાફરો આવી ગયા છે અને (Hakluyt Society) હેકલુત સોસાઇટી તેના 'મુસાફરી' નાં ગ્રંથો માટ મશહુર છે. જો સોસાઇટી, ગુજરાતને લગતા અહેવાલનું એકાદ પુસ્તક રચાવે તો તે સમયની જનસમાજના રીત રિવાજ અને જીવનનો સારો ખ્યાલ આવે. પ્રાચીન કવિઓના પુસ્તકો પરથી આપણે કેટલાક અનુમાન બાંધી શકીએ પણ જો તેમા આ પરદેશી મુસાફરોના અહેવાલોની સાક્ષી આવે તો તે વાત ચોક્કસ સાબીત થાય અને લોકના અનેક વહેમ ટળી જાય. વળી-ગુજરાત અને કાઠિયાવાડમાથી, જે શિલાલેખો અને તામ્રપત્ર વિગેરે મળ્યા હોય તે સર્વ ભાષાંતર કરી પ્રજાની માહિતી માટે છપાવવાં જોઇએ ભાવનગર દરબારે, આવા એક બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે ઇંગ્રેજ સરકારના Indian Antiquary અને Epigraphia Indica વિદ્વાનોને એક મહાન સુખરૂપ છે

૧૨ આ શુભ ખુશાલીના પ્રસંગની યાદગારીમા ગુજરાતના અનાથ-શ્રમ અને કન્યાશાળાઓમા, જેઓ લાયબ્રેરી સ્થાપે તે સંસ્થાઓને સોસા-ઇટીએ છપાવેલા ગ્રંથો બક્ષીસ આપવા.

**રા. બા લાલ-શંકરભાઇ**

૧૩ છેવટે રા. બા લાલશંકરે સોસાઇટીની ઉત્તમ પ્રકારે સેવા કરી તેને સારી આબાદ સ્થિતિએ આણી છે તે સારૂ તેમની આ અવસરે સોસાઇટી તરફથી યોગ્ય કદર બુજાવી જોઇએ. તેમણે 'સ્ત્રી કેળવણી' અને સ્ત્રી ઉન્નતિ અર્થે સેવા કરી છે. તેમની જ મદદથી સોસાઇટીએ 'સ્ત્રી કેળવણી અને સ્ત્રી પરીક્ષા' ની ઉત્તમ રૂઢિઓ દાખલ કરી છે ટુંકાણમા તેમની સેવા અનેક છે, અને સોસાઇટીએ તેમના કાર્યની કદર, આ અવસરે કરવા ચુકવું નહિ.